# પ્રસ્તાવના.

સવત ૧૯૩૬ની સાલમા ગોંડળમા મહાપુરૂષ શ્રી ૭ જેચંદજી સ્વામીનું ચતુર્માસુ થવાથી શ્રી જીવાભીગમ સૂત્રની પ્રત ૧ તેમના તરફથી મને વાચવા મળી જે પ્રત પોતે કચ્છમાથી લાવેલ હતા તે પ્રત મે વાચી તે ઉપરથી તેનુ ગુજરાતીમા પ્રશ્નોત્તરરૂપે આખા સૂત્રનુ ભાષાન્તર કરવાથી સાધારણ વર્ગના શ્રાવક ભાઇઓને ઉપયોગી થાય એમ જણાયાથી તેમ કરવા મારૂ મન ઉત્સુક થયુ જેથી સવત ૧૯૩૮ની સાલમા તેનુ રફ કરવામા આવ્યુ

ત્યાર બાદ ગોંડળ સઘાડાના પટોધર પૂજ્ય સાહેબ શ્રી૭ દેવજી સ્વામીની પોતાની તેમજ તેમના ભંડારના પુસ્તકોની સાહાયથી સવત ૧૯૪૦ ની સાલમા રફ ઉપરથી ફેર કરવામા આવ્યુ જોકે તે પુસ્તક તરતમા છપાવવાનો વિચાર હતો પણ કેટલાએક સયોગોને લઇને અત્યાર સુધી જેમનુ તેમ પડતર રહ્યુ હતુ

સવત ૧૯૬૮ની સાલનું ચતુર્માસુ ગોંડળ સઘાડાના સુ સાધુ મહામુનિ જાદવજી સ્વામી સાથે તેમના સુશિષ્ય મહાપુરૂષ નાનચંદજી સ્વામી તથા મહાપુરૂષ પુરૂષોત્તમજી સ્વામી તથા મહાપુરૂષ મનજી સ્વામી (મહાપુરૂષ જેચંદજી સ્વામીના શિષ્ય) નુ ગોંડળમા થતા કેટલા એક શ્રાવક ભાઇઓ દરમ્યાન શ્રી જીવાભીગમ સૂત્ર વિષે ચર્ચા થતા તેમનો અભિપ્રાય ને આગ્રહ છપાવી બહાર પાડવાનો થયો લાબી મુદ્દત થયા પડતર રહેવાથી ફરી સશોધન કરવા મહાપુરૂષ શ્રી૭ જાદવજી સ્વામીને વિનતિ કરવામા આવી, તે હર્ષ સાથે સ્વીકારતા પોતાના સુશિષ્ય મહાપુરૂષ પુરૂષોત્તમજી સાથે ઘણા ખંત, ઉત્સાહ ને શ્રમથી સશોધન કરી ઘણો ઉપકાર કર્યો છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે

આવી રીતે બીજા મહાત્મા પુરૂષો તે મહાત્માનો ધડો લઇ ઉદ્યમી થઇ પોતાના વખતનો સદ્ ઉપયોગ કરે તો ઘણુ પ્રસશનિય ને જ્ઞાન વૃદ્ધિના કારણ બની ઘણો ઉપકાર કરી શકે

ઘણા શ્રાવક ગૃહસ્થો લાભ લઇ શકે એ હેતુથી જોકે ગુજરાતીમા કરવામા આવ્યું છે, પણ મૂળ સૂત્ર સાથે મેળવતા સુગમતાથી મેળવી શકાય તેટલા માટે ભાષાનો મોટો ફેરફાર કરવામા આવ્યો નથી એટલે કે શુદ્ધ ગુજરાતી હાલની શૈલીમા કરવાથી મૂળ સિદ્ધાત સાથે મુકાબલો કરવામા ફેરફાર લાગે નહી તેના માટે સિદ્ધાતશૈલી કાયમ રાખવામા આવી છે, તે જોકે આજના જમાનાવાળાને કઠીનતા કે વિચિત્ર લાગવા સભવ માનીએ તોપણ મૂળમા વિરૂદ્ધ ન આવે તે તરફ ખાસ ધ્યાન રાખવામા આવ્યુ છે

વળી જીવાભીગમજી સૂત્રમા જ્યા જ્યા શ્રી પન્નવણાજી સૂત્રની ભળામણ આપવામા આવી છે ત્યા ત્યા જરૂર જણાતી બાબતો ત્યાથી ઉમેરવામા આવી છે, એટલુંજ નહી પણ બની શકતા લગતા વિષયો બીજા સિદ્ધાતો વિગેરેના આશ્રયથી ઉમેરો કરવામા આવ્યો છે

ભગવંતે શાસ્ત્રોને વિષે ત્રણ પ્રકારના આગમ (સિદ્ધાંત) કહ્યા છે **सूतागमे, अथागमे, तदुभयागमे** સુતાગમે તે મુળપાઠ અથાગમે તે મુળપાઠનો અર્થ અને તદુભયાગમે તે મુળ પાઠ અર્થ સાથે "આ શ્રી જીવાભીગમજી સુત્રનું સંપુર્ણ ભાષાંતર પ્રશ્નોત્તર રૂપે" એ અથાગમે કહેવાય એ સતબાબ સમજવી

વળી કેટલાએક કહે છે કે—શ્રાવક સુત્ર વાંચે તો અનંત સંસારી થાય શ્રાવકને સુત્ર વાંચવાનો અધિકાર નથી શ્રાવકને તો **"लद्धट्ठा, गहीयट्ठा, पुच्छीयट्ठा"** એમને લાધા છે અર્થ જેણે ગ્રહ્યા છે અર્થ જેણે પુછ્યા છે અર્થ જેણે એટલે મતલબ કે શ્રાવક અર્થરૂપે ગ્રહી શકે, પણ મુળપાઠ વાંચી શકે નહીં વિગેરે વિગેરે કહે છે, પણ તે સર્વે ખોટું કહે છે કારણ કે તિર્થંકર પરમાત્માની વાણી અર્થરૂપે કહો કે પાઠરૂપે કહો કે અર્થપાઠ બન્ને રૂપે કહો એ બધું સિદ્ધાંતજ છે તેમાં ભેદ પાડવો તે ભરમાવવા જેવું છે માટે તાત્પર્ય તો એટલોજ છે કે તે તિર્થંકરની વાણી માટે ચારે તિર્થ, સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા હકદાર છે કોઇને પણ વાંચવાનો કોઇપણ સિદ્ધાંતમાં પ્રતિબંધ ભગવંતે કરેલ નથી

વળી ભગવંત તિર્થંકરની વાણી કહેવી છે? અમીય સમાણી (અમૃત સરખી) અનંત જ્ઞાન, ભાવ, ભેદ, ... નિક્ષેપની ભરેલી સકળ જગતને તારવાવાળી, સકળ જગતને દીપાવનારી, સકળ મોહને ટાળવાવાળી, ભવાબ્ધિથી તારવાવાળી, મોક્ષને આપવાવાળી, કષાયને હણવાવાળી, જેનું માપ કોઇથી થઇ શકે નહીં, જેનું માપ કરતા પોતાની બુદ્ધિ મપાય એવી, જેને કોઇ ઉપમા આપી શકાય નહીં જેના વખાણ હજારો જીભ વડે થઇ શકે નહિં અહાહા!!! એવી વાણી વાંચતા અનંત સંસારી થાય!!! શું બુદ્ધિ!!! શું સમજણ!!! અમૃત ખાતા કોઇને ઝેર ચડ્યું સાંભળ્યું છે? કદી કોઇ કારણે અમૃત ખાતા ઝેર ચડે પણ નિરવીકારી તિર્થંકરની વાણી વાંચતા અનંત સંસારી થાય!!! એતો અકલ બાહિરની વાત જણાય છે ત્યારે તેમ કહેનારનો હેતુ શું હોવો જોઇએ-તેનો ઉત્તર એટલોજ કે કહેનારનો આશય શ્રાવક વગેરેને અજ્ઞાનતામાં રાખવામાં કાંઇક પણ મોટો હેતુ હોવો જોઇએ તે જેમ શ્રી જ્ઞાતા સુત્ર નવમે અધ્યયને રયણા દેવીએ જીનરક્ષને જીનપાળને દક્ષિણના વનમાં જવાની મનાઇ કરી તેમ! (મતલબ જીનરક્ષ ને જીનપાળ દક્ષિણના વનમાં જાય તો રયણા દેવીના હાથમાં ન રહે તે હકીકત પણ એવીજ બની કે જીનરક્ષ ને જીનપાળ દક્ષિણના વનમાં ગયા છે શુળીએ પરોવેલ સખસને જોયો છે તેની હકીકતથી ને સેલગ જક્ષની સહાયથી રયણા દેવીથી છુટા થયા છે એ ઉપનય પણ સમજવા જેવો છે) એમ સમજાય છે એ બાબતની ચર્ચા ઘણી છે પણ આ ઠેકાણે તે વિષયમાં ઉતરવા પ્રસંગ નથી અહીં તો ફક્ત એટલુંજ કહેવું બસ છે કે એમ માનનારાને પણ આ પ્રશ્નોત્તર રૂપે ભાષાંતર વાંચવાથી અનંત સંસારી થવાની ભીતી (બીક) તેમની સમજણ પ્રમાણે નથી, જેથી તેમને પણ જો ઉપયોગી થઇ પડશે તો કૃતાર્થ થવા જેવું છે

શ્રી જીવાભીગમજી સુત્રના વિષયો જોવાને અનુકુળ પડે અને વાંચક વર્ગને કંટાળો

ન ઉપજે તેટલા માટે તેને જુદા જુદા હેડીંગમાં ગોઠવનામા આવ્યા છે, તો પણ મોઇ મૂળ વાત ત્રુટક કરવામા આવી નથી (હેડીંગ બાદ કરતા એક સરખી હકીકત નજરે આવશે)

આ પુસ્તક વાચક વર્ગો ઉપયોગી થશે તો લીધેલ શ્રમ ઉપયોગી ગણી હું મને પોતાને કૃતાર્થ માનીશ વળી ઉપયોગી થયાની ખાત્રી તેમના ખપ ઉપરથી જણાશે

આ પુસ્તક કદમાં ને શોભામા ધાર્યા કરતા વિશેષ કરવામા આવ્યુ છે છતા તેની કીમત જેમની તેમ કાયમ રાખવામા આવી છે તો આશા છે કે બે રૂપિયાની રાખેલી કીમત વાચક વર્ગને વધારે નહીં લાગતા સહુ તેનો લાભ લઇ શકશે

આ મારો પ્રથમ પ્રયાસ છે જેથી તેમા ખામી અને ભૂલ તો હશેજ પણ વાચક વર્ગ કૃપા કરી દીર્ઘ દ્રષ્ટીથી ક્ષમા કરશે એમ આશા રાખુ છુ ને જે ખામી જણાય તે સુચવવામા આવશે તો વખતે બીજી આવૃતિ કાઢવાનો પ્રસગ આવશે તો ઉપકાર સાથે સુધારવામા આવશે

સુજ્ઞ વાચક વર્ગો જાણે છે કે હમેશા કામ કરવુ ને ભૂલ કાઢવી એ બેમા ઘણો તફાવત રહેલો છે ભૂલની દ્રષ્ટીએ જોવાય તો ભૂલ નીકળેજ, પણ જો ગુણગ્રાહી અને અમીની દ્રષ્ટીથી જોવાય તોજ અનુકુળ પડતુ થવા સભવ થાય સ્વજાતિ સ્વજાતિને ગ્રહે એવો નિયમ છે તે મુજબ ગુણી ગુણને ગ્રહે ને દુર્ગુણી દુર્ગુણને ગ્રહે ગુણથી ગુણી ભિન્ન નથી, તેમ ગુણીથી ગુણ ભિન્ન નથી એ ગુણી અને ગુણ બન્ને એકજ છે દાખલા તરીકે સાકર અને સાકરની મીઠાશ ભિન્ન નથી તેથી કરી કેવળજ્ઞાન ઉપજે છે ત્યારે કોઇનો દોષ ગ્રહણ થતો નથી તેટલાજ કારણથી આચાર્ય પદવી કેવળી છતા છદ્મસ્તને અપાય છે માટે વાચક વર્ગ પોતાનુ ગુણગ્રાહીપણુ નહીં છોડવા પ્રાર્થના છે

આ પુસ્તકના ટેડણીમાં સાદી ભાષા વાપરવામા આવેલી એટલુજ નહિ પણ પુસ્તકની કીમત પહેલા અને પાછળથી ગ્રાહક થનાર પાસેથી એક સરખી લેવા રાખ્યા છતા તેમજ દીનપરદીન પુસ્તકોના હેન્ડબીલોનો વર્ષાદ વરસતા છતા જે ગૃહસ્થોએ ઉદારતા બતાવી અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપ્યો છે તેમનો અતઃકરણથી ઉપકાર માનુછુ

પુસ્તક છાપવુ પુરૂ થતા સુધીમાં જેમના તરફથી ગ્રાહકોના નામ ભરાઇ હેન્ડબીલો પાછા આવી પહોચ્યા છે તેઓ ગૃહસ્થોના સુબારક નામ પુસ્તકના પાછળના ભાગમા દાખલ કરવામા આવ્યા છે તક ગયા પછી આવેલા ગ્રાહકોનાં નામ રહી ગયા સબધે મારી કસૂર નહીં ગણવા વિનતિ છે

આ પ્રસગે મારે જણાવવુ જોઇએ કે રાજકોટના રહીશ કોઠારી અમેચદ ગોપાળજી જે સ્વભાવે શાન્ત અને મીલનસાર છે તેણે પોતાના આપકર્મિપણાથી પોતાની બાહોશીથી થોડા વરસ થયા મુંબઇમા કમિશન એજન્ટની પોતાથી દુકાન કરેલી છે તે મારા નજીક કુટુબી થાય છે તેણે આ પુસ્તકના સબધમા પહેલેથી છેવટ સુધી તન મન ને ખતથી પોતાના કિમ્મતી વખતનો ભોગ આપી વખતો વખત કિમ્મતી મદદ કરેલી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે

## વાંચવાને ખાસ વિનતિ કરવામાં આવે છે કે—

સ્થાનકવાસીમાંથી ભાગ્યેજ મોટા પુસ્તકો બહાર પડે છે તેનું કારણ ફક્ત પ્રમાદ અને ઉત્તેજનની ખામી છે તે બન્ને ખામી એવી છે કે તેની જેમ જેમ ઉંડી જડ પડતી જાય તેમ તેમ અસ્ત થતો જાય ને નીકળી જાય તો ઉદય થતો જાય માટે ઉદય ને અસ્ત એમાં સમાણો છે એમ મારૂં માનવું છે માટે તે ખામી દૂર થવા જરૂર છે

વિશેષ વિનતિ કે શ્રી પનવણાજી સૂત્ર જે શ્રી સમવાયંગ સૂત્ર ચોથું અંગ તેનું ચોથું ઉપાંગ છે તે સૂત્ર ઘણું મોટું અને ઘણીજ બારીક સમજણવાળું છે જેમાં ઘણા બોલચાલના થોકડા સમાણા છે તે સૂત્ર ભાગ્યેજ પરદામાં (વાખ્યાનમાં) વંચાય છે એટલુંજ નહીં પણ તેના જાણવાવાળા કે પોતાની સમજણથી વાંચી જાણી શકે એવા ગૃહસ્થ આંગળીને ટેરવે ગણ્યાની લીટે એવા બારીક સમજણવાળા એ જ્ઞાનના ખજાનારૂપ સૂત્રનું સંપૂર્ણ ભાષાંતર સરળ ગુજરાતીમાં સહુ સમજી શકે એવી સહેલી ભાષામાં થાય તો ઘણાને ઉપયોગી થાય એવા હેતુથી તેનું આ જીવાભિગમ સૂત્ર જેવું પ્રશ્નોત્તર રૂપે ભાષાંતર કરવું શરૂ કરેલ છે તો જો આ જીવાભિગમ સૂત્ર પ્રશ્નોત્તર રૂપે વાચક વર્ગને અનુકૂળ પડશે તો શ્રી પનવણાજી સૂત્રનું સંપૂર્ણ ભાષાંતર પ્રશ્નોત્તર રૂપે વિસ્તારવાળું કોઈ વિદ્વાન મુનિ મહાત્મા પાસે તપાસાવી શુદ્ધ કરાવી બાદ છપાવી બહાર પાડી વાંચક ભાઈઓની સેવામાં મુકવા વિચાર છે એજ વિનતિ

વીર સંવત ૨૪૪૮ વિક્રમ સંવત ૧૯૭૮ }
માગશર શુદ ૧૦ વાર બુધવાર }
તારીખ ૧૮-૧૨-૨૧, ગોંડળ.

હું છું ગુણીજનોનો દાસ
**નીમચંદ હીરાચંદ કોઠારી.**
પ્રશ્નોત્તર રૂપે ભાષાંતર કરનાર



# અનુક્રમણિકા.

| નંબર. | બાબત. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧૪૩ | છ પ્રકારે સર્વ જીવના આલાવા બે તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અ૫, બહુત્વનો અધિકાર | ૩૫૬ |
| ૧૪૪ | સાત પ્રકારે સર્વ જીવના આલાવા બે તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અ૫, બહુત્વનો અધિકાર | ૩૫૮ |
| ૧૪૫ | આઠ પ્રકારે સર્વ જીવના આલાવા બે તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અ૫ બહુત્વનો અધિકાર | ૩૬૦ |
| ૧૪૬ | નવ પ્રકારે સર્વ જીવના આલાવા બે તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અ૫, બહુત્વનો અધિકાર | ૩૬૩ |
| ૧૪૭ | દશ પ્રકારે સર્વ જીવના આલાવા બે તેમાં તેની કાયસ્થિતિ અંતર ને અ૫, બહુત્વનો અધિકાર | ૩૬૫ |
| ૧૪૮ | આશ્રય પત્ર | ૩૭૩ |



# શ્રી જીવાભીગમસૂત્રનું ભાષાંતર

## પ્રશ્નોત્તર રૂપે.

### પ્રથમ પીઠિકા (મંગળાચરણ).

**શ્રી જીનાય નમ** **નમો અરિહંતાણં**—રાગદ્વેષ વૈરીના હણનાર તથા જેણે ચાર ઘાતીકર્મ (જ્ઞાનાવર્ણિ,૧ દર્શનાવર્ણિ,૨ મોહની,૩ અને અંતરાય૪) ક્ષય કર્યા તથા કોઇ રહસ્ય (ગુપ્ત) નથી તથા ચોત્રિશ અતિશય કરી સહીત પાંત્રિશ પ્રકારની વાણીએ બીરાજમાન એવા અરિહંત દેવને નમસ્કાર કરૂં છું **નમો સિદ્ધાણં**—નમસ્કાર હો સિદ્ધાણં—સકલ કાર્ય સાધ્યા આઠ કર્મ ખમાવી પંચમ ગતિને પ્રાપ્ત થયા, અને એકત્રિશ ગુણે કરી સંયુક્ત એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું **નમો આયરિયાણં**—પોતે પાંચ આચાર પાળે, બીજાને પળાવે, આઠ સંપદાએ કરી બીરાજમાન એવા આચાર્યજીને નમસ્કાર કરૂં છું **નમો ઉવજ્ઝાયાણં**—જે સુત્ર સૂત્રાર્થ ભણે ભણાવે બહુ સુત્રિની ઉપમાએ કરી બીરાજમાન એવા શ્રી ઉપાધ્યાયજીને નમસ્કાર કરૂંછું **નમો લોયે સવ્વ સાહુણં**—સર્વ મનુષ્ય લોકને વિષે સાધુજી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપના સાધનાર સત્તાવીશ ગુણે કરી બીરાજમાન એવા સાધુજીને નમસ્કાર કરૂંછું

વળી નમસ્કાર હુઓ રૂષભાદિક ચોવીશ તિર્થંકરો એટલાને નમસ્કાર કરીને શ્રી ગણધરદેવ શ્રી જીવાભીગમસૂત્ર પ્રત્યે રચે છે એ જીનપ્રવચન દ્વાદસાંગી રૂપ નિશ્ચય જીન શ્રી મહાવીરને સમત છે જીન તિર્થંકર કેવળી પ્રમુખને અનુકુળ છે, વળી અતીત અનાગત અને વર્તમાન રૂપ તિર્થંકર સર્વને સમત છે એ દ્વાદસાંગી જીન શ્રી મહાવીર પ્રણીત કથીત છે, જીન શ્રી મહાવીરે પરૂપીત છે, જીન શ્રી મહાવીરે આખ્યાન ભાષીત છે, જીન કેવળી ગણધર પ્રમુખે અનુચીર્ણું છે, આચરીત છે, જીન શ્રી તિર્થંકરે પ્રજ્ઞાપ્ત કથીત છે, એ ઉપશાદિ જીન શ્રી તિર્થંકરે દેખાડયુ છે, એ પ્રવચન દ્વાદસાંગી રૂપ શ્રી તિર્થંકરે પ્રસન્ન ઉત્તમ ભાખ્યો છે તેહવો સિદ્ધાંત અનુક્રમે તેહને વિષે સહહનાયમાં વિશ્વાસ રાખતા થકા મનને વિષે તે સીદ્ધાંત માથે રૂચી રાખતા થકા એહવા સ્થિવર પુરૂષ ભગવંતના ... પ્રકાર તે શ્રી જીવાજીવાભિગમ નામે અધ્યયન કહે છે તિહાં વિષે શ્રી સદ્‌ગુરૂ પ્રત્યે કહે છે

## ૧. જીવાભિગમ તે શું?

પ્રશ્ન—સ્વામી જીવાભિગમ તે શું કહીએ?

ઉત્તર—હે શીષ્ય જીવાભિગમના બે ભેદ કહ્યા છે, પ્રથમ જીવની હકીકત જ્ઞાનરૂપ અને બીજી અજીવની હકીકત જ્ઞાનરૂપ

## ૨. અજીવનો અધીકાર.

પ્રશ્ન—સ્વામી અજીવની હકીકત તે શું છે?

ઉત્તર—હે શિષ્ય અજીવની હકીકત તેહના વળી બે ભેદ છે, એક રૂપીઅજીવની હકીકત અને બીજી અરૂપી અજીવની હકીકત

પ્રશ્ન—સ્વામી અરૂપી અજીવની હકીકતના કેટલા ભેદ છે?

ઉત્તર—હે શિષ્ય અરૂપી અજીવની હકીકતના દશ ભેદ છે તે કહું છું ધર્માસ્તિકાય (ખંધ૧ દેશ૨ પ્રદેશ૩ અધર્માસ્તિકાય ખંધ૧ દેશ૨ પ્રદેશ૩ આકાશાસ્તિકાય ખંધ૧ દેશ૨ પ્રદેશ૩ એમ નવ અને કાળ ૧૦ એ અધિકાર પન્નવણા ગ્રંથથી જાણવો)

હવે ઉપરના દશ ભેદનો વિવરો કહે છે—ધર્માસ્તિકાય દ્રવ્યથી એક ૧, ક્ષેત્રથી લોક પ્રમાણે ૨, કાળથી આદ્ય, અંત રહિત ૩, ભાવથી વર્ણ ગંધ રસ, સ્પર્શ રહીત (અરૂપી)૪, ને ગુણથી ચલણ સહાય (ચાલવામા સાહાજ્ય આપે જલ મિનવત્) ૫

અધર્માસ્તિકાય દ્રવ્યથી એક ૧, ક્ષેત્રથી લોક પ્રમાણે ૨ કાળથી આદ્ય, અંત રહિત ૩, ભાવથી અરૂપિ ૪, ને ગુણથી સ્થિર ગુણ ૫ (સ્થિર રહેવામા સાહાજ્ય આપે ઝાડ પથીને ન્યાયે)

આકાશાસ્તિકાય દ્રવ્યથી એક ૧ ક્ષેત્રથી લોકાલોક પ્રમાણે ૨, કાળથી આદ્ય, અંત રહિત ૩ ભાવથી અરૂપી ૪, ને ગુણથી અવકાશ ગુણ ૫ (મારગ આપવાનો સાહાજ્ય આપે ભીંત ખીલીને ન્યાયે)

કાળ દ્રવ્યથી અનેક (અનેક વસ્તુ ઉપર વર્તે માટે) ૧ ક્ષેત્રથી અઢીદ્વીપ પ્રમાણે ૨ (અઢી દ્વીપમાજ સુર્યચંદ્ર ફરે છે તેથી સાજ દિવસ રાતની ગણતરી છે બધે તેમાણે કાળની ગણના અઢીદ્વીપનીજ લેવાય તે માટ) કાળથી આદ્ય અંત રહિત ૩ ભાવથી અરૂપિ૪ અને ગુણથી વર્તના લક્ષણ (નવાને જુના કરે ને જુનાને નવા કરે)

એટલે એ ચાર અજીવ અરૂપિ [illegible] વીશ ભેદ થયા ને ઉપર [illegible] મળી ૩૦ ભેદ અરૂપિ અજીવના થયા એટલે અરૂપિ અજીવની હકીકત પુરી થઇ હવે રૂપી અજીવની હકીકત કહું છું

પ્રશ્ન—સ્વામી રૂપી અજીવની હકીકતના કેટલા ભેદ છે?

ઉત્તર—હે શિષ્ય, રૂપી અજીવની હકીકત ચાર ભેદે કહી છે, પુદ્ગલાસ્તીકાયનો ખંધ૧ ખંધનો દેશ૨ ખંધનો પ્રદેશ૩ અને પરમાણુયા૪ એમ ચાર ભેદ વળી તે પુદ્ગલાસ્તિકાયના

પાચ ભેદ કહ્યા છે તે કહેછે

પાચ વર્ણે કરી પ્રણમીત, બે ગધે કરી, પાચ રસે કરી, આઠ સ્પર્શ કરી, ને પાચ સસ્થાને કરી, ઇત્યાદિક પ્રણમીત તેહનો વિસ્તારથી વર્ણન કરે છે

(જે વર્ણપણે રહેલા છે તે પાચ પ્રકારે—કાળો, લીલો, રાતો, પીળો, ને સ્વેતપણુ પરણુમીત

ગધપણે રહેના છે તે બે પ્રકારે સુગધ ને દુર્ગંધપણે પરણુમીત

રસપણે જે રહેના છે તે પાચ પ્રકારે તીખો, કડવો, કસાયલો, (કાચાફળ), ખારો, ને મીઠો

સ્પર્શપણે જે રહેલા છે તે આઠ પ્રકારે કર્કશ, (ખરસટ), સુહાળો (લીસો) ભારે, હળવો, ટાઢો, ઉનો, ચોપડયો ને લુખો

સઠાણ (આકૃતિ) પણે જે રહેલા છે તે પાચ પ્રકારે પરિમડલ (ચુડીવત્), વૃત્ત (ગોળ લાડુવત્), તસ (ત્રણખુણીયા), ચારસ (ચારખુણીયા), ને આયત (લાકડીવત્)

હવે જ્યા એક કાળો વર્ણ હોય ત્યા તેમા બીજા વીશ ભેદ હોય તે કહે છે ૨ ગધ, ૫ રસ, ૮ સ્પર્શ ને ૫ સસ્થાન એ ૨૦ જેમ કાળા વર્ણમા કહ્યા, તેમ ૨૦ નીલામા, ૨૦ રાતામા, ૨૦ પીળામા ને ૨૦ ધોળામા એમ ૧૦૦ ભેદ પાચ વર્ણના થાય

એક દુર્ભિગધમા ૨૩ ભેદ હોય તે ૫ વર્ણ ૫ રસ, ૮ સ્પર્શ ને ૫ સઠાણ, એમ ૨૩ (જ્યા દુર્ભિગધ હોય ત્યા સુભિગધ ન હોય ને જ્યા સુભિગધ હોય ત્યા દુર્ભિગધ એકબીજાના પ્રતિપક્ષી ન હોય) એજ રીતે સુભિગધના પણ ૨૩ ભેદ મળી ૪૬ ભેદ બે ગધના થાય

એક તીખા રસમા, ૫ વર્ણ, ૨ ગધ, ૮ સ્પર્શ ને ૫ સઠાણ, મળી ૨૦ ભેદ થાય એજ રીતે પાચે રસના મળીને ૧૦૦ ભેદ થાય

એક કર્કશ સ્પર્શમા ૫ વર્ણ, ૨ ગધ, ૫ રસ, ૬ સ્પર્શ, (છ સ્પર્શ કહેવાનુ કારણ કે એક કર્કશ નહીં તેમ જ્યા કર્કશ હોય ત્યા તેનો પ્રતિપક્ષી સુહાળો હોય નહીં, એમ દરેકમા પોતે ને તેનો પ્રતિપક્ષી મુકી દેવા) ને ૫ સસ્થાન એમ ૨૩ ભેદ એકેક સ્પર્શના ગણતા આઠેમા થઇને ૧૮૪ ભેદ થાય

એક પરિમડલ સસ્થાન તેમા ૫ વર્ણ, ૨ ગધ, ૫ રસ, ને ૮ સ્પર્શ એ ૨૦ ભેદ હોય એમ ૫ સસ્થાનના મળી ૧૦૦ ભેદ થાય

ઉપર પ્રમાણે ૫ વર્ણના ૧૦૦, ૨ ગધના ૪૬, ૫ રસના ૧૦૦, ૮ સ્પર્શના ૧૮૪ ને ૫ સસ્થાનના ૧૦૦, મળી ૫૩૦ ભેદ રૂપી અજીવના શ્રી પનવણા સુત્રના પેના પદથી જાણવા) એટલે રૂપી અજીવની હકીકત પુરી થઇ હવે જીવની હકીકત કહે છે

## ૩ જીવનો અધિકાર.

પ્રશ્ન—સ્વામી ? જીવની હકીકત તે શુ ?

દાદિક જાણવા) તથા તે જો એમાળી વીચરતો સમય હોય તો એમાળી વિચરે છે, નહી તો ગચ્છમાજ વિચરે છે અને જો પુર્વાધીત શ્રુત ન હોયતો અવશ્ય ગુરૂની પાસે જઈને વેષ ગ્રહણ કરે, અને તેની સાથે વીચરે એ નિયમ છે અને પ્રત્યેકબુધ તો પુર્વભવાધીત શ્રુતવાનાજ હોયછે, ( તે જઘન્યથી અગીઆર અંગ તથા ઉત્કૃષ્ટથી કાંઈક ન્યુન દશ પુર્વ ભણેલો જાણવો) એને લીંગ દેવતા દીયે છે અથવા લીંગ રહીત પણ હોય છે એમ શ્રુતિ તથા લીંગ એ બે મળી ત્રણ ભેદ થયા અને સ્વયંબુધને પાત્રાદિક બારવિધ ઉપધી હોય છે એમ કહ્યું છે ને પ્રત્યેકબુધને તો જઘન્યથી બે પ્રકારનીજ ઉપધી કહેલો છે તથા ઉત્કૃષ્ટથી નવ પ્રકારની પણ ઉપધી કહેલી છે એ વસ્ત્ર વિના ઉપધીના ભેદ જાણવા

૭ જે બુધ એટલે આચાર્યના કહેલા ઉપદેશથી બોધને પામીને દિક્ષા લઇ અનુક્રમે મોક્ષને પામે તે બુધબોધિત સિદ્ધ જાણવા

૮ જે સ્ત્રીનુ લીંગ (ચિન્હ) છતા મુક્તિપદને વર્યા છે તે સ્ત્રીલીંગ સિદ્ધ તે લીંગ ત્રણ પ્રકારનુ છે—એક જેને પુરૂષવેદની પેઠે પુરૂષની અભિલાષા હોય બીજુ શરીર નિર્વૃતિ, નિતંબ તથા સ્તન ભાગાદિક જેને હોય અને ત્રીજુ નેપથ્ય તે તિલક તથા અંજન, નેત્રાંજન, વસ્ત્ર, હાર, ડોર અને નુપુરાદિ લક્ષણ બહુલ શૃંગારરૂપ હોય છે, એ ત્રણ લીંગ છે તેમાનુ અત્ર શરીર નિર્વૃતિ લક્ષણ લીંગ ગ્રહણ કર્યુ તે છતા ચારીત્રની પ્રાપ્તિ થયેથી જે કેવલાવસ્થા પામીને મોક્ષે જાય તે સ્ત્રીલીંગ સિદ્ધ કહેવાય છે

**આશંકા**—વેદની વર્જના શા માટે કરી છે?

**નિરાકરણ**—વેદ છતા યથાખ્યાત ચારીત્ર તથા કેવલજ્ઞાનની પ્રાપ્તી થતી નથી માટે તેનો નવમે ગુણઠાણે અભાવ થાય તોજ ઉપરલા ગુણઠાણા પ્રત્યે આરોહ થઇ શકે છે, અને ત્યારપછી ચાર ઘાતીક કર્માનો ક્ષય કરેછે માટે વેદ લક્ષણ લીંગ વર્જ્યુ, અને શૃંગાર લક્ષણ પણ કાંઇ પ્રધાન નથી, કેમકે મોટે શૃંગાર સજીને સિંહાસન ઉપર બેઠેલી છતા શુભ ધ્યાને ભાવના ભાવતાં થકી સ્ત્રી કેવળજ્ઞાન પામેછે તેમ શૃંગાર રહીત થયથકી પૂર્વોક્ત અવસ્થાએ કરીને પણ કેવળજ્ઞાન પામેછે માટે શૃંગાર મોક્ષનો સાધન નથી શરીરનો આકાર તો વિશેષે કરી રોધક હોયજ નહી કેમકે જ્યાસુધી મનુષ્યગતિનો વિષે મનુષ્યનુ આયુષ્ય હોયછે, ત્યા સુધીજ એ ચિન્હ હોયછે

**આશંકા**—(દિગંબરી) સ્ત્રીને મોક્ષની પ્રાપ્તિ થતીજ નથી, કેમકે મોક્ષ થવુ તે ચારિત્રને આધીન છે, તે ચારીત્ર સ્ત્રીને ઉદય આવે નહીં, કેમકે સ્ત્રીને સર્વથા પુરૂષ વિના રહેવાપણુ ગમતુ નથી સ્ત્રીના અંગોપાંગ સર્વથા પુરૂષને અભિલષણી છે, તેથી તે ઉઘાડ રખાય ગમતા નથી, અને તે ઢાંકવાને અર્થ વસ્ત્રધારણ કરવા પડે વસ્ત્ર રાખવાથી પરીગ્રહ થાયછે, અને પરીગ્રહવાળા મનુષ્યને મુર્છાનો સંભવ હોયછે જ્યાસુધી મુર્છા છે ત્યાસુધી તેને સંજમની પ્રાપ્તિ થતી નથી, માટે સ્ત્રીને ચારીત્રની પ્રાપ્તિ ન થાય અને ચારીત્ર વિના મોક્ષની પ્રાપ્તિ તે કેમ થાય? વળી સંસારમા સર્વોત્કૃષ્ટ પદવીની પ્રાપ્તિ સર્વોત્કૃષ્ટ અધ્યવસાયથી થાય છે, એ વાત સઘાને સમ્મત છે તે સર્વોત્કૃષ્ટ પદ બે પ્રકારનુ

છે—એક સર્વોત્કૃષ્ટ પ દુખનું સ્થાનિક છે, અને બીજુ સર્વોત્કૃષ્ટ પદ સુખનું સ્થાનિક છે તેમા સર્વોત્કૃષ્ટ દુખનું પદ સાતમી નરક પૃથ્વીની પ્રાપ્તિ છે, અને સર્વોત્કૃષ્ટ સુખ તે મોક્ષપદની પ્રાપ્તિ છે તેના સપ્તમ નરક પૃથ્વીએ સ્ત્રીનું ગમન થઇ શકે નહીં એમ સિદ્ધાતોમા કહ્યુ છે જ્યારે એવુ પાપ ઉપાર્જિત વીર્ય સ્ત્રીને હોતુ નથી ત્યારે મોક્ષપદનુ ઉપાર્જન કરવા જેવુ મનોવીર્ય તે સ્ત્રીને ક્યાથી હોય? માટે સ્ત્રીને મોક્ષનો સભવ નથી વળી સ્ત્રીએ પુર્વે ભવાતરને વિષે માયા મોહની કર્મનું ઉપાર્જન કર્યું હોયછે કે જેથી સ્ત્રીવેદ મળેછે માટે સ્ત્રી માયાવીજ હોયછે તે કારણ માટે તે સ્વભાવે કુટીલજ હોયછે એવા યાગે કરીને સ્ત્રીને ચારીત્રની પ્રાપ્તિ થાય નહીં વળી સાધુ તો વનવાસી હોયછે જ્યા ઘણા મનુષ્યાદિકનો સંઘટ્ટ હોય ત્યાં સાધુ રહે નહીં કેમકે ત્યા જ્ઞાન ધ્યાનનો વ્યાઘાત થાયછે અને સ્ત્રીથી તો એકાળ રહે વાતુ નથી જ્યા વસ્તી હોય ત્યાજ રહી શકાય છે કેમકે સ્ત્રીને એકાકી વીચરતા તેના શીલમા વીઘ્ન પડેછે, ઘણામા રહેતા પ્રતિબંધ પડે અને રાગદ્વેષમા પડે, માટે સ્ત્રીને ચારીત્ર પણ નહીં તો ચારીત્રના અભાવે મોક્ષ તે ક્યાથીજ હોય?

*નિરાકરણ*—(સિદ્ધાતી) સ્ત્રીને વસ્ત્રનો પરીગ્રહ કહેવો નહીં જેની ઉપર મુર્છા હોય છે તેજ પરીગ્રહ કહેવાય છે મુર્છા વિના પરીગ્રહ કહેવાય નહીં ॥યત॥ **मुछा परीग्गहोवुत्तो,** એમ શ્રી દસવિકાલીક સિદ્ધાતમા કહ્યુ છે તે કારણ માટેજ ભરત ચક્રવર્તિ ખંડ (છે) ખડનો ભોક્તા, ચોસઠ હજાર અંતેઉરી સહીત દર્પણ સદનમા બેઠા છતા તથા સર્વ અલંકારે કરી અલંકૃત છતા કેવળજ્ઞાન પામ્યા છે કેમકે તે વસ્તુથકી મુર્છાથી રહીત હતા તે માટે ઉનને ભોગ પરીગ્રહ તો મમત્વ ભાવ છે અને જે મમત્વ ભાવ થકી રહીત છે તેને તો ધન ધાન્યાદિ સપત્તિ પણ બાધ કરી શક્તિ નથી જો એમ ન માનીએ તો સસારને વિષે સર્વ દારીદ્રી મનુષ્યોને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇને મોક્ષનો પ્રસગ આવશે, કેમકે તેની પાસે કોઇ સમયે એક કોડી માત્રનો પણ પરીગ્રહ હોતો નથી તેમ છતા તેવા પ્રાણીઓ તો સસારમા ઘણા રઝળતા દીસમા આવે છે, પણ તેઓની પાસે મુર્છારૂપ મોટો પરીગ્રહ હોય છે, માટે તેઓને શુભ દશા પ્રગટ થતી નથી વળી શ્રી વિતરાગે બે કલ્પ કહ્યા છે—એક જીનકલ્પ ને બીજો સ્થિવરકલ્પ તેમા જીનકલ્પનો સ્ત્રીને સભવ નથી, પરતુ સ્થિવર કલ્પનો સભવ છે

પુર્વ પક્ષમા કહ્યુ છે કે, ઉત્કૃષ્ટપદનું બાધક મનોબળ છે તે સ્ત્રીને હોતું નથી, માટે જેમ સ્ત્રી સાતમી નરકે જતી નથી, તેમ તે મોક્ષને વિષે પણ જઇ શકે એ યુક્તિ પણ યોગ્ય નથી, એવો પણ કાઇ નિયમ નથી, કેમકે, કેટલાએક પુરૂષાદિકને ક્ષેત્ર એકાનું સામર્થ્ય હોય છે પણ શસ્ત્રાભ્યાસ કરવાનુ સામર્થ્ય નથી હોતુ તેથી શુ થયુ? કોઇ કોઇ એક કર્મની સ્ફુરણા ન થયાથી શુ બીજા કર્મોની સ્ફુરણાનો પણ અભાવ સમજવો કે? એમ છતા જો હઠ કરી બેસશો તો બીજી ઘણી વાતોમા વિરોધ આવશે જેમકે વધુમાં વધુ પાપ ઉપાર્જિને ભૂજપર સર્પ નીચે બીજી નરક સુધીજ જાય છે અને પક્ષીઓ નીજી

નરક સુધી જાય છે અને વધારેમા વધારે પુન્ય ઉપાર્જિને ઉપર તે બને જાતિવાળા પ્રાણીઓ સહસ્રાર આઠમા દેવલોક સુધી જાય છે ઇહા મનોબળ તો બન્નેનુ સરખુ છે ત્યારે અધોગમન થોડુ અને ઉર્ધ્વગમન ઘણુ કેમ થાય છે? માટે એવો નિયમ ન કહેવો એવી રીતે સ્ત્રી જાતીનો પણ એવો સ્વભાવ જ છે કે ઉત્કૃષ્ટ પાપ ઉપાર્જન કરતો છઠ્ઠી નરક પૃથ્વી સુધીજ જાય, પરતુ ઉત્કૃષ્ટ સવરની પ્રાપ્તિ થયાથી મોક્ષની પ્રાપ્તિ તો થાયજ

વળી પુર્વપક્ષમા કહ્યુ છે કે, સ્ત્રીને માયા મોહનીય કર્મની અધિક્તાને લીધે ચારિત્ર ઉદય આવે નહી એ વાત અધપી સત્ય છે, તથાપી સ્ત્રીને મોહનિય કર્મનો ઉપસમ તથા ક્ષય હોય છે એનો કોઇનાથી અનગીકાર થાય નહીં, અને સર્વથા સ્ત્રીને મોહનીય કર્મનો ક્ષય અથવા ઉપસમ થતેજ નથી એવુ તો તમારાથી પણ કહેવાશે નહીં, કેમકે અનતાનુબધી કષાયનો ઉપસમ અથવા ક્ષય થાય ત્યારે જ સમ્યક્તની પ્રાપ્તિ થાય છે, અને અપ્રત્યાખ્યાનીય કષાયનો ઉપસમ અથવા ક્ષય થાય ત્યારે જ દેશવિરતીપણું પ્રાપ્ત થાય છે, એમ તો તમે પણ અગીકાર કરો છો, ત્યારે સ્ત્રીમા સર્વવિરતીપણુ કેમ માનતા નથી? વળી ગોમટ્ટસારની ગાથામા સ્ત્રીને મોક્ષ કહ્યો છે —

**अडयाला पुरेया इत्थीवेयायहुती चालीसा, वीस नपुसगवेया, समए एगेण सिझति ॥१॥** એવો પાઠ તમારા સિદ્ધાતોમા પણ દીઠામા આવે છે તેમજ કર્મગ્રથ તથા ગુણસ્થાન ક્રમારોહણનો વિચાર કરતા પ્રસિદ્ધપણે સ્ત્રીને મોક્ષનો સભવ થાય છે જેમકે, નવમા અનિવૃતિકરણ ગુણસ્થાનક સુધી ત્રણે વેદનો ઉદય હોય છે, ત્યા છાસઠ પ્રકૃતિઓ ઉદયને પામે છે પછી સુક્ષ્મ સપરાય દશમા ગુણસ્થાનકમાં પણ છાસઠ પ્રકૃતિઓનોજ ઉદય હોય છે, એમા ત્રણ વેદ તથા સન્જ્વળનો ક્રોધ, માન ને માયા, એ ૭ પ્રકૃતિઓ હોતી નથી એવી રીતે ઉત્યાધિકારમા કહ્યુ છે એ ઉપરથી જાણવુ જોઇએ કે જો સર્વ વિરતી ચારીત્ર સ્ત્રીને ન હોય તો નવમા ગુણસ્થાન સુધી કેમ પહોચી શકે? માટે સ્ત્રીને સર્વ વિરતીપણુ માનવુ જ જોઇએ છીએ એ વિષે સારી રીતે વિચાર કરી જોજો

વળી પુર્વપક્ષમા કહ્યુ કે સ્ત્રીને એકાકી વિચરવાનો અધિકાર નથી, કેમકે, એકાકી વિચર્યાથી તેના શીળમા વિઘ્ન પડવાનો સભવ થાય, અને જો પચની સાથે વિચરે તો મમત્વભાવ થાય એ યુક્તિ પણ વિચાર રહીત છે, કેમકે એકાકી વિચરતાં પણ જો મન શુદ્ધ હોય તો કાઇપણ શીળનો ભગ થતો નથી સ્ત્રીઓને વિષે તો એવુ ધૈર્ય હોય છે કે તેને દેવો પણ ડોલાયમાન કરી શકતા નથી તેમ પચને વિષે વિચરતા મમત્વ પણ સભવે નહીં, કેમકે, જો તેના મનમા વિત્તરાગ દશા હોય, તો સસારમા જીવને જે સરાગપણુ બધનનો હેતુ છે, તે જો ઉપસમને પામ્યો તો પછી તેને વન તથા ઘર બન્ને સરખાં છે એ કાઇ જીવને બધનના હેતુ થતા નથી બધ તે એક રાગાદિ લક્ષણ અશુદ્ધ ઉપયોગ છે ઇત્યાદિક વિચાર કરતા તથા શ્રી વિત્તરાગ દેવની આજ્ઞા જોતા તો સ્ત્રીને મોક્ષ થાય છે એવી રીતે સ્ત્રીસિદ્ધ જાણીએ

૯ જે પુરૂષના લીંગરૂપ સિદ્ધપણો પહોચે છે તે પુરૂષલીંગ સિદ્ધ તે લીંગ પણ પુર્વની પેરે ત્રણ પ્રકારના છે—વેદ શૃંગાર ને આકાર, તેમાં વેદ ત્યાગ કરવા યોગ્ય છે, કેમકે વેદ છતા નિશ્ચે કરી મોક્ષની પ્રાપ્તિ થાયજ નહીં શૃંગાર છતા કદાચીત મુક્તિ થાય છે, ને કદાચીત નથી પણ થતી, તથાપી શૃંગાર અપ્રધાનજ છે, અને આકાર છતા મોક્ષ થાય છે, માટે તે પુરૂષલીંગ સિદ્ધ કહીએ

૧૦ જે નપુસકલીંગે સિદ્ધત્વ પામે છે તે નપુસક સિદ્ધ તે લીંગ પણ પુર્વોક્ત રીતે ત્રણ પ્રકાર છે-વેદ શૃંગાર ને આકાર તેમાં વેદ અને શૃંગાર એ ત્યાગ કરવા યોગ્ય છે અને આકારને વિષે મોક્ષ થાય છે માટે ગ્રહણ કરવા યોગ્ય છે એવા કૃતિમ નપુસક લીંગે જે મોક્ષ થયા તે નપુસકલીંગ સિદ્ધ કહેવાય છે (ગાંગેય પ્રમુખ કૃતિમ નપુસક)

૧૧ જે રજોહરણ તથા મુખવસ્ત્રીકા પ્રમુખ જૈના વેશપણ પામે ને સ્વલીંગ સિદ્ધ કહેવાય છે

૧૨ જે તાપસાદિક પ્રમુખ બીજા ચિન્હવાળા છતા લોકાંતર સ્થિત થયા છે તે અન્યલીંગ સિદ્ધ જાણવા

૧૩ જે મરૂદેવા પ્રમુખ ગૃહસ્થ વેષધારી છતા સિદ્ધ થયા તે ગૃહલીંગ સિદ્ધ જાણવા

૧૪ જે એક સમયને વિષે એકજ સર્વોત્કૃષ્ટ સુખના ધામને પામ્યા હોય તે એક સિદ્ધ જાણવા

૧૫ જે એક સમયને વિષે અનેક જીવો સિદ્ધત્વ પામ્યા હોય તે અનેક સિદ્ધ જાણવા—એ અનંતર સિદ્ધના ૧૫ ભેદ કહ્યા

**પ્રશ્ન**—સ્વામી! પરંપર અસંસારી જીવના કેટલા ભેદ છે

**ઉત્તર**—હે શિષ્ય! તેના અનેક ભેદ છે, પ્રથમ સમયના સિદ્ધ બે સમયના સિદ્ધ જાવત્ શબ્દે અનંત સમેસિદ્ધ એટલે જેને સિદ્ધાવસ્થા પામ્યાને એક સમયથી ઉપરાંત કાળ થઇ ગયો હોય તે પરંપરાસિદ્ધ એમને પરંપર અસંસારી જીવ તેની હકીકત સંપૂર્ણ થઇ એમએ અસંસારી તે સિદ્ધ તેહનો અધિકાર સંપૂર્ણ થયો હવે સંસારી જીવનો અધિકાર કહે છે

## ૫ સંસારી જીવનો અધિકાર.

**પ્રશ્ન**—સ્વામી! સંસારાશ્રીત સંસારી જીવ તેહના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે શિષ્ય! સંસારી જીવને વિષે એહવી દશ પ્રકારે વાર્તા આચાર્ય કહે છે એક આચાર્ય એમ કહે છે જે, બે પ્રકારે સંસારાશ્રીત જીવ કહ્યા છે વળી એક આચાર્ય એમ કહે છે જે, ત્રણ ભેદે સંસારાશ્રીત જીવ કહ્યા છે એક આચાર્ય એમ કહે છે જે, ચાર ભેદે સંસારાશ્રીત જીવ કહ્યા છે એક આચાર્ય એમ કહે છે જે, પાચ ભેદે સંસારાશ્રીત જીવ કહ્યા છે એમ એણે અભિપ્રાયે છ ભેદે, સાત ભેદે, આઠ ભેદે નવ ભેદે જાવત દશ ભેદે સંસારી જીવ કહ્યા છે

૬ બે પ્રકારે સંસારી જીવનો અધિકાર.

પ્રશ્ન—સ્વામી! જે આચાર્ય એમ કહે છે જે, બે પ્રકાર સંસારી જીવ તે શી રીતે કે?

ઉત્તર—હે શિષ્ય! તે એમ કહે છે જે, એક ત્રસ અને બીજા સ્થાવર જીવ

૭ સ્થાવર જીવનો અધિકાર.

પ્રશ્ન—સ્વામી! સ્થાવર જીવના કેટલા ભેદ કહ્યા છે?

ઉત્તર—હે શિષ્ય! તેના ત્રણ ભેદ કહ્યા છે, પૃથ્વીકાયના ૧, અપકાયના ૨, અને વનસ્પતિકાયના ૩ (અગ્નીકાય અને વાયુકાય એ બે ગતીત્રસ કહ્યા છે, માટે તે આંહી નથી લીધા)

૧ સુક્ષ્મ, બાદર પૃથ્વીકાયનો અધિકાર.

પ્રશ્ન—સ્વામી! પૃથ્વીકાયના કેટલા ભેદ કહ્યા છે?

ઉત્તર—હે શિષ્ય! તેના બે ભેદ કહ્યા છે, સુક્ષ્મ પૃથ્વીકાયના જીવ અને બાદર પૃથ્વીકાયના જીવ તેમાં પ્રથમ સુક્ષ્મ પૃથ્વીકાયના બે પ્રકાર કહ્યા છે, ચાર અપર્યાપ્તે અપજાપ્તા, અને ચાર પર્યાપ્તે પજાપ્તા

હવે સંગ્રહણી ગાથા કહે છે—॥ગાથા॥—**शरीरो गाहण सघयण॥ सठाण कसाय तहय्हीति सन्नाओ॥ लेसिं दिय समुघाए॥सन्नी वेएय पजत्ति॥ १॥ दिठी दसण नाणे॥ जोगुवऊगे तहा किमाहारे॥ ऊववाय ठिई समुघाय॥ चवण गई रागई चेव॥ २॥**

અર્થ—શરીર પાંચ ૧ (ઉદારીક ૧, વૈક્રેય ૨, તેજસ ૩, કાર્મણ ૪, આહારક ૫) અવગાહ ॥ ૨, (પ્રથમ) ઉદારીકની જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ ને ઉત્તકૃષ્ટી એક હજાર જોજન ઝાઝેરી (કમળના ડોડાને ન્યાયે) વૈક્રિય શરીરની ભવધારણી જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટી પાંચસો ધનુષ્યની તથા ઉત્તર વૈક્રયની અવગાહના જઘન્ય આગુળનો અસખ્યાતમો ભાગ ને ઉત્તકૃષ્ટિ લાખ જોજન ઝાઝેરી આહારકની અવગાહના જઘન્ય મુંડાહાથની ઉત્તકૃષ્ટી એક હાથની અને તેજસ કાર્મણ શરીરની અવગાહના જઘન્ય આગળનો અસખ્યાતમો ભાગ ને ઉત્તકૃષ્ટિ ચૌદ રાજલોક પ્રમાણે (કેવળ સમુદ્ઘાતની અપેક્ષાએ તથા પોતપોતાના શરીર પ્રમાણે) સઘયણ ૭ ૩ (વજ્રરખભનારાચ ૧, રખભનારાચ ૨, નારાચ ૩, અર્ધનારાચ ૪, કીલકા ૫, અને છેવટુ ૬) સઠાણ ૭ ૪ (સમચઉરંસ ૧ નગ્રોધપરીમંડલ ૨ સાદી ૩, કુબજ ૪ વામન ૫, અને હુંડ ૬) કષાય ચાર ૫ (ક્રોધ ૧ માન ૨, માયા ૩ અને લોભ ૪), તેમ સગ્યાચાર ૬, (આહાર ૧ ભય ૨ મૈથુન ૩, અને પરિગ્રહ ૪, લેસ્યા ૭ ૭, (ક્રસ્ન ૧ નીલ ૨ કાપોત ૩, તેજુ ૪, પદમ ૫, અને શુક્લ ૬), ઇંદ્રીયાં ૮, (શ્રોતેંદ્રી ૧, ચક્ષુદ્રી ૨, ઘાણેંદ્રી ૩, રસેંદ્રી ૪, અને સ્પર્શેન્દ્રી ૫) સમુદ્ઘાત

સાત ૯ (વેદના ૧, કષાય ૨, મારણાતીક ૩, વૈક્રીય ૪, તેજસ ૫, આહારક ૬, અને કેવળ ૭) સન્ની (મનસહીત) અસન્ની (મનરહીત) ૧૦ વેદ ત્રણ ૧૧ (સ્ત્રી ૧, પુરૂષ ૨, અને નપુસક ૩) પર્યાપ્તી ૭ ૧૨ (આહાર ૧, શરીર ૨, ઇંદ્રી ૩, શ્વાસોશ્વાસ ૪, ભાષા ૫, અને મન ૬), દ્રષ્ટીત્રણ ૧૩ (સમકિત ૧, મિથ્યાત ૨, અને મિશ્ર ૩,) દર્શન ચાર ૧૪ (ચક્ષુ ૧, અચક્ષુ ૨, અવધ ૩, અને કેવળ ૪), નાન પાચ ૧૫ (મતિ ૧, શ્રુત ૨, અવધ ૩, મનપર્વ ૪, અને કેવળ ૫) જોગ ત્રણ ૧૬ (મન ૧, વચન ૨, અને કાયા ૩), ઉપયોગ બે ૧૭ (સાકાર ૧, અને અનાકાર ૨) તેમ જેનો આહાર કરેછે તે ૧૮ કઇ ગતિ મહિથી ઉપજેછે, તે ૧૯ આવખુ ૨૦ મારણાતીક સમુદ્‌ઘાત ૨૧ બે (સમોહીયા ૧, અને અસમોહીયા ૨), ચવી ૨૨ કેઇ ગતિથી આવે ૨૩ (તે ગતી ચાર છે નારકી ૧, તિર્યંચ ૨, મનુષ્ય ૩, અને દેવતા ૪) મરીને કેઇ ગતે જાય ૨૪

એમ ચોવીશદ્વાર સુક્ષ્મ પૃથ્વીકાય પ્રમુખ સર્વ સ્થાનકે પુછશે તેમાં પ્રથમ સુક્ષ્મ પૃથ્વિકાયનો અધિકાર શ્રી ગૌતમસ્વામી શ્રી મહાવિર સ્વામી પ્રત્યે પુછે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ પૃથ્વીકાયના જીવોને કેટલા શરીર કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ તેને ત્રણ શરીર કહ્યા છે ઉદારીક ૧, તેજસ ૨, અને કાર્મણ ૩, એમ ત્રણ શરીર છે

**પ્રશ્ન**—હે ભગવંત સુક્ષ્મ પૃથ્વીકાયના જીવને કેવડી મોટી શરીરની અવગાહના છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય (નાહનામા નાહની) અગુલને અસંખ્યાતમે ભાગે અને ઉત્કૃષ્ટી (મોટામા મોટી) પણ અગુલને અસંખ્યાતમે ભાગે છે

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવના શરીર ૭ સંઘયણમા કયા સંઘયણના છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના છેવટા સંઘયણના સરીર છે

**પ્રશ્ન**—હે ભગવંત, તેના શરીર કયે સંસ્થાને છે?

**ઉત્તર**—હે ગૌતમ, મસુરની દાળને આકારે તે જીવના સંસ્થાન છે

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવો કેટલા કષાય છે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્રોધ ૧ માન ૨ માયા ૩ લોભ ૪ એ ચાર કષાય સહીત છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી સન્ના છે?

**ઉત્તર**—હે ગૌતમ આહારસન્ના ૧, ભયસન્ના ૨, મૈથુનસન્ના ૩, અને પરીગ્રહસન્ના ૪ એ ચાર સન્ના છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવોને કેટલી લેશ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, કૃસ્ન ૧, નીલ ૨, અને કાપોત ૩ એ ત્રણ લેશ્યા છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ઇંદ્રી છે?

**ઉત્તર**—હે ગૌતમ એક સ્પર્શ ઇંદ્રી છે

પ્રશ્ન—હે ભગવત, તે જીવને કેટલા સમુદ્ધાત છે

ઉત્તર—હે ગૌતમ, તેને ૩ સમુદ્ધાત છે તે વેદની ૧, કષાય ૨, અને મારણાતીક ૩

પ્રશ્ન—હે ભગવત તે જીવ સન્ની છે? કે અસન્ની છે?

ઉતર—હે ગૌતમ સન્ની નથી (તેને મન નથી) પણ અસન્નીજ છે (મન રહીત છે)

પ્રશ્ન—હે ભગવત તે જીવ સ્ત્રી વેદી છે? કે પુરૂષ વેદી છે? કે નપુસક વેદી છે?

ઉતર—હે ગૌતમ સ્ત્રીવેદી નથી, તેમ પુરષવેદી પણ નથી, કેવળ એક નપુસકવેદી છે

પ્રશ્ન—હે ભગવત, તે જીવને કેટલી પર્યાપ્તી છે?

ઉતર—હે ગૌતમ ચાર પર્યાપ્તે પર્યાપ્તા કહ્યા છે, આહાર કરે તે આહાર પર્યાપ્તી ૧, શરીર બાધે તે શરીર પર્યાપ્તી ૨, ઇદ્રી બાધે તે ઇદ્રી પર્યાપ્તી ૩, અને શ્વાસોશ્વાસ લીએ તે શ્વાસોશ્વાસ પર્યાપ્તી ૪, એ ચાર પર્યાપ્તી છે

પ્રશ્ન—હે ભગવત, તે જીવને કેટલી અપર્યાપ્તી છે? (પર્યાપ્તે પર્યાપ્તો અહીં તે અપર્યાપ્તો)

ઉતર—હે ગૌતમ ચાર અપર્યાપ્તી છે આહાર ન લીવો હોય તે આહાર અપર્યાપ્તી, જાવત્ શ્વાસોશ્વાસ ન બાધ્યા હોય તે શ્વાસોશ્વાસ અપર્યાપ્તી

પ્રશ્ન—હે ભગવત, તે જીવ શુ સમ્યક્ત્વ દ્રષ્ટી છે? કે મીથ્યાદ્રષ્ટી છે? કે મીશ્રદ્રષ્ટી છે?

ઉતર—હે ગૌતમ સમ્યક્ત્વદ્રષ્ટી નથી મીથ્યાદ્રષ્ટીજ છે, પણ સમમિથ્યાત (તે મીશ્ર) દ્રષ્ટી નથી

પ્રશ્ન—હે ભગવત, તે જીવ શુ ચક્ષુ દર્શની એટલે આખે દેખે છે? કે બીજી ચાર ઇદ્રી તે અચક્ષુ દર્શન છે તેણે જાણે છે? કે અવધી દર્શને દેખે છે? કે કેવળ દર્શને દેખે છે?

ઉતર—હે ગૌતમ ચક્ષુ દર્શની નથી (આખે દેખતા નથી), અચક્ષુ દર્શન છે (સ્પર્શેદ્રી તુચ્છ બળ છે) અવધ દર્શને દેખતા નથી તેમ કેવળ દર્શને પણ દેખતા નથી

પ્રશ્ન—હે ભગવત, તે જીવ શુ જ્ઞાની છે? કે અજ્ઞાની છે?

ઉતર—હે ગૌતમ જ્ઞાની નથી, અજ્ઞાની છે નિશ્ચે મતિ અજ્ઞાની અને સુત અજ્ઞાની એ બે અજ્ઞાનવત છે

પ્રશ્ન—હે ભગવત, તે જીવ શુ મન જોગી છે? કે વચન જોગી છે? કે કાય જોગી છે?

ઉતર—હે ગૌતમ મન જોગી નથી, તેમ વચન જોગી પણ નથી કેવળ કાય જોગી છે

પ્રશ્ન—હે ભગવત, તે જીવ સાગારપયોગી (જ્ઞાનોપયોગ) છે? કે અનાગારપયોગી છે? (દર્શાનોપયોગ છે)?

ઉતર—હે ગૌતમ, સાગારપયોગી છે, (મતિ, સુત અજ્ઞાનવત છે) ને અનાગારોપયોગી પણ છે (અચક્ષુ દર્શને કરી)

પ્રશ્ન—હે ભગવત, તે જીવ શેનો આહાર કરે છે?

ઉત્તર—હે ગૌતમ, દ્રવ્યથી અનત પ્રદેશી દ્રવ્ય, ક્ષેત્રથી અસખ્યાતા આકાશ પ્રદેશાવગા, કાળથી અ યતર માળા, અને ભાવથી પાચ વ ણત, બે ગધવત, પાચ રસાત, આ આઠ સ્પર્શવત આહાર કરે છે

પ્રશ્ન—હે ભગવત જે ભાવથી વ ણત આહાર કરે છે, તે શુ એ- વરણી દ્રવ્યનો આહાર કરે છે? કે બે વરણી દ્રવ્યનો આહાર કરે છે? કે ત્રણ વરણી દ્રવ્યનો આહાર કરે છે? કે ચાર વરણી દ્રવ્યનો આહાર કરે છે? કે પાચ વરણી દ્રવ્યનો આહાર કરે છે?

ઉત્તર—હે ગૌતમ, સ્થાન માગણા આશ્રી પુછીએ તો એક વરણી, બે વરણી ત્રણ વરણી ચાર વરણી પાચ વરણી પણ પુ ગળનો આહાર કરે છે અને વિધાન માગણા પડીવર્જિ પુછીએ તો કાળા દ્રવ્યનો આહાર કરે છે એમ લીલા, પીળા, રાતા, જાવત્ ઉજળા દ્રવ્યનો પણ આહાર કરે છે

પ્રશ્ન—હે ભગવત જે વર્ણથી કાળા દ્રવ્યનો આહાર કરે છે તે એક ગુણ કાળા દ્રવ્યનો આહાર કરે છે? બે ગુણ કાળા દ્રવ્ય ત્રણ ગુણ કાળા દ્રવ્ય જાવત્ અનત ગુણ કાળા દ્રવ્યનો આહાર કરેછે?

ઉત્તર—હે ગૌતમ એક ગુણ કાળા દ્રવ્યનો પણ આહાર કરેછે એમ જાવત્ અનત ગુણ કાળા દ્રવ્યનો પણ આહાર કરેછે એમ પીળા, લીલા, રાતા જાવત્ શુકલ વર્ણ સુધી એ રીતેજ જાણવુ

પ્રશ્ન—હે ભગવાન જે ભાવથી ગધવત આહાર કરેછે તે શુ એકગધી દ્રવ્યનો આહાર કરેછે? કે બે ગધી દ્રવ્યનો આહાર કરેછે?

ઉત્તર—હે ગૌતમ સ્થાન માગણા પડીવર્જિ પુછીએ તો એક ગધ દ્રવ્યનો પણ આહાર કરેછે ને બે ગધી દ્રવ્યનો પણ આહાર કરેછે અને વિધાન માગણા પડીવર્જિ પુછીએ તો સુગધી દ્રવ્યનો પણ આહાર કરેછે અને દુર્ગધી દ્રવ્યનો પણ આહાર કરેછે

પ્રશ્ન—હે ભગવત જે ગધવી સુગધી દ્રવ્યનો આહાર કરે છે તે શુ એક ગુણ સુગધી દ્રવ્યનો આહાર કરેછે? કે જાવત્ અનત ગુણ સુગધી દ્રવ્યનો આહાર કરેછે?

ઉત્તર—હે ગૌતમ એક ગુણ સુગધી દ્રવ્યનો પણ આહાર કરેછે, અને જાવત્ અનત ગુણ સુગધી દ્રવ્યનો પણ આહાર કરે છે એજ રીતે જેમ સુગધ તેમ દુર્ગધ પણ જાણવી અને પાચ રસ તે જેમ પાચ વર્ણ કહ્યા તેમ જાણવા

પ્રશ્ન—હે ભગવત જે ભાવથી સ્પર્શવત દ્રવ્યનો આહાર કરેછે તે શુ એક સ્પર્શી દ્રવ્યનો આહાર કરેછે? કે બે સ્પર્શિ દ્રવ્યનો આહાર કરેછે? કે જાવત્ આઠ સ્પર્શી દ્રવ્યનો આહાર કરેછે?

ઉત્તર—હે ગૌતમ સ્થાન માગણા પડીવર્જિ પુછીએ તો એક સ્પર્શી દ્રવ્યનો પણ આહાર નથી કરતા તેમ બે સ્પર્શિ દ્રવ્યનો પણ આહાર નથી કરતા તેમ ત્રણ તથા ચાર સ્પર્શિ દ્રવ્યનો પણ આહાર નથી કરતા, પણ પાચ સ્પર્શિ, છ સ્પર્શિ, સાત

સ્પર્શી, જાવત, આઠ સ્પર્શી દ્રવ્યનો આહાર કરેછે અને વિધા માર્ગણા પડીતર્જ પુછીએ તો કર્કસ સ્પર્શનો પણ આહાર કરેછે એમ કામળ, શીત, ઉષ્ણ, હળવો, ભારી, ચોપડ્યો, જાવત લુક્ષ દ્રવ્યનો પણ આહાર કરે

**પ્રશ્ન**—હે ભગવંત, જે સ્પર્શથી કર્કસ દ્રવ્યનો આહાર કરેછે, તે એક ગુણ કર્કસ દ્રવ્યનો આહાર કરે છે કે બે ગુણ કર્કસ દ્રવ્યનો આહાર કરેછે કે જાવત અનંત ગુણ કર્કસ દ્રવ્યનો આહાર કરેછે

**ઉત્તર**—હે ગૌતમ, એક ગુણ કર્કસ દ્રવ્યનો પણ આહાર કરેછે જાવત અનંત ગુણ કર્કસ દ્રવ્યનો પણ આહાર કરેછે, એમ જાવત લુક્ષ દ્રવ્ય સુધી જાણવું

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ સ્પર્શ્યા દ્રવ્યનો આહાર કરેછે કે અણસ્પર્શ્યા દ્રવ્યનો આહાર કરેછે?

**ઉત્તર**—હે ગૌતમ, સ્પર્શ્યા દ્રવ્યનો આહાર કરેછે, પણ અણસ્પર્શ્યા દ્રવ્યનો આહાર નથી કરતા

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શરીરાવગાઢ પુદગળનો આહાર કરે છે? કે શરીરે અનવગાઢ નથી એવા પુદગળનો આહાર કરેછે?

**ઉત્તર**—હે ગૌતમ, શરીરે અવગાઢ પુદગળનો આહાર કરે પણ અણઅવગાઢ પુદગળનો આહાર નથી કરતા

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું અનંતરાવગાઢ પુદગળનો આહાર કરેછે કે પરંપરાવગાઢ પુદગળનો આહાર કરેછે?

**ઉત્તર**—હે ગૌતમ અનંતરાવગાઢ પુદગળનો આહાર કરે છે, પણ પરંપરાવગાઢ પુદગળનો આહાર નથી કરતા

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું સુક્ષ્મ પુદગળનો આહાર કરેછે કે બાદર પુદગળનો આહાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સુક્ષ્મ પુદગળનો પણ આહાર કરેછે, અને બાદર પુદગળનો પણ આહાર કરેછે

**પ્રશ્ન**—હે ભગવંત તે જીવ ઉર્ધ્વદિશાનો આહાર કરે છે? અથવા અધોદિશાનો આહાર કરે છે કે તીર્છી દિશાનો આહાર કરેછે?

**ઉત્તર**—હે ગૌતમ, ઉર્ધ્વદિશાનો પણ આહાર કરે છે અધોદિશાનો પણ આહાર કરેછે અને તીર્છી દિશાનો પણ આહાર કરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શું શરીરને આદે આહાર કરે છે? કે શરીરને મધ્ય પ્રદેશે આહાર કરે છે? કે શરીરને અંતે આહાર કરે છે

**ઉત્તર**—હે ગૌતમ શરીરને આદે પણ આહાર કરે છે, શરીરને મધ્યે પણ આહાર

કરે છે, અને શરીરે અત પ્રદેશે પણ આહાર કરે છે

**પ્રશ્ન**—હે ભગવત, તે જીવ શરીરના વિષય સહિત આહાર કરે છે? કે શરીરના વિષય રહિત આહાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, શરીરના વિષય સહિત આહાર કરે છે, પણ શરીરના વિષય રહિત આહાર નથી કરતા

**પ્રશ્ન**—હે ભગવત, તે જીવ અનુક્રમે આહાર લીએ છે? કે અનુક્રમે રહિત આહાર લીએ છે?

**ઉત્તર**—હે ગૌતમ, અનુક્રમે પુગળનો આહાર લીએ છે, પણ અનુક્રમ રહિત આહાર નથી લેતા

**પ્રશ્ન**—હે ભગવત તે જીવ ત્રણ દિશિનો આહાર કરે છે? કે ચાર દિશિનો આહાર કરે છે? કે પાચ દિશિનો આહાર કરે છે? કે છ દિશિનો આહાર કરે છે?

ઉત્તર—હે ગાતમ, અલોકની વ્યાઘાત વિના છ દિશિનો આહાર કરે છે, અને વ્યાઘાત પડી વર્જિને પુછીએ તો કોઇક સ્થાનકે ત્રણ દિશિનો, કોઇક સ્થાનકે ચાર દિશિનો, કોઇક સ્થાનકે પાચ દિશિનો પણ આહાર કરે છે (તે એમ જે જે જીવ લોક માહે અલોકને અડી રહ્યા છે તો આહાર પુગળનું વ્યાઘાતપણુ હોય, ત્યા જે ત્રણ દિશિ અલોકે અડી રહ્યા છે તે ત્રણ દિશિનો આહાર લીએ છે, અને જે બે દિશિ અલોકને અડી રહ્યા છે તે ચાર દિશિનો આહાર લીએ છે, અને જે એક દિશે અલોકે અડી રહ્યા છે તે પાચ દિશિનો આહાર લીએ છે) અને ઉપન (સ્વભાવિક) કારણ પડીવર્જિ પુછીએ તો વર્ણથી કાળો, નીલો, પીળો, રાતો, ધોળો એ પાચ વર્ણિ આહાર કરે છે ગધથી સુગધી ને દુર્ગંધી એ બે ગધવત આહાર કરે છે તીક્ત, કટુક મધુર, આબીલ, અને લવણ એમ પાચ રસનો આહાર કરે છે સ્પર્શથી કઠણ, કોમળ, ભારી, લઘુ ઉષ્ણ, શીત સ્નિગ્ધ અને લુક્ષ એ આઠ સ્પર્શિ આહાર કરે છે વળી તે જીવ પુરેલો, વર્ણગુણ, જાવત્ ગધગુણ રસગુણ સ્પર્શગુણ, પરીણમાવીને, તેહને પરીસાટ કરીને, તેહને વિદ્ધસના પમાડીને અનુક્રમે અપુર્વગુણે ગધગુણ રસગુણ જાવત્ સ્પર્શગુણ ઉપજાવીને આત્મ શરીરને અવગાહ્ય પુગળ સર્વ પ્રદેશે આહારે આહાર કરે છે,

**પ્રશ્ન**—હે ભગવત, તે જીવ કઇ ગતીમાહેથી આવી સુક્ષમ પ્રથ્વી પણે વિષે ઉપજે? શુ નારકીની ગતિમાહેથી આવી ઉપજે? કે તિર્યંચની ગતીમાહેથી આવી ઉપજે? કે મનુષ્યની ગતીમાહેથી આવી ઉપજે? કે દેવતાની ગતી માહેથી આવી ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, નારકી દેવતાની ગતીમાહેથી આવી ઉપજે નહી પણ તિર્યચ મનુષ્યની ગતીમાહેથી આવી ઉપજે તે પણ તિર્યંચ જોનિના પર્યાપ્તા અપર્યાપ્તા બનેમાહેથી ઉપજે, પણ અસખ્યાતા વર્ષાયુના ધણી જે જુગલીયા તે માહેથી સુક્ષ્મ પ્રથ્વીમાં ઉપજે નહી, તેમ જે મનુષ્ય ગતીમાહેથી ઉપજે તે પણ અકર્મભુમિયા અસખ્યાતા વર્ષના આયુના ધણી જુગલીયા માહેથી ઉપજે નહીં (કારણ જુગલીયા તો મરીને દેવગતી માહેજ જાય બીજે

જાય નહીં ) એ અધિકાર શ્રી પનવણાજી સૂત્રના ૭મા વ્યુત્ક્રાંતનામા પદથી સવીસ્તાર પણે જાણવો,

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનુ કેટલુ આવખુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનુ ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્તનુ છ

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મારણાંતિક સમુદ્ઘાતે સમોહત મરે છે? કે અસમોહત મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે અને અસમોહત પણ મરે છે (જે જીવ પોતાના સર્વાતમ પ્રદેશ એક સમયે બધુકના ભડાકાની પેરે સામટા લઇ જાય તે સમોહત મરણ કહીએ, અને જે જીવ ઇલગાગતી (કીડીની હાર પેરે મરે તે દનકગતી) મરે તે અસમોહત મરણ કહીએ

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ આંતરા રહિત ચવીને ( મરીને ) કઇ ગતિમા ઉપજે? શુ નારકી માહે ઉપજે? કે તિર્યંચ માહે ઉપજે? કે મનુષ્ય માહે ઉપજે? કે દેવતા માહે ઉપજે?

**ઉતર**—ગૌતમ, નારકી માહે ઉપજે નહીં તિર્યંચ, અને મનુષ્ય એ બે ગતિ માહેજ ઉપજે પણ દેવતા માહે ઉપજે નહીં,

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચ ગતિમાહે ઉપજે તો શુ એકેન્દ્રી માહે ઉપજે? કે બેઇંદ્રી માહે ઉપજે? કે તેઇંદ્રી માહે ઉપજે? કે ચૌરેન્દ્રી માહે ઉપજે? કે પચેદ્રી તિર્યંચજોની માહે ઉપજે?

**ઉતર**—હે ગૌતમ, એકેદ્રી તિર્યંચમાહે પણ ઉપજે, જાવત પચેન્દ્રી તિર્યંચજોની માહે પણ ઉપજે પણ જે અસખ્યાતા વર્ષના આવખાના ધણી જુગલીયા તે મધ્યે ઉપજે નહીં શેષ સર્વ અપર્યાપ્તા, પર્યાપ્તા મધ્યે ઉપજે અને જે મનુષ્યગતિ મધ્યે ઉપજે તે પણ ત્રીશ અકર્મભૂમિના ને છપન અંતરદ્વીપાના અસખ્યાતા વરસના આવખાના જુગલીયા વરજીને પર્યાપ્તા અપર્યાપ્તા મધ્યે ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ગતિ છે? અને કેટલી આગતી છે?

**ઉતર**—હે ગૌતમ, તે જીવ મરીને બે ગતે જાય ( મનુષ્ય, તિર્યંચ ) અને એજ બે ગતેથી આવે

એ સુક્ષ્મ પૃથ્વીકાયના પ્રત્યેક શરીર છે અને અસખ્યાતા છે તે ચઉદ રાજલોક મધ્યે એ સુક્ષ્મ પૃથ્વીકાયા જીવ મસની કુપલીની પરે ભર્યા છે અહો સાધુ માનભાવો! એ સુક્ષ્મ પૃથ્વીકાયનો અધિકાર કહ્યા

હવે બાદર પૃથ્વીકાયનો અધિકાર કહે છે ॥

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર પૃથ્વીકાયના કેટલા ભેદ છે?

લોકને છેડે નથી રહ્યા જેથી ફરી બાઘાત ન હોય તે માટે )

**પ્રશ્ન**—હે ભગવંત, કયા જીવ બાદર પૃથ્વીકાયપણે આવી ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, તિર્યંચ, મનુષ્ય અને દેવતા આવીને ઉપજે તેમા તિર્યંચ, મનુષ્ય જુગલીયા વરજીને ઉપજે અને દેવતા તે પણ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સુધર્મા દેવલોક, ઇસાન દેવલોક સુધીના આવીને ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આયખુ કેટલુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનુ અને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસનું (ખર પૃથ્વીનુ) છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મારણાંતિક સમુદઘાતે સમોહત મરે છે? કે અસમોહત મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે અને અસમોહત પણ મરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ આંતરા રહીત થઈને કઇ ગતે જાય? કઇ ગતિમા ઉપજે? શુ નારકી મધ્યે ઉપજે? કે તિર્યંચ, મનુષ્ય, દેવતા મધ્યે ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ નારકી મધ્યે ઉપજે નહીં તિર્યંચ અને મનુષ્યમા ઉપજે પણ દેવતામાં ઉપજે નહીં જેમ સુક્ષ્મ પૃથ્વીના જીવ તેમ જ જાવત્ મનુષ્ય, તિર્યંચ મધ્યે જુગલીયા વરજી ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવની કેટલી ગત અને કેટલી આગત છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ગત (મનુષ્ય, તિર્યંચ) ને ત્રણ આગત છે (દેવતા, મનુષ્ય ને તિર્યંચ)

એ જીવના પ્રત્યેક શરીર કહ્યા છે અને ચઉદ રાજલોક મધ્યે અસંખ્યાતા જીવ છે અહો સાધો માનભાવો! એટલે બાદર પૃથ્વીકાયનો અધિકાર કહ્યો એટલે પૃથ્વીકાયનો અધિકાર સંપૂર્ણ થયો-હવે અપકાયનો અધિકાર કહે છે ॥

## ૯ સુક્ષ્મ, બાદર. અપકાય (પાણીનો) અધિકાર

**પ્રશ્ન**—હે ભગવંત, અપકાય (પાણી)ના કેટના ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેના બે ભેદ છે એક ભેદ સુક્ષ્મ અપકાય, અને બીજો ભેદ બાદર અપકાય, તેના વળી બે ભેદ છે પર્યાપ્તા અને અપર્યાપ્તા તેમા પ્રથમ સુક્ષ્મ અપકાયનો અધિકાર કહુ છે

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ અપકાયા જીવને કેટના શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે ઉદારિક ૧, તેજસ ૨, અને કાર્મણ ૩

શેષ અધિકાર જેમ સુક્ષમ પૃથ્વિકાયનો કહયો તેમ જાણવો પણ એટલો વિશેષ છે જે પાણીના જીવનુ સંસ્થાન (આકાર) પાણીના પરપોટાને આકારે છે જાવત બે ગતી અને બે આગતી (તિર્યંચ, મનુષ્યની) છે

લોકને છેડે નથી રહ્યા જેથી કરી બાઘાત ન હોય તે માટે )

**પ્રશ્ન**—હે ભગવંત, કયા જીવ બાદર પૃથ્વીકાયપણે આવી ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, તિર્યંચ, મનુષ્ય અને દેવતા આવીને ઉપજે તેમા તિર્યંચ, મનુષ્ય જુગલીયા વરજીને ઉપજે અને દેવતા તે પણ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સુધર્મા દેવલોક, ઇસાન દેવલોક સુધીના આવીને ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આયખુ કેટલું છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્તનું અને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસનું (ખર પૃથ્વીનું) છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મારણાંતિક સમુદઘાતે સમોહત મરે છે? કે અસમોહત મરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે અને અસમોહત પણ મરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ આંતરા રહીત ચવીને કઇ ગતે જાય? કઇ ગતિમા ઉપજે? શુ નારકી મધ્યે ઉપજે? કે તિર્યંચ, મનુષ્ય, દેવતા મધ્યે ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ નારકી મધ્યે ઉપજે નહીં તિર્યંચ અને મનુષ્યમા ઉપજે પણ દેવતામાં ઉપજે નહીં જેમ સુક્ષ્મ પૃથ્વીના જીવ તેમ જ જાવત્ મનુષ્ય, તિર્યંચ મધ્યે જુગલીયા વરજી ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટલી ગત અને કેટલી આગત છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ગત (મનુષ્ય, તિર્યંચ) ને ત્રણ આગત છે (દેવતા, મનુષ્ય ને તિર્યંચ) એ જીવના પ્રત્યેક શરીર કહ્યા છે અને ચઉદ રાજલોક મધ્યે અસંખ્યાતા જીવ છે એહો સાધો માનભાવો! એટલે બાદર પૃથ્વીકાયનો અધિકાર કહ્યો એટલે પૃથ્વીમયનો અધિકાર સંપૂર્ણ થયો-હવે અપકાયનો અધિકાર કહે છે ॥

## ૯ સુક્ષ્મ, બાદર, અપકાય (પાણીનો) અધિકાર

**પ્રશ્ન**—હે ભગવંત, અપકાય (પાણી)ના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે એક ભેદ સુક્ષ્મ અપકાય, અને બીજો ભેદ બાદર અપકાય, તેના વળી બે ભેદ છે પર્યાપ્તા અને અપર્યાપ્તા તેમા પ્રથમ સુક્ષ્મ અપકાયનો અધિકાર કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ અપકાયા જીવને કેટલા શરીર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ શરીર છે ઉદારિક ૧, તેજસ ૨, અને કાર્મણ ૩ શેષ અધિકાર જેમ સુક્ષ્મ પૃથ્વિમયનો કહ્યો તેમ જાણવો પણ એટલો વિશેષ છે જે પાણીના જીવનુ સંસ્થાન (આકાર) પાણીના પરપોટાને આકારે છે જાવત બે ગતી અને બે આગતી (તિર્યંચ, મનુષ્યની) છે

એ સુક્ષ્મ પાણીના જીવના પ્રત્યેક ( જુદા જુદા ) શરીર છે અને ચઉદ રાજલોકમધ્યે અસંખ્યાતા જીવ છે એટલે એ સુક્ષ્મ પાણીનો અધિકાર કહ્યો.

હવે બાદર અપકાય ( પાણી ) નો અધિકાર કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર અપકાયા જીવના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના અનેક ભેદ છે હાર હીમ, ઝાકળ જે વગી બીજા પણ પાણી તથાપ્રકારના તેહના સંક્ષેપથી બે ભેદ છે પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ સર્વ અધિકાર સુક્ષ્મ પૃથ્વીકાયના સરખો જાણવો પણ એટલો વિશેષ કે તેનું સંસ્થાન પાણીના પરપોટાને આકારે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને લેશ્યા કેટલી છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ચાર લેશ્યા છે, કૃષ્ણ ૧, નીલ ૨, કાપોત ૩, અને તેજુ ૪, ( દેવતા આવી ઉપજે તે આશ્રી ),

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કેટલી દિશિનો આહાર કરે છે?

ઉત્તર—હે ગૌતમ, આહાર નિશ્ચે છ દિશિનો કરે છે

**પ્રશ્ન**— હે ભગવંત, બાદર અપકાયપણે જીવ કઇ ગતિના આવી ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, તિર્યંચ, મનુષ્ય અને દેવતા માંહિથી આવી ઉપજે તે પણ મનુષ્ય તિર્યંચ જુગલીયા વીરજી ને ઉપજે અને દેવતા તે પણ બીજા દેવલોક સુધીના ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવનું આવખુ કેટલા કાળનું છે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહૂર્તનુ છે અને ઉત્કૃષ્ટપણે સાત હજાર વર્ષનું છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મરીને કેટલી ગતિમાં જાય, અને કેટલી ગતીના આવે?

ઉત્તર—હે ગૌતમ, બે ગતે જાય ( મનુષ્ય, તિર્યંચ ) અને ત્રણ ગતના આવે ( મનુષ્ય, તિર્યંચ અને દેવતા, )

શેષ અધિકાર જેમ બાદર પૃથ્વિકાયનો કહ્યો તેમ જાણવો એ જીવ પ્રત્યેક શરીરના ધણી છે અને ચઉદ રાજલોક મધ્યે અસંખ્યાતા જીવ છે અહો સાધુ આનભાવો? એટલે બાદર અપકાયનો અધિકાર કહ્યો એટલે અપકાયનો અધિકાર સંપુર્ણ થયો હવે વનસ્પતિ કાયનો અધિકાર કહે છે

## ૧૦ સુક્ષ્મ, બાદર અને સાધારણ વનસ્પતિકાયનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત વનસ્પતિકાયના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે એક સુક્ષ્મ તે ચઉદ રાજલોક મધ્યે ભર્યા છે તે સુક્ષ્મ વનસ્પતિકાય અને બીજો ભેદ ઝાડ પ્રમુખ તે બાદર વનસ્પતિકાય

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મ વનસ્પતિના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ કહ્યા છે, પર્યાપ્તા સુક્ષ્મ વનસ્પતિકાય અને અપર્યાપ્તા સુક્ષ્મ વનસ્પતિકાય, તેમા હવે સુક્ષ્મ વનસ્પતિકાયનો અધિકાર કહે છે

સુક્ષ્મ વનસ્પતિકાયનો અધિકાર તે જેમ સુક્ષ્મ પૃથ્વિકાયનો કહયો તેમજ જાણવો પણ એટલો વિશેષ છે તેના સસ્થાન નાના પ્રકારના છે જાવત્ બે ગતિના આવે (મનુષ્ય, તિર્યંચ) અને તેજ બે ગતિમા જાય

એ જીવના પ્રત્યેક શરીર નથી, પણ સાધારણ (સહિયારા) શરીર છે તે એક શરીરે અનતા જીવ છે 'વળી સુક્ષ્મ વનસ્પતિ મધ્યે' **एग शरीरे एगो जीवो जेसंतु तेय पत्तेयाः इतिः** (પ્રત્યેક લક્ષણ લોચને દેખીએ તે બાદર અને ન દેખીએ તે સુક્ષ્મ જાણવા)

શેષ અધિકાર જેમ પૃથ્વીકાયનો કહ્યો તેમ જાણવો, એટલે સુક્ષ્મ વનસ્પતિકાયનો અધિકાર થયો હવે બાદર વનસ્પતિકાયનો અધિકાર કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર વનસ્પતિકાયના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, પ્રત્યેક શરીર બાદર વનસ્પતિકાય, અને સાધારણ શરીર બાદર વનસ્પતિકાય (એક શરીરે એક જીવ હોય તે પ્રત્યેક શરીર, અને એક શરીરે અનતા જીવ હોય તે સાધારણ શરીર જાણવા

તેમા વળી પ્રત્યેક શરીર બાદર વનસ્પતિકાય તેહના બાર ભેદ છે તે કહેછે **गाथा रुखा १, गुछा २, गुम्मा ३, लयाय ४, वलिय ५, पावगा चेव ६, तण ७, वलय ८, हरिय ९, उसहि १०, जलरुह ११, कुहणाय १२, बोधवा, ॥१॥**

**અર્થ**—વૃક્ષ ૧, ગુચ્છ ૨, ગુલ્મ ૩, લતા ૪, વેલડી ૫, પર્વ ૬, તૃણ ૭ વલયે જાતી ઉતરે તે વલય ૮, હરીત ૯, ઔષધી ૧૦, કમળ ૧૧, અને કુહણ ૧૨ એ બાર જાતિની પ્રત્યેક વનસ્પતિ છે

**પ્રશ્ન**—હે ભગવંત, વૃક્ષની જાત તે શું?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, જે એક ફળમા એક ઠળીઓ હોય તે, એકઠિયક (બીજ) કહીએ, અને જે ફળમા ઝાઝી ઠળી હોય તે બહુબીજ કહીએ

**પ્રશ્ન**—હે ભગવંત, તે એકઠિયક (બીજ)ના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, લીંબડાનુ ફળ (લીંબોળી), એકઠિયક જાંબુનુ તેમ જાંબુનુ ફળ (જાંબુડાં) એકઠિયક, એમ જાવત્ પુનાગવૃક્ષ, સીવનવૃક્ષ, અશોકવૃક્ષ, એમ જે વળી એ સરીખા બીજા વૃક્ષ હોય તે

**પ્રશ્ન**—હે ભગવંત, તે વૃક્ષના મુળમા, સ્કંધમા, ત્વચા (છાલ)મા, તેમ સાખા, પત્ર, પાન, ફુલ પ્રમુખમા કેટલા જીવ છે?

અસખ્યાતમે ભાગે ન્યુન જાણવું) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમનું છે અને સહરણ આશ્રિને પુછીએ તો (ભરત પ્રમુખના મનુષ્યને કોઈક દેવતા ઉપાડીને અકર્મભૂમિમા મુકે તે આશ્રિ) જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા પુર્વ ક્રોડ (જ્યાંથી ઉપાડે તે કાળે તે મનુષ્યને જેટલા વરસ થયા હોય તેટલા વરસે ઊણા ક્રોડ પુર્વ લાગે તે મનુષ્ય જીવે તે માટે દેશે ઊણા કહ્યા)

**પ્રશ્ન—**હે ભગવંત, પાચ હેમવય ને પાચ એરણવય એ દશ ક્ષેત્રના અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર—**હે ગૌતમ, ત્યા જેનો જનમ છે તે આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઊણા પલ્યોપમનું (તે પણ પલ્યોપમને અસખ્યાતમે ભાગે ઊણું એમ ટીકાકાર કહે છે), અસખ્યાતમે ભાગે ઊણા જાણવું ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમ પુરૂં જાણવું પણ કોઈ કર્મભૂમિના મનુષ્યને દેવતા સહરે તો સહરણ આશ્રિ તેહને જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણાં ક્રોડ પૂર્વનું જાણવું

**પ્રશ્ન—**હે ભગવંત, પાચ હરીવાસ ને પાચ રમ્યકવાસ એ દસ ક્ષેત્રના અકર્મભુમિ મનુષ્યની સ્ત્રીનું આયુષ્ય કેટલું છે?

**ઉત્તર—**હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઊણા બે પલ્યોપમનું તે પણ પલ્યોપમને અસખ્યાતમે ભાગે ઊણા ને ઉત્કૃષ્ટપણે બે પલ્યોપમ પુરાંનું છે ને સહરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું છે

**પ્રશ્ન—**હે ભગવંત, પાચ દેવકુરૂ ને પાચ ઉત્તરકુરૂ, એ દશ ક્ષેત્રના અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ્ય છે?

**ઉત્તર—**હે ગૌતમ, જનમ આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઊણા ત્રણ પલ્યોપમ, તે પણ પલ્યોપમને અસખ્યાતમે ભાગે ઊણા જાણવું ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરૂં જાણવું ને સહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઊણા ક્રોડ પૂર્વનું જાણવું

**પ્રશ્ન—**હે ભગવંત, છપન અંતરદ્વીપ અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીનું કેટલું આયુષ છે?

**ઉત્તર—**હે ગૌતમ, જનમ આશ્રિ પુછીએ તો જઘન્યથી દેશે ઉણો પલ્યોપમનો અસખ્યાતમો ભાગ તેપણ અસખ્યાતમે ભાગે ઉણો જાણવો (અસખ્યાતાના અસખ્યાતા ભેદ છે તે માટે વિરૂદ્ધ નહી) ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો અસખ્યાતમો ભાગ સપુર્ણ જાણવો ને સહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડ પુર્વનું જાણવું

એ મનુષ્યની સ્ત્રીની ભવસ્થિતિ કહી હવે દેવતાની સ્ત્રીની ભવસ્થિતિ કહેછે

**પ્રશ્ન—**હે ભગવંત, દેવાંગનાનું કેટલું આયુષ છે?

**ઉત્તર—**હે ગૌતમ, (સમુચ્ચયપણે) જઘન્યથી દશ હજાર વરસનું (ભવનપતિ, વ્યંતરાદિક

મધ્યે) ને ઉત્કૃષ્ટપણે પચાવન પલ્યોપમનું (ઈશાન દેવલોક અપરીગ્રહીત દેવીનુ છે) એ દેવાંગાની સમચે ભવસ્થિતિ કહી હવે તેની પીસરી ભવસ્થિતિ કહેછે

પ્રશ્ન—હે ભગવંત, ભવનપતિની દેવાંગાનું કેટલુ આયુષ છે?

ઊત્તર—હે ગાતમ જઘન્યથી દશ હજાર વરસનુ ને ઉત્કૃષ્ટપણે સાડાચાર પલ્યોપમનું છે

એમ અસુરકુમારની દેવાંગાનું પણ આયુષ સાડાચાર પલ્યોપમનુ જાણવું

પ્રશ્ન—હે ભગવંત, નાગકુમાર ભવનપતિની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઉત્તર—હે ગાતમ, જઘન્યથી દશહજાર વરસનુ ને ઉત્કૃષ્ટપણે દેશ ઉણા પલ્યોપમનુ એમ એ નવનિકાયની દેવીને પણ જાણવું એમ યાવત્ સ્થનિત કુમાર સુધી જાણવું.

પ્રશ્ન—હે ભગવંત વ્યંતરિકની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઉત્તર—હે ગાતમ, જઘન્યથી દશહજાર વરસનુ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમનુ છે

પ્રશ્ન—હે ભગવંત,જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઊત્તર—હે ગાતમ,જઘન્યથી પલ્યોપમનો આઠમો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ તે પણ પચાસ હજાર વરસે અધિક જાણવુ

પ્રશ્ન—હે ભગવંત ચંદ્રવિમાને જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઊત્તર—હે ગાતમ, જઘન્યથી પલ્યોપમનો ચાથો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ તે પણ પચાસ હજાર વરસે અધિક છે

પ્રશ્ન—હે ભગવંત, સૂર્ય વિમાને જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઉત્તર—હે ગાતમ જઘન્યથી પલ્યોપમનો ચાથો ભાગ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમ, પાંચસે વરસે અધિક

પ્રશ્ન—હે ભગવંત શુક્રાદિક ગ્રહ વિમાને જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઉત્તર—હે ગાતમ, જઘન્ય પા પલ્યોપમનુ ને ઉત્કૃષ્ટપણે અર્ધ પલ્યોપમનુ

પ્રશ્ન—હે ભગવંત, નક્ષત્ર વિમાને જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે

ઊત્તર—હે ગાતમ,જઘન્યથી પલ્યોપમનો ચોથો ભાગ સંપુર્ણ ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના ચાથા ભાગ ઝાઝેરાું

પ્રશ્ન—હે ભગવંત, તારા વિમાને જ્યોતિષીની દેવાંગાનુ કેટલુ આયુષ છે?

ઉત્તર—હે ગાતમ, જઘન્યથી પલ્યોપમનો આઠમો ભાગ ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમનો આઠમો ભાગ ઝાઝેરો અધિક એ જ્યોતિષી દેવાંગાનુ કહ્યું હવે વૈમાનિક દેવાંગાનું કહેછે

પ્રશ્ન—હે ભગવંત, વૈમાનીક દેવાંગાનુ કેટલુ આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમનુ ને ઉત્કૃષ્ટપણે પચાવન પલ્યોપમનુ

**પ્રશ્ન**—હે ભગવંત, સૌધર્મ દેવલોકે વૈમાનીક દેવાંગનાનુ કેટલુ આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમ ને ઉત્કૃષ્ટપણે પરીગ્રહીતનુ સાત પલ્યોપમનુ (ને અપરીગ્રહીતનુ પચાસ પલ્યોપમનુ) છે

**પ્રશ્ન**—હે ભગવંત, ઇશાન દેવલોકે વૈમાનિક દેવાનાનુ કેટલુ આયુષ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક પલ્યોપમ ઝાઝેરાનુ ને ઉત્કૃષ્ટપણે પરીગ્રહીત દેવીનુ નવપલ્યોપમનુ (ને અપરીગ્રહીતનુ પચાવન પલ્યોપમનુ) જાણવુ

એ દેવતાની સ્રીની ભવસ્થિતિ કહી એ સ્રીવેદની પણ ભવસ્થિતિ કહી હવે સ્રીવેદની કાયસ્થિતિનો અધિકાર કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સ્રીવેદ સ્રીવેદ પણે એક જીવ કેટલા કાળ સુધી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, એક પ્રકારે જઘન્યથી એક સમય (તે એમ જે કોઇ સ્રી ઉપસમ શ્રેણી અવેદી થઇ તીહાથી પડતા એક સમય સવેદી થાતી કાળકરી દેવગતિમા જાય તિહા પુરૂષવેદ પામે તે માટે) ને ઉત્કૃષ્ટપણે એકસો દશ પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથકત્વ ઝાઝેરાનું (તે એમ જે કોઇક જીવ મનુષ્યણી અથવા તિર્યંચણીપણે ક્રોડપુર્વને આવખે પાચ ભવ ભમીને બીજા ઇશાન દેવલોકે અપરીગ્રહિત દેવીપણે પચાવન પલ્યને આવખે ઉપજે, ત્યાથી ચવીને મનુષ્ય અથવા તિર્યંચમા ક્રોડપૂર્વને આવખે ઉપજે, વળી ફરીને ઇશાન દેવલોકે અપરીગ્રહીત દેવીપણે પચાવન પલ્યને આવખે ઉપજે, પછી નિશ્ચે સ્રીવેદ છાડે તે માટે એકસો દશ પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથક્ત્વે અધીક જાણવુ) એ પ્રથમ પ્રકાર

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે) ને ઉત્કૃષ્ટપણે અઢાર પલ્યોપમ ક્રોડપૂર્વ પ્રથકત્વ અધીકનુ (તે એમ જે કોઇ એક જીવ મનુષ્ય અથવા તિર્યંચપણે ક્રોડપૂર્વને આવખે પાચ ભવ ભમીને ઇશાન દેવલોકે પરીગ્રહીત દેવીપણે નવ પલ્યને આવખે ઉપજે, વળી ફરીને મનુષ્ય અથવા તિર્યંચપણે ક્રોડપૂર્વને આવખે ઉપજે ત્યાથી ચવીને ઇશાન દેવલોકે ઉપજે, તે માટે જાણવુ) એ બીજો પ્રકાર

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે જાણવુ) ને ઉત્કૃષ્ટપણે ચૌદ પલ્યોપમ ક્રોડ પૂર્વ પ્રથક્ત્વે અધીક જાણવુ (તે એમ જે મનુષ્ય, તિર્યંચના પાચ ભવ કરીને બે વાર ભવાંતરે સૌધર્મ દેવલોકે પરીગ્રહીત સ્રીપણે ઉપજે પછે વળી અન્યવેદ પામે તે માટે કહ્યુ, બે ભવ ઉપરાંત દેવતા એકાંતરે ભવ ન કરે) એ ત્રીજો પ્રકાર

વળી એક પ્રકારે જઘન્યથી એક સમય (તે પુર્વલીપરે) ને ઉત્કૃષ્ટપણે એકસો પલ્યોપમ પ્રથક્ત્વ પુર્વ ક્રોડ અધિક જાણવુ, (તે એમ જે બે વાર સૌધર્મા દેવલોકે અપરીગ્રહીત દેવીપણે ઉપજે, ત્યા પચાસ પચાસ પલ્યોપમના આયુષ્યના બે ભવ કરે એક ભવને આંતરે એમ સરવાળે એકસો પલ્યોપમ ક્રોડ પુર્વ પ્રથક્ત્વે અધિક પુર્વવત્ જાણવુ) એ ચોથો પ્રકાર

પલ્યોપમ ક્રોડ પુર્વ પ્રથક્ત્વે અધિક (તે એમ જે પુર્વ સાત ભવ મહાવિદેહ પ્રમુખના ક્રોડ પુર્વના કરીને તે ઉપર આઠમે ભવે દેવકુર પ્રમુખ ક્ષેત્રમા ત્રણ પલ્યને આવખે ઉપજે તે માટે) ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (પ્રણામ આશ્રિ) ને ઉત્કૃષ્ટપણે દેસેઉણા ક્રોડ પુર્વ (તે એમ જે ૯ વરસ ઉપગત દિક્ષા હોય માટે તે દેશેઉણા કહ્યુ)

એ સમચે કહ્યુ હવે વિસ્તારથી મનુષ્યણીની કાયસ્થિતિ કહે છે

એમ કર્મભૂમિ ભરત એરવત ક્ષેત્રના મનુષ્યની સ્ત્રીનું આયુષ્ય જાણવુ પણ એટલો વિશેષ જે ક્ષેત્ર સમય આશ્રિ પ્રથમ સુખમા સુખમ આરે જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટ પણે ત્રણ પલ્યોપમ દેસેઉણા ક્રોડ પુર્વ અધિક (તે એમ જે પુર્વ માહાવિદેહ પ્રમુખનુ મનુષ્ય દેવતા સહેર (હરણ કરે) તે ભરતક્ષેત્રે પહેલા આરાના મનુષ્ય મધ્યે મુકે તેવારે તે દેશેઉણા ક્રોડ પુર્વ તીહા જીવે, પછી તીહા શુભ ધ્યાનના જોગે મરીને ફરી તીહાજ સ્ત્રીવેદે જુગળણી ત્રણ પલ્યને આવખે થાય તે માટે કહ્યુ,) ને ધર્માચરણ આશ્રિને પુછીએ તો જઘન્યથી એક સમય (તે પરે પગે), ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વ ચારિત્ર પાળે

**પ્રશ્ન**—હે ભગવંત, પુર્વ માહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહની સ્ત્રીના કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઊત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિ જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વ પ્રથક્ત્વ (તે એમ જે આઠ ભવ ક્રોડ પુર્વના સાતા સાજ ઉત્કૃષ્ટા કરે માટે) ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય, ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વ ચારિત્ર પાળે

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને જઘન્યથી દેશેઉણા પલ્યોપમ, તે પણ પલ્યોપમને અસખ્યાતમે ભાગે ઉણુ (હેમવંત પ્રમુખે) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ (દેવકુર પ્રમુખે) ને સહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ દેશેઉણા ક્રોડ પુર્વ અધિક (તે એમ જે માહાવિદેહ પ્રમુખના મનુષ્ય ને દેવતા સહરી દેવકુર પ્રમુખ ક્ષેત્રમા મુકે તીહા જઘન્યપણે અંતર્મુહુર્ત મરે, ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડ પુર્વે મરે ત્યા શુભધ્યાને મરી ફરી ત્યાજ વળી સ્ત્રીવેદે ત્રણ પલ્યોપમને આવખે ઉપજે એ ભાવાર્થ જાણવો)

એ અકર્મ ભૂમિની સમચે કાયસ્થિતિ કહી હવે વીવરીને કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, પાચ હેમવય, પાચ એરણવય અકર્મભૂમિની સ્ત્રી સ્ત્રીવેદે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જનમ આશ્રિને પુછીએ તો જઘન્યથી દેશે ઉણા પલ્યોપમ તે પણ પલ્યોપમને અસખ્યાતમે ભાગે ઉણુ જાણવુ ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમ પુરુ, ને સહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત (તે પુર્વની રીતે) ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમ, દેશે ઉણા ક્રોડ પુર્વે અધિક (તે પણ પુર્વની રીતે)

**પ્રશ્ન**—હે ભગવંત, પાચ હરીવાસ, પાચ રમ્યકવાસ, અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીની કાયસ્થિતિ કેટલી છે?

(અનંતો) કાળ જાણવો ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (તે એમ જે કોઇ સ્ત્રી ઉપસમ શ્રેણી ચઢતા અગીયારમે ગુણઠાણે એક સમય આવેદ ઉપ સમાવી અવેદી થઇ પાછી પડે તેવારે સ્ત્રીવેદ ઉદય આમ થાય એ યુક્તિએ એક સમય થાય) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત દેશે ઉણુ (તે એમ જે સમકિત વમ્યા પછી કાળ કરી સમ્યક્ત્વ પામે તે કાળે અર્ધ પુદ્ગળ પરાવર્ત ન્યુ

॥यथा॥ अंतो मुहुत्तमित्तावि॥ फासिय हुइ जेहिं समत्त॥ तेसिं अवढ पुग्गल॥ परियट्टो चेव ससारो॥१॥

એમ જાવત કર્મભૂમિની ભરત, અનંત પૂર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહે પાં એમજ જાણવું

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમિના મનુષ્યની સ્ત્રીને કેટના કાળનો વિરહ પડે

**ઉત્તર**—હે ગૌતમ, જનમ પરી વરજીને જઘન્યથી દશ હજાર વર્ષને અંતમુહૂર્ત અધિક (તે એમ જે વિચે એક ભવ દેવતાનો ને એક ભવ મનુષ્ય, તિર્યંચનો ભવ કરી ફરી ત્યાં સ્ત્રીવેદે ઉપજે તે માટે કહ્યું) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ અંતર પડે અને સંહરણ આશ્રિને જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિ કાળ પ્રમાણે જાણવું એમ જાવત્ અંતરદ્વીપની સ્ત્રીને પણ જાણવું હવે દેવતાનું કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતાની સર્વ સ્ત્રીને કેટના કાળનો વચ્ચે વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહૂર્તનો (તે એમ જે તિર્યંચ મધ્યે ઉપજીને તેમાં શુભ અધ્યવસાયથી મરી ફરીને દેવી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ જાણવો

એ પ્રમાણે અસુર કુમારની દેવાંગનાથી માંડીને બીજા દેવલોક ઇશાન દેવલોકની દેવાંગના સુધી જાણવું

હવે સ્ત્રીવેદનો અલ્પ બહુત્વ કહે છે—તે અલ્પ બહુત્વ પાંચ પ્રકારનો છે, પ્રથમ સામાન્ય અલ્પબહુત્વ ૧, બીજો ત્રણ પ્રકારની તિર્યંચણીનો અલ્પબહુત્વ ૨, ત્રીજો ત્રણ પ્રકારની મનુષ્યણી મનુષ્યણીનો અલ્પબહુત્વ ૩, ચોથો ચાર પ્રકારની દેવાંગના સબંધીનો અલ્પબહુત્વ ૪, અને પાંચમો મિશ્ર (તિર્યંચ, મનુષ્ય ને દેવતાની) સ્ત્રીનો અલ્પબહુત્વ ૫

**પ્રશ્ન**—હે ભગવંત, એ તિર્યંચણી, મનુષ્યણી ને દેવાંગના મધ્યે કોણ કોણથકી થોડી છે, અથવા ઝાઝી છે, અથવા સરખી છે, અથવા વિશેષાધિક છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડી મનુષ્યણી સ્ત્રી ૧ (૨૯ આંક સંખ્યાતીજ છે એ ગણત્રીશ આંક સુધીજ મનુષ્ય છે માટે) તે થકી તિર્યંચણી અસંખ્યાત ગુણી વધતી છે ૨, તેથકી દેવાંગના અસંખ્યાત ગુણી છે ૩ ॥૧॥

**પ્રશ્ન**—હે ભગવંત, એ તિર્યંચણીમાં જળચરી, થળચરી ને ખેચરીમાં કોણ કોણથકી થોડી છે ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગાતમ, સર્વથી થોડી ખેચર તિર્યંચજોનીની સ્ત્રી ૧, તેથી થળચર તિર્યંચણી અસખ્યાત ગુણી છે ૨, તેથી જળચર તિર્યંચણી સખ્યાત ગુણી છે ૩ ॥૨॥

પ્રશ્ન—હે ભગવત, મનુષ્યની સ્ત્રી, તેમા કર્મભૂમિની, અકર્મભૂમિની ને અતર દ્વીપની મધ્યે કોણકોણ થકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ સર્વથી થોડી છપન અતરદ્વીપ મનુષ્યની સ્ત્રી ૧, તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિ મનુષ્યની સ્ત્રી એ બે સરખી પણ છપન અતરદ્વીપના મનુષ્યની સ્ત્રીથી સખ્યાત ગુણી વધતી છે ૨, તેથી હરીવાસ, રમ્યકવર્ષ ક્ષેત્રના જુગળીયાની સ્ત્રી એ બે સરખી પણ દેવકુરૂ, ઉત્તરકુરૂનાથી સખ્યાત ગુણી વધતી છે ૩, તેથી હેમવત, એરણ્યવત અકર્મભૂમિની મનુષ્યણી એ બે સરખી પણ હરીવાસ, રમ્યકવર્ષ ક્ષેત્રથી સખ્યાત ગુણી વધતી છે ૪, તેથી ભરત એરવત ક્ષેત્રના કર્મભૂમિ મનુષ્યની સ્ત્રી એ બે ક્ષેત્રની સરખી પણ હેમવત, એરણ્યવત ક્ષેત્રનાથી સખ્યાત ગુણી વધતી છે ૫ તેથી પૂર્વમહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી, પણ ભરત, એરવત ક્ષેત્રનાથી સખ્યાત ગુણી વધતી છે ૬ ॥૩॥

પ્રશ્ન—હે ભગવત ભવનપતિની દેવાગના વ્યતરિની દેવાગના, જ્યોતિષીની દેવાગના ને વૈમાનિકની દેવાગના મધ્યે કોણ કોણથકી થોડી છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગાતમ સર્વથકી થોડી વૈમાનિકની દેવાગના ૧, તેથી ભવનપતિની દેવાગના અસખ્યાત ગુણી છે ૨ તેથી વ્યતરીકની દેવાગના અસખ્યાત ગુણી છે ૩ તેથી જ્યોતિષીની દેવાગના સખ્યાતગુણી વધતી છે ૪ ॥૪॥

પ્રશ્ન—હે ભગવત, તિર્યંચણીમા જળચરી થળચરી ને ખેચરીમા મનુષ્યણીમા કર્મભૂમિની, અકર્મભૂમિની ને છપન અતરદ્વીપનીમા દેવાગનામા ભવનપતિની દેવાગના, વ્યતરીકની દેવાગના, જ્યોતિષીની દેવાગના ને વૈમાનીકની દેવાગનામા એટલી મધ્યે કોણ કોણથકી થોડી છે? ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડી છપન અતરદ્વીપના મનુષ્યની સ્ત્રી છે ૧ તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી પણ છપન અતરદ્વીપના મનુષ્યની સ્ત્રીથી સખ્યાત ગુણી વધતી છે ૨ તેથી હરીવાસ રમ્યકવાસ એ બે ક્ષેત્રના અકર્મભૂમીની સ્ત્રી સરખી પણ દેવકુરૂ ઉત્તરકુરૂના મનુષ્યની સ્ત્રીથી સખ્યાત ગુણી વધતી છે ૩ તેથી હેમવત એરણ્યવત એ બે ક્ષેત્રના અકર્મભૂમિની સ્ત્રી સરખી પણ હરીવાસ રમ્યકવાસ ક્ષેત્રની સ્ત્રીથી સખ્યાતગુણી વધતી છે ૪ તેથી ભરત એરવત એ બે કર્મભૂમિની સ્ત્રી સરખી પણ હેમવત એરણ્યવત ક્ષેત્રની સ્ત્રીથી સખ્યાતગુણી વધતી છે ૫ તેથી પુર્વમહાવિદેહ પશ્ચિમ મહાવિદેહ એ બે ક્ષેત્રની સ્ત્રી સરખી પણ ભરત એરવત ક્ષેત્રની સ્ત્રીથી સખ્યાત ગુણી વધતી છે ૬ તેથી વૈમાનીક દેવાગના અસખ્યાત ગુણી વધતી છે ૭ ( તે એમ જે મનુષ્યની સ્ત્રી સખ્યાતી છે અને વૈમાનીકની દેવાગના અસખ્યાતી છે તે માટે ) તેથી ભવનપતિની દેવાગના અસખ્યાત ગુણી વધતી છે ૮ તેથી ખેચર તિર્યંચણી અસખ્યાત

ગુણી વધતી છે ૯ તેથી થળચર તિર્યંચણી અસંખ્યાત ગુણી વધતી છે ૧૦ તેથી જળચર તિર્યંચણી સંખ્યાતગુણી વધતી છે ૧૧ તેથી વ્યંતરીકની દેવાના સંખ્યાતગુણી વધતી છે ૧૨ તેથી જ્યોતિષીની દેવાતા અસંખ્યાતગુણી વધતી છે ૧૩ ॥૫॥ એ પાંચ અલ્પ બહુત્વ સ્ત્રી વેદના કહ્યા

## ૨૯ સ્ત્રી વેદનો બંધ અને તેનો વિષય કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, સ્ત્રી વેદ જે કર્મ તેહની કેટલા કાળની બંધની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સાગરોપમના સાત ભાગ કરીયે તે માહેનો દેઢ ભાગ તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણિ ને ઉત્કૃષ્ટપણે પંદર ક્રોડાક્રોડ સાગરોપમની છે તેહનો પંદરસે વરસ પર્યંત તે કર્મની અબાધા છે એટલે એટના વરસ પછી તે કર્મ ઉદય પ્રાપ્ત થાય તે અબાધા કાળે કર્મની સ્થિતિ ઉણી કરી છે

**પ્રશ્ન**—હે ભગવંત તે સ્ત્રી વેદનો વિષય વિકાર શા પ્રકારે કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, ફુંમ તે છાણની અગ્નિ તે સરખો સ્ત્રીનો વિષય છે એ સ્ત્રી વેદનો અધિકાર પુરો થયો

## ૩૦ પુરૂષવેદ (તિર્યંચ, મનુષ્ય ને દેવતા)નો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેના ત્રણ ભેદ છે, તિર્યંચજોનીયા પુરૂષ મનુષ્યજોનીયા પુરૂષ ને દેવપુરૂષ ૩

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીના પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે જળચર ૧, થળચર ૨, ને ખેચર ૩ એ તિર્યંચના ભેદ જેમ તેની સ્ત્રીના કહ્યા છે તેમજ યાવત્ ખેચર પર્યંત જાણવા એ તિર્યંચજોનીયા પુરૂષ કહ્યા

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય પુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે પંદર કર્મભૂમિના ૧ ત્રીશ અકર્મભૂમિના ૨, ને છપ્પન અંતરદ્વીપના મનુષ્ય ૩ તેનો વિસ્તાર પુર્વલી રીતે જેમ તેની સ્ત્રીનો કહ્યા છે તેમ જાણવો એ મનુષ્ય પુરૂષ કહ્યા

**પ્રશ્ન**— હે ભગવંત, દેવપુરૂષના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર ભેદ છે તે જેમ દેવતાના ભેદ પુર્વે કહ્યા છે તેમ જાણવા યાવત્ સર્વાર્થસિદ્ધ દેવપુરૂષ એ દેવપુરૂષ કહ્યા

## ૩૧ પુરૂષવેદ (તિર્યંચ મનુષ્ય ને દેવતા)ની ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાલ, ને અલ્પ બહુત્વનો અધિકાર

**પ્રશ્ન**—હે ભગવંત પુરૂષવેદની એકભવે કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત (તંદુલ મચ્છ પ્રમુખ મરે) ને ઉત્કૃષ્ટપણે તેત્રીસ

પ્રશ્ન—હે ભગવન, દેવ પુરૂષની કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ, ભવન સર્વાર્થસિદ્ધ પર્યંત જેમ શ્રી પન્નવણાજી સૂત્રમાં સ્થિતિ કહી છે તેમ નિરવિશેષ જાણવી તે એમકે સમચે દેવપુરૂષની જઘન્ય દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે ૩૩ સાગરોપમની ૧–અસુર કુમાર દેવ પુરૂષની જઘન્ય દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે એક સાગરોપમ ઝાઝેરાની ૧–નાગકુમાર ૧, સુવર્ણકુમાર ૨, વિદ્યુતકુમાર ૩, અગ્નીકુમાર ૪, દ્વીપકુમાર ૫, ઉદધિકુમાર ૬, દિશાકુમાર ૭, પવનકુમાર ૮, ને સ્થનિત કુમાર ૯, એ નવનિકાયના દેવપુરૂષની જઘન્ય દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા બે પલ્યોપમની ૨–વાણવ્યંતર દેવ પુરૂષની જઘન્ય દસ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમની ૩–જ્યોતિષિ દેવપુરૂષની જઘન્ય પલ્યોપમના આઠમા ભાગની ને ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમને એક લાખ વરસની ૪—વૈમાનિક દેવમા પહેલે દેવલોકે દેવપુરૂષની જઘન્ય એક પલ્યોપમની ને ઉત્કૃષ્ટપણે બે સાગરોપમની–બીજે દેવલોકે દેવપુરૂષની જઘન્ય એક પલ્યોપમ ઝાઝેરાની ને ઉત્કૃષ્ટપણે બે સાગરોપમ ઝાઝેરાની–ત્રીજા દેવલોકના દેવપુરૂષની જઘન્ય ૨ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૭ સાગરોપમની—ચોથા દેવલોકના દેવપુરૂષની જઘન્ય ૨ સાગરોપમ ઝાઝેરાની ને ઉત્કૃષ્ટપણે ૭ સાગરોપમ ઝાઝેરાની—પાચમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૦ સાગરોપમની—છઠે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૪ સાગરોપમની—સાતમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૪ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૭ સાગરોપમની—આઠમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૮ સાગરોપમની—નવમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૮ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૧૯ સાગરોપમની—દસમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૧૯ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૦ સાગરોપમની—અગ્યારમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૨૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૧ સાગરોપમની—બારમે દેવલોકે દેવપુરૂષની જઘન્ય ૨૧ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૨ સાગરોપમની—ગ્રૈવેયકમા પહેલી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૨ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૩ સાગરોપમની—બીજી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૩ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૪ સાગરોપમની—ત્રીજી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૪ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૫ સાગરોપમની—ચોથી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૫ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૬ સાગરોપમની—પાચમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૬ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૭ સાગરોપમની—છઠી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૭ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૮ સાગરોપમની—સાતમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૮ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૨૯ સાગરોપમની—આઠમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૨૯ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૦ સાગરોપમની—નવમી ગ્રૈવેયકના દેવપુરૂષની જઘન્ય ૩૦ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૧ સાગરોપમની—ચાર અનુત્તર વૈમાનિક (વિજય ૧ વિજયંત ૨ જયંત ૩ ને અપરાજીત ૪) દેવ પુરૂષની—જઘન્ય ૩૧ સાગરોપમની ને ઉત્કૃષ્ટપણે ૩૩ સાગરોપમની—સર્વાર્થસિદ્ધ વૈમાનિક દેવપુરૂષની જઘન્ય ને ઉત્કૃષ્ટી સ્થિતિ ૩૩ સાગરોપમની જાણવી ૫ એ પુરૂષવેદની ભવ સ્થિતિ કહી હવે પુરૂષવેદની કાયસ્થિતિ કહે છે

પ્રશ્ન—હે ભગવંત, પુરૂષવેદી પુરૂષવેદપણે રહે કેટલા કાળ સુધી રહે?

ઊત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત (તંદુલ મચ્છાદીકમાં) ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વ સો સાગરોપમ ઝાઝેરી (તે મનુષ્ય, તિર્યંચ ને દેવતા મધ્યે પુરૂષવેદે ભવ કરે) એ સમુચે કાયસ્થિતિ કહી હવે વીવરી કહે છે

પ્રશ્ન—હે ભગવંત, તિર્યંચજોનીમા પુરૂષવેદનો પુરૂષવેદે રહે કેટલો કાળ રહે?
ઊત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત (તંદુલ મચ્છાદિકમાં) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પ્રથકત્વ ક્રોડપૂર્વે અધીક રહે (તે એમ જે સાતભવ પુર્વક્રોડીના આયુષ્યના પુરૂષવેદે ભોગવીને આઠમો ભવ જુગળ પુરૂષનો ત્રણ પલ્યને આયખે ભોગવે એ ભાવાર્થ જાણવો) એમ જે સ્થિતિનો કાળ જેમ સ્ત્રીનો કહ્યો છે તેમ ખેચર તિર્યંચ સુધી પુરૂષનો પણ જાણવો

પ્રશ્ન—હે ભગવંત, મનુષ્યમા પુરૂષનો પુરૂષવેદે રહે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ, મનુષ્યક્ષેત્ર આશ્રિ જઘન્યથી અંતર્મુહૂર્ત (તે એમ જે માતાના ઉદર (પેટ)મા આવીને અંતર્મુહૂર્ત મરે) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પ્રથકત્વ ક્રોડ પુર્વે અધિક (તે એમ જે સાત ભવ ક્રોડ પૂર્વને આયખે પુરૂષવેદે ભોગવીને આઠમો ભવ ત્રણ પલ્યોપમને આવખે દેવકુરૂ પ્રમુખ મધ્યે જુગળ પુરૂષપણે ભવ કરે એ ભાવાર્થ), ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહૂર્ત (ચારીત્ર લેતી વેળાએ મૃત્યુ પામે તે માટે) ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપૂર્વ એમ સર્વ ભરત, એરવત જાવત્ પૂર્વ મહાવિદેહ પશ્ચિમ મહાવિદેહે પણ આપ આપણા ક્ષેત્રની સ્ત્રીની કાયસ્થિતિ કહી છે તેમજ જાણવી

પ્રશ્ન—હે ભગવંત, અકર્મભુમિના પુરૂષ, પુરૂષવેદે કેટલા કાળ સુધી રહે?

ઉત્તર—હે ગૌતમ, જેમ અકર્મભુમિ મનુષ્યણીની સ્થિતિ કહી છે તેમ જાણવી જાવત્ અંતરદ્વિપે પણ તેની સ્ત્રીની પરે જાણવું એ મનુષ્ય પુરૂષની કાયસ્થિતિ કહી
પ્રશ્ન—હે ભગવંત, દેવતા મધ્યે પુરૂષનો પુરૂષવેદે રહે કેટલા કાળ સુધી રહે?
ઉત્તર—હે ગૌતમ તેની જે ભવસ્થિતિ છે તેટલીજ કાયસ્થિતિ છે (કેમકે દેવતા મરી દેવતા થાય નહીં) એ દેવપુરૂષની કાયસ્થિતિ કહી એ પુરૂષવેદની કાયસ્થિતિ કહી, હવે પુરૂષવેદનો વિરહકાળ કહે છે

પ્રશ્ન—હે ભગવંત, પુરૂષવેદ છાંડી પાછો ફરી કેટલે કાળ પુરૂષવેદ પામે ને વચ્ચે કેટલો વિરહ પડે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય (તે એમ જે કોઈ જીવ ઉપસમશ્રેણી એક સમય અવેદી થઈને પછી પાછો સવેદી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ (તે એમ જે વનસ્પતિમા ભવ તો અનંતે કાળે પુરૂષવેદ પામે) એ સમુચે કહ્યું
પ્રશ્ન—હે ભગવંત તિર્યંચજોનીયા પુરૂષને કેટલા કાળનો અંતર પડે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો (અનંતો) કાળ એમ જાવત્ ખેચર તિર્યંચ પુરૂષપર્યંત જાણવું એ તિર્યંચનો કહ્યો

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય પુરુષને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્રઆશ્રિને જઘન્યથી અંતર્મુહૂર્તનો ને ઉત્કૃષ્ટપણે અનંત (વનસ્પતિનો) કાળ અંતર પડે ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (તે પુર્વની રીતે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ, તે પણ અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી જાવત્ અર્ધ પુદગળ પરાવર્તન દેશે ઉણ અંતર પડે (સમ્યકત્વ પામ્યા પછી એટલું સંસારમાં રહી મોક્ષ જાય) એમ કર્મભૂમિના ભરત, ઐરવત ને માહાવિદેહના મનુષ્યને પણ એમજ અંતર સ્ત્રીની પેરે કહેવો, ને ધર્મઆશ્રિ જઘન્ય એક સમય (અવેદી ગુણઠાણે ચઢી ને પછે પડતા એક સમય કહ્યો છે) તેમજ સ્ત્રીની પરે કહેવું તેમજ અકર્મભુમિના ને અંતરદ્વીપના પુરુષને પણ તેની સ્ત્રીને પુર્વે કહ્યા છે તેમ અંતર કહેવો એ મનુષ્ય પુરુષનો વિરહકાળ કહ્યો

**પ્રશ્ન**—હે ભગવંત, દેવ પુરુષને વચ્ચે કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્તનો (તે એમ જે દેવતા ચવીને તિર્યંચ મધ્યે માતાના ઉદરમાં આવી ઉપજે ત્યાં અંતર્મુહુર્ત મધ્યે સારા અધ્યવસાયથકી મરીને પાછો ફરી દેવતા પુરુષવેદે થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ (વનસ્પતિ મધ્યે) એમ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી ને સહસાર આઠમા દેવલોક સુધી અંતર જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો કાળ જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, નવમા આણુત દેવલોકના દેવતાને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી વરસ પ્રથક્ત્વ (તે એમ જે નવ વરસની અંદર રત્તઉદય આવે નહીં તે માટે નવ વરસનો થઇ રત્ત લઇને નવમા દેવલોક પ્રમુખે ઉપજે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો કાળ અંતર પડે એમ જાવત્ નવમા ગ્રૈવેયક પર્યંત જાણવું

**પ્રશ્ન**—હે ભગવંત પાંચ અનુત્તરવાસી દેવપુરુષને કેટલો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી વરસ પ્રથક્ત્વ (તે પુર્વપરે) ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતા સાગરોપમ ઝાઝેરાનો અંતર પડે એ દેવપુરુષનો અંતર કહ્યો એ પુરુષવેદનો વિરહકાળ કહ્યો હવે પુરુષવેદનો અલ્પબહુત્વ કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત તિર્યંચપુરુષ, મનુષ્યપુરુષ ને દેવપુરુષ મધ્યે કોણ કોણથી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ, જેમ તેમની સ્ત્રીઓમાં અલ્પબહુત્વ કહ્યા છે તેમજ જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચમાં ને મનુષ્યમાં એ સહુ સહુમાં અલ્પબહુત્વ શી રીતે છે?

**ઉત્તર**—હે ગૌતમ જેમ પુર્વે તેની સ્ત્રીઓને કહ્યા છે તેમજ જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતામાં ભવનપતિ ૧, વ્યંતર ૨ જ્યોતિષી ૩, ને વૈમાનિકમાં કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ સર્વથી થોડા વૈમાનિક દેવના પુરુષવેદે છે ૧ ને થકી ભવનપતિ દેવતા

પ્રશ્ન—હે ભગવંત, પુરુષવેદ જે કમ તેનો વિષય વિકાર કેવો છે?

ઉત્તર—હે ગૌતમ, વન દવાગ્ની જ્વાળા સમાન એહનો વિષય છે એ પુરુષનો અધિકાર પુરો થયો

### ૩૩ નપુંસકવેદ (નારકી, તિર્યંચ ને મનુષ્ય) નો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત, નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે, નારકી નપુંસક ૧, તિર્યંચ જોનીયા નપુંસક ૨, ને મનુષ્ય નપુંસક ૩

પ્રશ્ન—હે ભગવંત, નારકી નપુંસકના કેટલા ભેદ છે?

ઊત્તર—હે ગૌતમ, તેના સાત ભેદ છે રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક ૧, શકરપ્રભા ૨, વાલુપ્રભા ૩, પંકપ્રભા ૪, ધુમપ્રભા ૫, તમપ્રભા ૬, ને તમતમાપ્રભા પૃથ્વીના નારકી નંપુસક ૭

પ્રશ્ન—હે ભગવંત, તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના પાચ ભેદ છે એકેંદ્રિ તિર્યંચ જોનીયા નપુંસક ૧, એમ બેઈંદ્રી ૨, તેઇંદ્રી ૩, ચઉરેંદ્રી ૪, ને પચેંદ્રી તિર્યંચ જોનીયા નપુંસક ૫

પ્રશ્ન—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, (પૃથ્વી ૧, પાણી ૨, અગ્નિ ૩, વાયુ ૪, ને વનસ્પતિકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસક ૫)

પ્રશ્ન—હે ભગવંત, બેઇંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના અનેક ભેદ છે તે પૂર્વ કહ્યા છે તેમ જાણવા એમ તેઇંદ્રિ, ચઉરંદ્રિના પણ પૂર્વે ભેદ કહ્યા છે તેમ જાણવા

પ્રશ્ન—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે જળચર ૧, થળચર ૨, ને ખેચર ૩ એ જળચર પ્રમુખના ભેદ જેમ પૂર્વે કહ્યા છે તેમ જાણવા અશાળીયા અતીત કહેવા

પ્રશ્ન—હે ભગવંત, મનુષ્ય નપુંસકના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે કર્મભૂમિ ૧, અકર્મભૂમિ ૨, ને અંતરદ્વીપના ૩, એના ભેદ જેમ પૂર્વે કહ્યા છે તેમ જાણવા એ નપુંસકના ભેદ કહ્યા

### ૩૪ નપુંસક વેદ. (નારકી, તિર્યંચ ને મનુષ્ય) ની ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાળ, ને અલ્પબહુત્વનો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત, નપુંસકવેદની એકભવે કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત (સાધારણ વનસ્પતિકાય મધ્યે,) ને ઉત્કૃષ્ટપણે તેત્રિશ સાગરોપમની (સાતમી નરકના નારકી) એ સમયે ભવસ્થિતિ કહી

**પ્રશ્ન**—હે ભગવત, નારકી નપુસકની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉતર**—હે ગૌતમ, જઘ યથી દશ હજાર વરસની (પ્રથમ નરકે પ્રથમ પાથડે), ને ઉત્કૃષ્ટ પણે તેત્રિશ સાગરોપમની (સાતમી નરકે ) એ સર્વ નારકીની સ્થિતિ જાણવી (એક, ત્રણ, સાત, દશ, સત્તર, બાવીશ ને તેત્રિશ સાગ ની ઉત્કૃષ્ટી સ્થિતિ ) એ ના મ નપુસકની ભવસ્થિતિ કહી

**પ્રશ્ન**—હે ભગવત, તિર્યંચજોનીવા નપુસકની કેટના કાળની સ્થિતિ છે?

**ઉતર**—હે ભગવત, જઘન્યથી અતમુ ર્ત (સુક્ષ્મ પ્રમુખ મધ્યે), ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની (સમુર્છિમ પ્રમુખો ) એ તિર્યંચ નપુસકની સમચ ભવસ્થિતિ કહી

**પ્રશ્ન**—હે ભગવત, એકેદ્રિ તિર્યંચજોનીયા નપુસકની કેટલી સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ જઘન્યથી અતર્મુહુર્ત્તની (સુક્ષ્મ મધ્યે) ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસની (ખર-કઠણ પૃથ્વી મધ્યે) એ એકેદ્રિ તિર્યંચ નપુસકની સમચે કહી

**પ્રશ્ન**—હે ભગવત, પૃથ્વીકાય એકે િ તિર્યંચજોનીયા નપુસકની કેટના કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગાતમ, જઘ યની અતમુહુત્તની (સુક્ષ્મ પૃ થી પ્રમુખ મધ્યે,) ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસની (ખર પૃથ્વી મધ્યે) એમ સર્વ પૃથ્યાદિક નપુસકનુ આયુષ્ય જેટલું જેનુ છે તેટલુ તેનું કહેવું એ એકેદ્રિ નપુસક કહ્યા

**પ્રશ્ન**—હે ભગવત, બેઇદ્રિ તિર્યંચ નપુસકનુ આયુષ્ય કેટલા કાળનુ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેનું બાર વરસનુ છે

**પ્રશ્ન**—હે ભગવત, તેઇદ્રિ તિર્યચ નપુસકની સ્થિતિ કેટની છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની સ્થિતિ ઓગણપચાશ દીવસની છે

**પ્રશ્ન**—હે ભગવત, ચૌરેદ્રિ તિર્યંચ નપુસ ની એક ભવે કેટલી સ્થિતિ છે?

**ઉતર**—હે ગૌતમ, તેની ૬ મહિનાની છે

**પ્રશ્ન**—હે ભગવત, પચેદ્રિ તિર્યંચ નપુસકની કેટની સ્થિતિ છે?

**ઉતર**—હે ગાતમ, જઘન્યથી અતમુહુત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની છે એમ જળચર ચતુષ્પદ થળચર ઉ પરસપ ભૂજપરસપ ને ખેચર તિર્યંચ એ સર્વ નપુસકની જઘન્ય સ્થિતિ અતર્મુહુત્તની ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની એ તિર્યંચ નપુસકની ભવસ્થિતિ કહી

**પ્રશ્ન**—હે ભગવત, મનુષ્ય નપુસકની એક ભવે કેટના કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્રઆશ્રિને જઘન્યથી અતર્મુહુત્તની (સમુર્છિમ મનુષ્ય પ્રમુખને ) ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની, ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘ યથી અતર્મુહુર્ત્તની ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડપુર્વ સુધી ધર્મ આચરિતરૂપ રહે એ મનુષ્યની સમચે ભવસ્થિતિ કહી હવે તેની વિવરીને કહે છે

પ્રશ્ન—હે ભગવંત, કર્મભૂમિ, ભરત, ઐરવત, પુર્વ માહાવિદેહ, ને પશ્ચિમ માહાવિદેહના નપુંસકની કેટના કાળની સ્થિતિ છે?

ઊત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપુર્વની, ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડપુર્વની

પ્રશ્ન—હે ભગવંત, અકર્મભૂમિના નપુંસકો કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જન્મ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તની છે (અકર્મભૂમિ મધ્યે ગર્ભજ મનુષ્ય નપુંસક નથી, તે માટે સમુર્છિમની સ્થિતિ કહી) ને સહણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડપુર્વની એહનો વિચાર પુર્વે કહ્યો છે તેમ જાણવો એમ જાવત્ અંતરદ્વીપના મનુષ્ય નપુંસકને પણ જાણવું હવે નપુંસક વેદની કાયસ્થિતિ કહે છે

પ્રશ્ન—હે ભગવંત, નપુંસકવેદનો નપુંસકવેદપણે જીવ કેટના કાળ સુધી રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય (ઉપસમ શ્રેણીઆશ્રિ) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ રહે (વનસ્પતિ મધ્યે) એ નપુંસકવેદની સમચે કાયસ્થિતિ કહી હવે વિશેષથી કહેછે

પ્રશ્ન—હે ભગવંત, નારકી નપુંસક નારકી નપુંસકપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી દસ હજાર વરસ, ને ઉત્કૃષ્ટપણે તેત્રિસ સાગરોપમ રહે (તે નારકીની જે ભવસ્થિતિ છે તેજ કાયસ્થિતિ જાણવી, કેમકે નારકી મરી નારકી થાય નહીં માટે) એ નારકીની સમચે કાયસ્થિતિ કહી એમ જે વળી સાતે નરકે જે જે નારકીને તેની જે ભવસ્થિતિ છે તેજ તેની કાયસ્થિતિ કહેવી હવે તિર્યંચની કહે છે

પ્રશ્ન—હે ભગવંત, તિર્યંચજોનીયા જીવ નપુંસકવેદના નપુંસકવેદે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ એ સમચે કહ્યું

પ્રશ્ન—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસક નપુંસકવેદે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જેમ તિર્યંચ નપુંસકની સમુદાયપણે કાયસ્થિતિ કહી છે તેમ જાણવી

પ્રશ્ન—હે ભગવંત, પૃથ્વી, પાણી, અગ્ની ને વાયુકાય એકેંદ્રિ નપુંસક નપુંસકપણે કેટલો કાળ રહે?

ઊત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ રહે, તે પણ અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી રહે ને ક્ષેત્રથી અસંખ્યાતા લોક મધ્યે જેટલા આકાસ પ્રદેશ છે તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી પ્રથવ્યાદિક મધ્યે રહે

પ્રશ્ન—હે ભગવંત વનસ્પતિકાય એકેંદ્રિ તિર્યંચ નપુંસક નપુંસકપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જેમ સમચે કહ્યુંછે તેમ જાણવું

પ્રશ્ન—હે ભગવંત, બેઇંદ્રિ, તેઇંદ્રિ ને ચૌરેંદ્રિ નપુંસક નપુંસકવેદે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘ ન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે સખ્યાતો કાળ રહે

પ્રશ્ન—હે ભગવત, પચેદ્રિ તિર્યંચ નપુસકવેદનો નપુસકવેદે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથક્ત્વ (આઠ ભવ ક્રોડપુર્વના થઇને) એ સમચે પર્ન તિર્યંચનું કહ્યુ

પ્રશ્ન—હે ભગવત, જળચર, ચતુ પ૦ થળચર, ઉરપરસર્પ ને ભુજપરસર્પ નપુસકવેદી નપુસકવેદપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથક્ત્વ સુધી રહે એ તિર્યંચ નપુસક વેદની કાયસ્થિતિ કહી હવે મનુષ્ય નપુસકની કાયસ્થિતિ કહે છે

પ્રશ્ન—હે ભગવત, મનુષ્ય નપુસકવેદનો નપુસકવેદપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વ પ્રથક્ત્વ. ને ધર્માચરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી એક સમય (તે એમ જે નપુસક મનુષ્ય અગ્યારમા ગુણ સ્થાનક સુધીમા અવેદી થઇને પાછો પડતો એક સમય નપુસકવે અનુભવીને ત્યાથી મરીને દેવમનીમાં જાય ત્યા પુરુષવેદ પામે એટલે એક સમય નપુસક વેદપણે રહે) ને ઉત્કૃષ્ટપણે દેશે ઉણા ક્રોડપૂર્વ રહે એ સમચે કહ્યુ

તેમજ કર્મભૂમિ ભરત અરવત, પુર્વ મહાવિદેહ ને પશ્ચિમ મહાવિદેહે પણ જાણવુ

પ્રશ્ન—હે ભગવત, અકર્મભૂમિયા મનુષ્ય નપુસકનો નપુસકપણે કેટલી કાયસ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જન્મઆશ્રિને જઘન્યથી અતર્મુહુર્ત (સમુર્છિમ છે માટે), ને ઉત્કૃષ્ટપણે પણ અતર્મુહુર્ત પ્રથક્ત્વની (તે એમ જે ત્રીજાને ધરી સમુર્છિમ મનુષ્યના આઠ ભવ કરે તે માટે ગર્ભજ મનુષ્ય નપુસક તો ત્યા હોય નહીં માટે સમુર્છિમનુ કહ્યુ એ ભાવ જાણવો) ને સહરણઆશ્રિ પુછીએ તો જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે દેશેઉણા ક્રોડ પુર્વની સ્થિતિ છે એ સમચે કહ્યુ તેમજ સર્વ અકર્મભૂમિનુ જાવત છપન અતરદ્વીપ સુધીનું જાણવુ એ મનુષ્ય નપુસકની કાયસ્થિતિ કહી એ નપુસ વેદની કાયસ્થિતિ કહી હવે નપુસકવેદનો વિરહકાળ કહે છે

પ્રશ્ન—હે ભગવત, નપુસકવેદ છેદીને ફરી નપુસકવેદ કેટલે કાળે પામે ને વચ્ચે કેટલો વિરહ પડે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અતર્મુહુર્ત (લઘુભવ આશ્રિ) ને ઉત્કૃષ્ટપણે પ્રથક્ત્વ સો સાગર ઝાઝેરો (તે સાગરોપમ સત પ્રથક્ત્વ એટલે નવસો સાગરોપમ ઉપરાત આઉ કે પુરુષ વેદમા રહે નહીં તે માટે) એ સમચે કહ્યુ

પ્રશ્ન—હે ભગવંત, નારકીનપુસક નારકીપણે કેટલે કાળે ઉપજે, ને વચ્ચે કેટલો વિરહ પડે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અતર્મુહુર્ત (તદુલ મચ્છ પ્રમુખમા) ને ઉત્કૃષ્ટપણે અનતો કાળ (વનસ્પતિ મધ્યે) એ સમચે નારકીનો ભાવ હવે જુદો જુદો કહેછે,

**પ્રશ્ન**—હે ભગવંત, રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસકને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત (તદુન મઠાર્કિમાં) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ (વનસ્પતિ મધ્યે) એમ જાવત્ સાતમી નરક પર્યંત વિરહકાળ જાણવો હવે તિર્યંચનો વિરહકાળ કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજેનીના નપુંસકને વચ્ચે કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વ સો સાગરોપમ આઝેરાનો

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંગ નપુંસકને કેટલો વચ્ચે વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ ને સંખ્યાત વરસે અધિક એ સમયે એકેંદ્રિનું કહ્યું

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ પૃથ્વી, પાણી, અગ્ની ને વાયુમાંયા નપુંસકને વચ્ચે કેટલો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ

**પ્રશ્ન**—હે ભગવંત, વનસ્પતિમાંયા નપુંસકને વચે કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ જાવત્ જેટલા અસંખ્યાતા લોકના આકાશ પ્રદેશ છે તેટલી ઊત્સર્પિણી, અવસર્પિણીનો અંતર જાણવો (વનસ્પતિ વર્જિ બાકી સર્વ જીવમાં એટલુંજ અવસ્થાન છે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, બે ઇંદ્રીથી માંડી ખેચર પર્યંત નપુંસકને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ (વનસ્પતિમાં રહે તેટલો) એ તિર્યંચ નપુંસકનો વિરહકાળ કહ્યો હવે મનુષ્ય નપુંસકનો વિરહકાળ કહેછે

**પ્રશ્ન**—હે ભગવંત, મનુષ્ય નપુંસકને વચે કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ, ક્ષેત્ર આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ ને ધર્માચરણ આશ્રિ ને પુછીએ તો જઘન્યથી એક સમય (તે નવમાથી ઉપલે ગુણસ્થાનકે એક સમય અવેદી થઇને પાછો પડી નપુંસક વેદ થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અર્ધ પુદગળ પરાવર્ત્તન દેશે ઉણું (તે સમકિત પામ્યા પછી અર્ધ પુદગળ પરાવર્ત્તન સંસારમાહે રહે) એ સમયે વિરહ કહ્યો

તેમજ કર્મભૂમીના ભરત, ઐરવત, પુર્વ માહાવિદેહ ને પશ્ચિમ માહાવિદેહ ક્ષેત્ર પણ પુર્વેલા કાળનો અંતર જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, અકર્મભૂમીના મનુષ્ય નપુંસકને કેટલા કાળનો વિરહ પડે?

**ઉત્તર**—હે ગૌતમ જનમ આશ્રિને જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ ને સંહરણ આશ્રિ પુછીએ તો જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ

એમ છપન અંતરદ્વીપ પણ જાણવું એ મનુષ્ય નપુંસકનો વિરહ કાળ કહ્યો એ પુંસક વેદનો વિરહ કાળ કહ્યા હવે નપુંસક વેદનો અલ્પ બહુત્વ કહે છે

પ્રશ્ન—હે ભગવંત નારકી નપુંસક ૧ તિર્યંચ નપુંસક ૨ ને મનુષ્ય નપુંસક ૩ એમના મધ્યે કોણ કોણથકી થોડા છે? ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૈતમ સર્વથી થોડા મનુષ્ય નપુંસક છે ૧ તેથી નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૨ તેથી તિર્યંચજોનીયા નપુંસક અનંત ગુણા છે ૩ (વનસ્પતિ કાય સાથે ગણાય માટે)

પ્રશ્ન—હે ભગવંત, રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક જાવત્ સાતમી તમતમા પૃથ્વીના નારકી નપુંસક તે માંહે કોણ કોણથી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૮

ઉત્તર—હે ગૈતમ સર્વથી થોડા સાતમી પૃથ્વીના નારકી નપુંસક છે ૧ તેથી છઠી નરકના નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૨ તેથી પાંચમી નરકના નારકી નપુંસક અસંખ્યાતગુણાછે ૩ તેથી ચોથી નરકના નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૪ તેથી ત્રીજી નરકના નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૫ તેથી બીજી નરકના નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૬ તેથી રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૭

પ્રશ્ન—હે ભગવંત તિર્યંચ જોનીયા નપુંસક તેમાં એકેંદ્રી તિર્યંચ જોનીયા નપુંસકમાં પૃથ્વીકાય જાવત્ વનસ્પતિકાય એકેંદ્રી તિર્યંચ જોનીયા નપુંસકમાં બેઇંદ્રી નપુંસકમાં, તેઇંદ્રી નપુંસકમાં ચોરેંદ્રી નપુંસકમાં, પંચેંદ્રી તિર્યંચ જોનીયા નપુંસકમાં જળચર, થળચર ને ખેચર એટલામાંહે કોણ કોણથકી થોડા છે? ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૈતમ સર્વથી થોડા ખેચર તિર્યંચ જોનીયા નપુંસક છે ૧ તેથી થળચર તિર્યંચ જોનીયા નપુંસક સંખ્યાત ગુણા છે ૨ તેથી જળચર તિર્યંચ જોનીયા નપુંસક સંખ્યાત ગુણા છે ૩ તેથી ચોરેંદ્રી તિર્યંચ નપુંસક વિશેષાધિક છે ૪ (બમણા હોય તે વિશેષાધિક જાણવા) તેથી તેઇંદ્રી નપુંસક વિશેષાધિક છે ૫ તેથી બેઇંદ્રી નપુંસક વિશેષાધિક છે ૬ તેથી અગ્નીકાય નપુંસક અસંખ્યાત ગુણા છે ૭ તેથી પૃથ્વીકાય નપુંસક વિશેષાધિક છે ૮, તેથી પાણીના જીવ નપુંસક વિશેષાધિક છે ૯ તેથી વાયુકાયના જીવ નપુંસક વિશેષાધિક છે ૧૦ તેથી વનસ્પતિકાય એકેંદ્રી તિર્યંચજોનીયા નપુંસકવેદે અનંત ગુણા છે ૧૧

પ્રશ્ન—હે ભગવંત, મનુષ્ય નપુંસકમાં કર્મભૂમિ અકર્મભૂમિ ને અંતરદ્વીપના નપુંસકમાં કોણ કોણથકી થોડા છે? ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૈતમ, સર્વથી થોડા છપન અંતરદ્વીપના મનુષ્ય નપુંસક છે ૧ તેથી દેવકુરૂ ઉત્તરકુરૂ અકર્મભૂમિના મનુષ્ય નપુંસક સંખ્યાત ગુણા છે એમ જાવત્ પુર્વે જાણવું જાવત્ અનુક્રમે પૂર્વે જેમ સ્ત્રીવેદે કહ્યું છે તેમ પૂર્વ માહાવિદેહ ને પશ્ચિમ માહાવિદેહ એ બે ક્ષેત્રના મનુષ્ય નપુંસક સંખ્યાતગુણા છે

**પ્રશ્ન**—હે ભગવંત, નારકી નપુંસકમાં રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક જાવત્ સાતમી નરકના નારકી નપુંસકમાં તિર્યંચજોનીયા નપુંસકમાં, તેમાં વળી એકેંદ્રિ તિર્યંચજોનીયામાં પૃથ્વીકાય એકેદ્રિ તિર્યંચજોનીયા નપુંસક એમ અપકાય, અગ્નીકાય, વાયુકાય ને વનસ્પતિ કાયમાં, વળી બેઇંદ્રિ, તેઇદ્રિ, ચૌરેંદ્રિ, અને પચેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસકમાં જળચર, થળચર, ને ખેચરમાં વળી મનુષ્ય નપુંસક મધ્યે કર્મભૂમિ અકર્મભૂમિ ને અંતરદ્વીપમાં એટલામધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી થોડા સાતમી નરકના નારકી નપુંસક છે ૧, તેથી છઠી નરકના નારકી નપુંસક અસખ્યાત ગુણા ૨, તેથી પાચમી નરકના નારકી નપુંસક અસખ્યાત ગુણા છે ૩ તેથી ચોથી નરકના નારકી નપુંસક અસખ્યાત ગુણા છે૪ તેથી ત્રીજી નરકના નારકી નપુંસક અસખ્યાત ગુણા છે ૫ તેથી બીજી નરકના નારકી નપુંસકવેદે અસખ્યાત ગુણા છે ૬, તેથી છપન અંતરદ્વીપના સમુર્છિમ મનુષ્ય નપુંસક અસખ્યાત ગુણા છે ૭, તેથી દેવકુરૂ ઉત્તરકુરૂના સમુર્છિમ મનુષ્ય નપુંસક સખ્યાત ગુણા છે ૮, એમ જાવત્ પુર્વનીપરે જાણવું પૂર્વ માહાવિદેહ પશ્ચિમ માહાવિદેહના મનુષ્ય નપુંસક સમુર્છિમ સખ્યાત ગુણા છે ૧૨, તેથી રત્નપ્રભા પૃથ્વીના નારકી નપુંસક અસખ્યાત ગુણા છે, ૧૩, તેથી ખેચર પચેંદ્રિ તિર્યંચજોનીયા નપુંસક અસખ્યાતગુણા ૧૪ તેથી થળચર તિર્યંચ નપુંસક સખ્યાતગુણા ૧૫, તેથી જળચર તિર્યંચજોનીયા નપુંસક સખ્યાતગુણા ૧૬, તેથી ચૌરેદ્રિ તિર્યંચજોનીયા નપુંસક વિશેષાધિક ૧૭, તેથી તેઇદ્રિ વિશેષાધિક છે ૧૮, તેથી બેઇદ્રિ વિશેષાધિક ૧૯ તેથી અગ્નીકાય એકેદ્રી અસખ્યાતગુણા ૨૦ તેથી પૃથ્વીકાય એકેદ્રિ જીવ વિશેષાધિક ૨૧, તેથી અપકાય (પાણી)ના જીવ વિશેષાધિક ૨૨, તેથી વાયુકાયના જીવ વિશેષાધિક ૨૩, તેથી વનસ્પતિકાયા એકેદ્રિ તિર્યંચજોનીયા નપુંસક અનંતગુણા છે ૨૪, એ નપુંસક વેદનો અલ્પબહુત્વ કહ્યા

### ૩૫ નપુંસક વેદનો બંધ અને તેનો વિષય કહે છે.

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકવેદનો કેટના કાળનો બંધ કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યપણે સાગરોપમના સાત ભાગ કરીએ એહના બે ભાગનો તે પણ પલ્યોપમને અસખ્યાતગે ભાગે ઉણા એટલો જઘન્ય બંધકાળ અને ઉત્કૃષ્ટપણે વીશ ક્રોડાક્રોડ સાગરોપમની બંધ સ્થિતિ છે તે મધ્યે બે હજાર વરસનો અબાધાકાળ છે એ અબાધાએ ઉણી કર્મની સ્થિતિ જાણવી

**પ્રશ્ન**—હે ભગવંત, નપુંસકવેદનો કેવો વિષય વિમાર છે?

**ઉત્તર**—હે ગૌતમ, મોટા નગરના દાહ સમાન તેનો વિષય છે એટલે નપુંસકવેદનો અધિકાર પુરો થયો

### ૩૬ સ્ત્રી, પુરૂષ, ને નપુંસક એ ત્રણે વેદનો ભેળો અલ્પ બહુત્વ.

**પ્રશ્ન**—હે ભગવંત સ્ત્રીવેદી પુરૂષવેદી ને નપુંસકવેદી એટલામાં કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા પુરૂષવેદી જીવ છે ૧, તેથી સ્ત્રીવેદી જીવ સંખ્યાતગુણા છે ૨, ને તેથી નપુંસકવેદી જીવ અનંતગુણા છે ૩, એ સમુચ્ચે કહ્યા હવે તિર્યંચને કહે છે

પ્રશ્ન—હે ભગવંત, તિર્યંચ મધ્યે તિર્યંચજેની સ્ત્રી, તિર્યંચજેનીયા પુરૂષ, ને તિર્યંચજેનીયા નપુંસક એઓમધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઊત્તર—હે ગૌતમ, સર્વથી થોડા તિર્યંચજેનીયા પુરૂષ છે ૧ તેથી તિર્યંચજેની સ્ત્રી સંખ્યાતગુણી છે ૨, (ત્રીગણી ઝાઝેરી) તેથી તિર્યંચજેનીયા નપુંસક અનંતગુણા છે ૩, (એકેંદ્રિ અનંતા માટે) એ તિર્યંચનો કહ્યો હવે મનુષ્યને કહે છે

પ્રશ્ન—હે ભગવંત, મનુષ્યમાં મનુષ્ય સ્ત્રી, મનુષ્ય પુરૂષ ને મનુષ્ય નપુંસક એઓમધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા મનુષ્ય પુરૂષવેદે છે ૧, તેથી મનુષ્ય સ્ત્રી સંખ્યાત ગુણી છે ૨, (સતાવીશ ગુણી ઝાઝેરી) તેથી મનુષ્ય નપુંસક અસંખ્યાત ગુણા છે ૩, (સમુર્છિમ અસંખ્યાત ગુણા છે તે ભેળા માટે) એ મનુષ્યનો કહ્યો હવે દેવતાનો કહેછે

પ્રશ્ન—હે ભગવંત, દેવાંગના, દેવપુરૂષ ને નારકી નપુંસક એઓમધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા નારકી નપુંસક છે ૧ તેથી દેવતા પુરૂષ અસંખ્યાત ગુણા છે ૨, તેથી દેવાંગના સંખ્યાતગુણી છે (દેવપુરૂષથી દેવાંગના બત્રીસ ગુણી છે માટે) ૩ એ દેવતાનો કહ્યો હવે ચારે ગતીનો કહે છે

પ્રશ્ન—હે ભગવંત, તિર્યંચજેની સ્ત્રી, તિર્યંચજેની પુરૂષ ને તિર્યંચજેનીયા નપુંસકમાં મનુષ્ય સ્ત્રી મનુષ્ય પુરૂષ ને મનુષ્ય નપુંસકમાં દેવાંગના દેવપુરૂષ ને નારકી નપુંસક એઓમધ્યે કોણ કોણથકી થોડા છે? ૧, જાવત વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા મનુષ્ય પુરૂષ છે ૧, તેથી મનુષ્ય સ્ત્રી સંખ્યાત ગુણી છે ૨ તેથી મનુષ્ય નપુંસક અસંખ્યાત ગુણા છે, (સમુર્છિમ મનુષ્ય નપુંસક ભેળા માટે) ૩ તેથી નારકી નપુંસક અસંખ્યાત ગુણા છે ૪ તેથી તિર્યંચજેનીયા પુરૂષ અસંખ્યાત ગુણા છે, ૫ તેથી તિર્યંચજેની સ્ત્રી સંખ્યાતગુણી છે ૬ તેથી દેવતા પુરૂષવેદે અસંખ્યાત ગુણા છે ૭ તેથી દેવતાની સ્ત્રી સંખ્યાતગુણી છે ૮, તેથી તિર્યંચજેનીયા નપુંસક અનંત ગુણા છે ૯ એ ચાર ગતીનો અલ્પાબહુત્વ કહ્યા હવે તિર્યંચનો વિસ્તારીને કહે છે

પ્રશ્ન—હે ભગવંત તિર્યંચજેનીની સ્ત્રીમાં જળચરી થળચરી ને ખેચરી, તિર્યંચજેનીયા પુરૂષમાં જળચર થળચર ને ખેચર તિર્યંચજેનીયા નપુંસકમાં એકેંદ્રી તિર્યંચજેનીયા નપુંસકમાં પૃથ્વીકાય એકેંદ્રી તિર્યંચજેનીયા નપુંસક એમ પાણી, અગ્ની, વાયુ ને વનસ્પતિ કાય એકેંદ્રી તિર્યંચજેનીયા નપુંસકમાં બેઇંદ્રી તિર્યંચજેનીયા, નપુંસકમાં, એમ તેઇંદ્રી,

ચૌરેંદ્રી જાવત્ પચેંદ્રી તિર્યંચજોનીયા નપુંસકમાં જળચર, થળચર ને ખેચર. એટલા મધ્યે કોણે કોણથકી થોડા છે? ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા ખેચર તિર્યંચજોનીયા પુરૂષ છે? તેથી ખેચર તિર્યંચ જોની સ્ત્રી સંખ્યાતગુણી છે ૨, તેથી થળચર તિર્યંચ પુરૂષ સંખ્યાતગુણા છે ૩, તેથી થળચર તિર્યંચજોનીની સ્ત્રી સંખ્યાતગુણી છે ૪, તેથી જળચર તિર્યંચજોનીયા પુરૂષ સંખ્યાતગુણા છે ૫, તેથી જળચર તિર્યંચજોની સ્ત્રી સંખ્યાતગુણી છે ૬, તેથી ખેચર તિર્યંચ પચેંદ્રી નપુંસક અસંખ્યાતગુણા છે ૭, તેથી થળચર તિર્યંચ પચેંદ્રી નપુંસક સંખ્યાતગુણા છે ૮, તેથી જળચર પચેંદ્રી તિર્યંચ નપુંસક સંખ્યાત ગુણા છે ૯, તેથી ચૌરંદ્રી તિર્યંચ વિશેષાધિક છે ૧૦ તેથી તેંદ્રી વિશેષાધિક ૧૧, તેથી બેંદ્રી નપુંસક વિશેષાધિક ૧૨ તેથી અગ્નીકાય એકેંદ્રી તિર્યંચજોનીના નપુંસક અસંખ્યાત ગુણા છે ૧૩, તેથી પૃથ્વીકાય નપુંસક વિશેષાધિક છે ૧૪, તેથી અપકાય (પાણી) ના જીવ વિશેષાધિક છે ૧૫, તેથી વાયુકાયના જીવ વિશેષાધિક છે ૧[illegible], તેથી વનસ્પતિકાયના જીવ નપુંસકવેદે અનંત ગુણા છે ૧૭ એ તિર્યંચનો વિસ્તારથી કહ્યો હવે મનુષ્યનો વિવરી કહે છે

પ્રશ્ન—હે ભગવંત કર્મભૂમિ, અકર્મભૂમિ, ને છપન અંતરદ્વીપના, મનુષ્યની સ્ત્રીમધ્યે કર્મભૂમિ અકર્મભૂમિ ને અંતરદ્વીપના મનુષ્ય પુરૂષ મધ્યે કર્મભૂમિ, અકર્મભૂમિ ને અંતરદ્વીપનો મનુષ્ય નપુંસક મધ્યે, એટલા મધ્યે કોણ કોણથકી થોડા છે? ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઊત્તર—હે ગૌતમ, છપન અંતરદ્વીપના મનુષ્ય પુરૂષ ને તેની સ્ત્રી એ બે સરખા પણ સર્વથી થોડા છે ૧, તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ અકર્મભૂમિના મનુષ્ય પુરૂષ ને તેની સ્ત્રી એ બે સરખા પણ છપન અંતરદ્વીપનાથી સંખ્યાત ગુણા છે ૨, તેથી હરીવાસ રમ્યકવર્ષ ક્ષેત્ર અકર્મભૂમિના મનુષ્ય સ્ત્રી, પુરૂષ એ બે સરખા પણ દેવકુરૂ, ઉત્તરકુરૂનાથી સંખ્યાતગુણા છે ૩, તેથી હેમવંત, ઐરણ્યવંત અકર્મભૂમિના મનુષ્ય સ્ત્રી, પુરૂષ એ બે સરખા પણ હરીવાસ, રમ્યકવર્ષ ક્ષેત્રનાથી સંખ્યાત ગુણા છે ૪, તેથી ભરત ઐરવતના મનુષ્ય પુરૂષ વેદે સંખ્યાત ગુણા છે ૫, તેથી ભરત, ઐરવત કર્મભૂમિના મનુષ્યની સ્ત્રી સંખ્યાતગુણી છે ૬ તેથી પુર્વ માહાવિદેહ, પશ્ચિમ માહાવિદેહ કર્મભૂમિના મનુષ્ય પુરૂષ સંખ્યાત ગુણા છે ૭, તેથી પુર્વમાહાવિદેહ પશ્ચિમ માહાવિદેહના મનુષ્યની સ્ત્રી સંખ્યાતગુણી છે ૮ તેથી છપન અંતરદ્વીપના સમુર્છિમ મનુષ્ય નપુંસક અસંખ્યાતગુણા છે ૯, તેથી દેવકુરૂ, ઉત્તરકુરૂ, અકર્મભૂમિના સમુર્છિમ મનુષ્ય નપુંસક સંખ્યાત ગુણા છે ૧૦, એમ જાવત્ પુર્વનીપરે પુર્વ માહાવિદેહ પશ્ચિમ માહાવિદેહ કર્મભૂમિના મનુષ્ય નપુંસકવેદે સંખ્યાતગુણા છે ૧૪ એ મનુષ્યનો અલ્પબહુત્વ વિસ્તારી કહ્યો. હવે ચારજી દેવતાનો વિવરીને કહે છે

પ્રશ્ન—હે ભગવંત દેવાંગના મધ્યે ભવનપતિની વ્યંતરીની, જ્યોતિષીની ને વૈમાનિકની દેવી દેવતા પુરૂષ મધ્યે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી ને વૈમાનિક, દેવલોકમાં સૌધર્મા

પ્રશ્ન—હે ભગવત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી કેવોક નરકનો ભય ભોગવતા થકા વીચરે છે?

ઉત્તર—હે ગૌતમ, સા નારકી નિત્યે અધકારે કરી ઘણું બીયે છે, પરમાધામીની બીકે ઘણુ ત્રાસ પામે છે, નિત્યે પરમાધામી ત્રાસવે છે, નિત્યે દુખે કરી ઉદ્વેગવત છે, નિત્યે ઉપદ્રવવત છે નિત્યે પરમ અશુભ, અતુલ અનુબધ સહીત એહવો નરકનો ભય ભોગવતા થકા વીચરે છે એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવુ

પ્રશ્ન—હે ભગવત, સાતમી નરક પૃથ્વીયે પાચ ઉત્કૃષ્ટા મહામોટા ને મોહોટા છે આલય (સ્થાનક) જેહના એહવા નરગવાસા કિયા છે?

ઉત્તર—હે ગૌતમ, કાળ ૧, મહાકાળ ૨, રૌરૂક ૩, મહારૌરૂક ૪, ને અપયઠાણ ૫ તેમા પાચ માહાપુરૂષ એહ ભવે ઉત્કૃષ્ટા મન, વચન, કાયાના અર્થાદડ, અનર્થાદડના સજોગ મેળાવી પાપ કર્મ કરી કાળો વખતે કાળ કરી એટલે આયુ'ય પુરૂ થયા પછી મરીને અપયઠાણ નરકાવાસે નારકીપણે ઉપના, તેના નામ કહે છે રામ (જમદગ્ની તાપસ પુત્ર) જેને ફરશુરામ કહે છે ૧, દાઢાયુ (અપર નામા દત્ત લક્ષ્મીનો પુત્ર) ૨, વસુરાજા ૩, (જે અધર સીંહાસને બેસતો તે) સુભૂમ ચક્રવર્ત્તિ (કૌરવ ગોત્રનો ઉપનો) ૪, બ્રહ્મદત્ત (ચુલણીનો પુત્ર) ૫, એ પાચ જીવ સા નારકી થયા છે તે કાળે વરણુ કાળીજ આભા (પ્રભા) જાવત્ ઉત્કૃષ્ટે કાળે વર્ણ છે તે નારકી સા ઉજ્જળી, વિપુલ, ઘણી જાવત્ દુખે અહીયાસવા (ખમવા) જોગ્ય એવી વેદના વેદે છે

## ૪૦. પાચ મહાપુરૂષોની કથા.

હવે પાચ મોટા પુરૂષ (મહાપુરૂષ લૌકીક પક્ષના જાણવા) અઘોર પાપ કરીને સાતમી નર્કે અપયઠાણ નામા નરકાવાસા વિષે તેત્રીસ સાગરોપમને આવખે નારકીપણે ઉપના, તે કોણ અને કેવા કર્તવ્યથી ઉપના, તેનુ ટુક બ્યાન આ પ્રસગે જાણવામાટે કથારૂપે યોગ્ય ધારી (કથાનો આધારે) કહેવામા આવે છે તેમા ફરશુરામ અને સુભૂમનો સબધ પરસ્પર ભેળો હોવાથી બનેની સાથે કથા કહે છે

### ૧-૪ ફરશુરામ તથા સુભૂમની કથા.

પહેલા સૌધર્મનામા દેવલોકને વિષે બે મિત્ર દેવતા છે, તેમા એકનુ નામ વિસ્વાનર તે સમ્યક્ત્વદ્રષ્ટિ દેવ છે અને બીજો ધનવતર દેવ તે મિથ્યાત્વી તાપસનો ભક્ત છે તે બને મિત્રો સામસામી ધર્મચર્ચા કરતા એકએકનો ધર્મ વખાણે છે એમ કરતા એકદા સમયે બેઉ દેવોએ એવો ઠરાવ કર્યો જે આપણે બેઉ ધર્મના ગુરૂઓની પરીક્ષા કરીએ! એમ નક્કી એક મતના થઇ પરિક્ષા કરવા તે બને દેવતા મનુષ્ય લોકો વિષે આવ્યા એવે અવસરે મિથલાનગરીનો સ્વામી પદ્મરથ નામે રાજા પોતાનુ રાજ્ય છોડી શ્રી વાસુપૂજ્ય સ્વામી પાસે દિક્ષા લેવાને ચપાનગરીયે જાય છે તે ભાવ ચારીત્રીયાને દેખી જૈની સમ્યકત્વ દ્રષ્ટિ દેવતા, મિથ્યાત્વિ દેવતાને કહે જે, જૈન ધર્મની મહતા જોવી પહેલી

તમારૂં પાપ ઘણુ છે, એ વાત તપસ્વીએ સત્ય કરી માની, ને તે દેવતા પોતાના સ્થાનકે ગયા અને મિથ્યાત્વી દેવતા હતો તે પણ સમ્યક્ત્વ પામી જૈની થયો હવે ઇહા જમદગ્ની તાપસ પંખીના મુખની વાત સાચી માની મનમાહી વિચાર્યું જે એક સ્ત્રી પરણી પુત્ર ઉપજાવુ તો મુજને ગતિ થાય એમ ચીતવી કોષ્ટ નગરી વિષે જીતશત્રુ રાજા છે તેની પાસે આવી કહે જે મુજને એક કન્યા આપો ત્યારે રાજા કહે માહરે એકસો બેટીઓ છે તે માહેથી જે તમને ઇચ્છે તે લઇ જાવ એમ સાભળી તાપસ રાજાના અંતપુરમા જ્યા કન્યાઓ બેઠી છે ત્યાં ગયો ત્યારે તેની જટા તથા મળમલીન શરીર દેખી સઘળી કન્યાઓ થુકી તેથી તાપસને ઘણો ક્રોધ ચડયો તેથી તપને બળે સઘળી કન્યાઓને કુબડી કરી રીસ ચડાવી પાછો વળ્યો એવામા રાજાના મહેલ પાસે એક કન્યા રમતી દીઠી તેને બીજોરૂ (ફળ) દેખાડયુ તે લેવા તેણીએ લાંબો હાથ કર્યો ત્યારે તાપસે રાજાને કહ્યું આ કન્યા મુજને ઇચ્છે છે એમ કહી ને કન્યાને લઇ ચાલ્યો તે દેખી રાજા તેના શ્રાપથી બીહીને તેને એક હજાર ગાયો તથા દાસદાસી સહિત તે કન્યા પરણાવી ત્યારે તે તાપસે બીજી સો કન્યા જે કુબડી કરી હતી તેને સારી કીધી ત્યારપછી તે તાપસ પોતાનો સઘળો તપ ગુમાવીને તે રેણુકા નામની કન્યાને લેઇ વનમાહી ગયો, ત્યા અડધનો કરી રહ્યો અને ત્યાંજ તે બાળકન્યાને પાળીપોષી મોટી કરી જોવન અવસ્થા પામી ત્યારે પ્રથમ ઋતુસ્નાનને અવસરે તે કન્યાને કહે સાભળ, હું તને એક ચરૂ મંત્રીને આપુ તે ખાજે તેથી કરીને તાહરે એક બ્રાહ્મણ પુત્ર થાશે? ત્યારે રેણુકા બોલી સ્વામી મને બે ચરૂ મંત્રીને આપો કે જેથી કરી એક બ્રાહ્મણ પુત્ર થાય ને એક ક્ષત્રિય પુત્ર થાય કેમકે એક ક્ષત્રીચરૂ મારી બેન અનગસેના નામે છે તે હસ્તિનાપુરને વિષે અનંતવિર્ય રાજાને પરણાવી છે તેહને આપીશ ત્યારે રેણુકાના કહ્યાથી તાપસે બે ચરૂ મંત્રી સાધીને આપ્યા પછી રેણુકાએ વિચાર્યુ જે માહરે ક્ષત્રી શુરવીર પુત્ર થાય તો આ વનવાસમાથી છુટું માટે ક્ષત્રી ચરૂ (ઔષધ) હુજ ખાઉં એમ વિચારી ક્ષત્રીચરૂ પોતે ખાધો અને બ્રાહ્મણચરૂ હતો તે પોતાની બહેનને મોકલ્યો તે અનગસેનાએ ખાધો હવે અનંગસેનાને પુત્ર થયો તેનું નામ કૃતવીર્ય આપ્યુ અને રેણુકાને પુત્ર થયો તેનું નામ રામ એહવુ આપ્યુ અનુક્રમે યૌવન અવસ્થા (રામ) પામ્યો હવે એક સમયે તેના આશ્રમને વિષે એક વિદ્યાધર અતિસાર નામના રોગથી પીડયો થકો ત્યા આવ્યો રામે તેની સારસભાળ કરી ઔષધાદિકે સાજો કર્યો ત્યારે વિદ્યાધરે પ્રસન્ન થઇને રામને ફરશુ નામે વિદ્યા આપી તે વિદ્યા રામે સાધી તેથી ફરશી (કુહાડો) પ્રગટ થઇ તેથી ફરશુરામ નામ પ્રસિદ્ધ થયુ દેવ અધિષ્ઠિત કુહાડારૂ આયુદ્ધ લેઇને પૃથ્વિમાહે ફરે પણ એને કોઇ હટાવી શકે નહીં એકદા સમયે તે ફરશુરામની મા રેણુકા પોતાની બેનને મળવા સારૂ હસ્તીનાપુરે ગઇ ત્યાં પોતાના બનેવી અનતવિર્ય રાજા સાથે તેને સબંધ થયો તેણે રેણુકાને ભોગવી ને થકી આધાન રહ્યું અનુક્રમે પુત્ર જનમ્યો પછી તે રેણુકાને યમદગ્ની તાપસે પુત્ર સહિત પોતાને આશ્રમે આણી તે વાત ફરશુરામે જાણી તેથી તે પુત્ર સહિત પોતાની માને મારી નાખી તે વાત અનંતવિર્ય રાજાએ જાણી તેથી ત્યા આવી તેના આશ્રમના ભાગી

થઇ તેણે સાગ ગાગનો ત્રીમાર કર્યો ને અનુક્રમે શુભ અધ્યવસાયે આયુષ્ય પૂર્ણ કરી દેવગતિ પામ્યો

રાજા મરણ પામ્યા બાદ વસુ રાજા થયો પર્વતક ઊપાધ્યાય પદ ઉપર આવ્યો અને નારદ કોઇ બીજે ઠેકાણે ચાલ્યો ગયો

વશુરાજા સત્ય બોલતો હતો અને સત્યવાદી તરીકે તેની દુનિયામા પ્રખ્યાતિ થઇ હતી એક સ્વચ્છ સ્ફટિક રત્નની શિલાનું આસન બનાવી તેના ઉપર સિંહાસન સ્થાપન કરી વશુરાજા સભામા તે પર બેસતો હતો લોકો અતિ સ્વચ્છતાને લઇને તે આસનને જોઇ શકતા નહોતા તેથી સત્યના પ્રભાવે દેવો આ રાજાનું સિંહાસન આકાશમાં અધર રાખે છે એવી દુનિયામા પ્રખ્યાતિને પામ્યો

એક દિવસ નારદ પર્વતકને ઘેર આવ્યો ત્યારે પર્વતક વેદ સબંધી શિષ્યો આગળ વ્યાખ્યા કરતો હતો, તેમા જ્યા અજ શબ્દ આવ્યો ત્યારે પર્વતકે બકરા નિ હોમવા એવો અર્થ કર્યો ત્યારે નારદે કહ્યુ ભાઇ તારી ભૂલ થાય છે કેમકે ગુરૂએ અજ શબ્દે ત્રણ વરસની જુની ડાગર (કમોદ નીહિ) કહી છે કેમકે **"न जायते इतिअज"** જે વાવી થકી ફરીવાર ઉગે નહિ તે અજ કહેવાય અજનો અર્થ બકરો પણ થાય છે છતા આહી તેનો ગૌણ અર્થ લેવાનો છે ગુરૂ ઉપદેશક હતા, શ્રુતિપણ ધર્મ કથન કરનારી છે તો અજનો અર્થ બકરો લઇ આવો અનર્થ કરી ગુરૂ અને શ્રુતિને તારે દૂષિત કરવી જોતી નથી એમ નારદે કહ્યુ તેથી પોતાના વચન ઉપર શિષ્યોને અપ્રતિતી થશે તેમ જાણી પર્વતકે ગુસ્સે થઇ કહ્યુ કે—ખરો અર્થ બકરો છે અને ગુરૂએ પણ એમજ કહ્યુ છે આપણે તેનો નિર્ણય કરીએ તેમા સરત એટલી કે જે જુઠો પડે તેની જીભ કાપવી માટે આ અર્થ કરવામા આપણે સહધ્યાયી વશુરાજા પ્રમાણ છે નારદે પણ તેમ કરવા કબુલ કર્યું એ વાતની ખબર પર્વતકની માતાને પડી તેથી પર્વતકની માતાએ પર્વતકને ગુપ્તપણે તેને ઘણો સમજાવ્યો કે બેટા મે પણ તારા પિતાના મુખથી ત્રણ વરસની ડાગર (સાળ) એ અર્થ સાંભળ્યો છે માટે નારદ પાસે માફી માગ કેમકે વશુરાજા સત્ય બોલશે માટે આમા તારા જીવનુ જોખમ થશે પર્વતકે કહ્યુ ગમે તેમ થાઓ પણ હું તો હવે પાછો ફરવાનો નથી

પુત્ર સ્નેહથી તેની મા વશુરાજા પાસે ગઇ એકાંતમા પુત્રનો તથા નારદનો સંવાદ કહ્યો, અને તેણે હઠ કરી ગમે તેમ થાય પણ ગુરૂ પુત્રને પ્રાણભિક્ષા આપવાનો આગ્રહ કર્યો વશુરાજા સત્યવાદી હતો તેથી પ્રથમ તો જુઠી સાક્ષી ભરવા ઘણી આનાકાની કરી પણ દાક્ષિણ્યતાથી, સ્ત્રીના આગ્રહથી અને ગુરૂ પુત્રના સ્નેહથી તેણે તે વાત અંગીકાર કરી ખરેખર મોહથી મોહિત થયેલા જીવો કસોટીના અવસર દૃઢ રહી શકતા નથી તેમજ પોતાની ખ્યાતિનો પણ ખ્યાલ કરતા નથી હવે વશુરાજાએ હા પાડવાથી ખુશી થઇ ગુરૂપત્નિ ઘેર ગઇ પ્રાત કાળમા પર્વતક અને નારદ સભામા આવ્યા અને પોતપોતાનો વિવાદ કહી સંભળાવ્યો તેથી સભાના લોકોએ કહ્યુ મહારાજ (વશુરાજા) તમે સત્યવાદી

ચોખી કરાવી વિષ્ટાનું બુંદ પણ રહેવા દીધું નહિ ને સઘળી જગોએ ફુલ પથરાવ્યા ને પોતે અંતઃપુરમાં રહ્યા. મરણના ભયથી ૭ દિવસ સુધી અંતઃપુરમાં ભરાઇ રહ્યા. ભુલમાંથી છઠ્ઠા દિવસને સાતમો દિવસ ગણી મારૂં મરણ થયું નહિ માટે હવે આચાર્યને વિડંબના કરી મારી નાખું એહવા ઇરાદાથી તે મહેલથી ઘોડા ઉપર બેસી બહાર જવા નીકળ્યો તે દિવસે બનાવ એવો બન્યો કે સરીયામ રસ્તા ઉપર થઇ પ્રાતઃકાળમાં એક બુઢ્ઢો માળી ફુલ લઇને જતો હતો તેને રોગાદિ કારણથી ઝાડાની હાજત થઇ ગઇ તે રહી નહીં શક્તા તેણે ત્યાંજ સરિયામ રસ્તા ઉપર હાજત પુરી કરી તેના ઉપર કેટલાંક ફુલ ઢાંકી ચાલતો થયો. હવે દત્તરાજા ત્યાંજ થઇને નીકળ્યો ઘોડાના પગનો ડાબો જેનાથી વિષ્ટા ઢંકેલા ફુલ ઉપર પડ્યો અને તેમાંથી વિષ્ટાનો છાંટો ઉડીને રાજાના મોઢામાં પડ્યો જેવો વિષ્ટાનો છાંટો રાજાના મોઢામાં પડ્યો તેવોજ રાજા એકદમ ચમક્યો અને પાછો ફરી ભયનો માર્યો રાજા પોતાના મહેલમાં પેઠો. એ ખબર સામંતાદિકો પરના તેના અન્યાયથી કંટાળી ગયેલા હતા તેઓએ પુરના (પહેલાના) રાજાને બંદીખાનામાંથી બહાર કાઢ્યો અને રાજ્યાસન ઉપર બેસાડ્યો. અપમાન થયેલા રાજ્યાસનપર બેઠેલા રાજાએ દત્તને બાંધી મગાવ્યો અને કુંભિમાં નાખી હેઠળ તાપ કરી કાગડા કુતરાઓ તેનું શરીર ખવડાવ્યું. એ દત્ત મરણ પામી રૌદ્ર ધ્યાનથી મરી સાતમી નરકે ગયો. એ બીજો મહાપુરૂષ ૨

## ૩ વસુરાજાની કથા.

ચેદી નામે દેશના શુક્તિમતી નામે શહેરમાં અભિચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો તેને બુદ્ધિમાન વસુ નામનો કુમાર હતો. ક્ષીરકદંબ નામના ઉપાધ્યાય ગૃહસ્થ ગુરૂ પાસે વસુકુમાર, નારદ અને તે ઉપાધ્યાયનો પર્વતક નામનો પુત્ર એ ત્રણે સહાધ્યાયી પણે ભણતા હતા. એક દિવસે અગાસીમાં સુતેલા આ ત્રણે વિદ્યાર્થિઓને જોઇ આકાશ માર્ગે બે ચારણ મુનીઓ વાતો કરતા ચાલ્યા જાય છે. તેમાંથી એક વિદ્યાધર મુનીએ બીજા મુનિને કહ્યું કે આ ત્રણમાંથી બે નરકગામી છે ને એક દેવનો (સ્વર્ગ) ગામી છે. આ હકીકત ગૃહસ્થ ઉપાધ્યાયે સાંભળી તેની પરીક્ષા કરવા માટે જુદા જુદા લોટના ત્રણ કુકડા બનાવીને ત્રણે શિષ્યોને દીધા અને કહ્યું કે જ્યાં કોઇ દેખે નહિ ત્યાં એહને મારી આવજો. આમ સાંભળી ત્રણે જંગલમાં જુદા જુદા જઇ આવ્યા, તેમાં વસુરાજા ને પર્વતક એ બે જણ તો જંગલમાં જઇ કોઇ એકાંત જગ્યાએ કુકડાનો વિનાશ કરીને આવ્યા અને નારદે તો ઘણા સ્થાનકે જોયા પણ ક્યાંઇ કોઇ ન દેખે એવું સ્થાનક દીઠું નહિ, ત્યારે કુકડો પાછો આપ્યો ત્યારે ઉપાધ્યાયે પૂછ્યું કે કેમ પાછો લાવ્યો? ત્યારે નારદે કહ્યું કે—દેવ દાનવ, જ્ઞાની વિગેરે દેખી રહ્યા છે તેમ મારો આત્મા પણ દેખતો હતો, માટે શી રીતે આપની આજ્ઞાનો ભંગ કરી એહનો વિનાશ કરૂં? તે સાંભળી ઉપાધ્યાયે નિશ્ચય કર્યું કે એ સ્વર્ગગામી છે ને પેલા બે નરકગામી છે. તે પરિક્ષામાં પોતાના પુત્રને નરકમાં જનાર જાણી પોતાના પ્રથમથી નિશ્ચય થયેલો સંસાર વાસનાથી વિરક્ત

થઇ તેણે સાગ માર્ગનો સ્વીકાર કર્યો ને અનુક્રમે શુભ અધ્યવસાયે આયુષ્ય પૂર્ણ કરી દેવગતિ પામ્યો

રાજા મરણ પામ્યા બાદ વસુ રાજા થયો પર્વતક ઉપાધ્યાય પદ ઉપર આવ્યો અને નારદ કોઇ બીજે ઠેકાણે ચાલ્યો ગયો

વશુરાજા સત્ય બોલતો હતો અને સત્યવાદી તરીકે તેની દુનિયામાં પ્રખ્યાતિ થઇ હતી એક સ્વચ્છ સ્ફટિક રત્નની શિલાનું આસન બનાવી તેના ઉપર સિંહાસન સ્થાપન કરી વસુરાજા સભામાં તે પર બેસતો હતો લોકો અતિ સ્વચ્છતાને લઇને તે આસનને જોઇ શકતા નહોતા તેથી સત્યના પ્રભાવે દેવો આ રાજાનું સિંહાસન આકાશમાં અધર રાખે છે એવી દુનિયામાં પ્રખ્યાતિને પામ્યો

એક દિવસ નારદ પર્વતકને ઘેર આવ્યો ત્યારે પર્વતક વેદ સબંધી શિષ્યો આગળ વ્યાખ્યા કરતો હતો, તેમાં જ્યાં અજ શબ્દ આવ્યો ત્યારે પર્વતકે બકરાંને હોમવા એવો અર્થ કર્યો ત્યારે નારદે કહ્યું ભાઇ તારી ભૂલ થાય છે કેમકે ગુરૂજીએ અજ શબ્દે ત્રણ વરસની જુની ડાંગર (ક્રમોદ વ્રીહિ) કહી છે કેમકે "**न जायते इतिअज**" જે વાવી થકી ફરીવાર ઉગે નહિ તે અજ કહેવાય અજનો અર્થ બકરો પણ થાય છે છતાં આહીં તેનો ગૌણ અર્થ લેવાનો છે ગુરૂ ઉપદેશક હતા, શ્રુતિપણ ધર્મ કથન કરનારી છે તો અજનો અર્થ બકરો લઇ આવો અનર્થ કરી ગુરૂ અને શ્રુતિને તારે દૂષિત કરવી જોતી નથી એમ નારદે કહ્યું તેથી પોતાના વચન ઉપર શિષ્યોને અપ્રતિતી થશે તેમ જાણી પર્વતકે ગુસ્સે થઇ કહ્યું કે—ખરો અર્થ બકરો છે અને ગુરૂએ પણ એમજ કહ્યું છે આપણે તેનો નિર્ણય કરીએ તેમાં સરત એટલી કે જે જુઠો પડે તેની જીભ કાપવી માટે આ અર્થ કરવામાં આપણે સહધ્યાયી વસુરાજા પ્રમાણ છે નારદે પણ તેમ કરવા કબુલ કર્યું એ વાતની ખબર પર્વતકની માતાને પડી તેથી પર્વતકની માતાએ પર્વતકને ગુપ્તપણે તેને ઘણો સમજાવ્યો કે બેટા મેં પણ તારા પિતાના મુખથી ત્રણ વરસની ડાંગર (સાળ) એ અર્થ સાંભળ્યો છે, માટે નારદ પાસે માફી માગ કેમકે વશુરાજા સત્ય બોલશે માટે આમાં તારા જીવનું જોખમ થશે પર્વતકે કહ્યું ગમે તેમ થાઓ પણ હું તો હવે પાછો ફરવાનો નથી

પુત્ર સ્નેહથી તેની મા વસુરાજા પાસે ગઇ એકાંતમાં પુત્રનો તથા નારદનો સંવાદ કહ્યો, અને તેણે હઠ કરી ગમે તેમ થાય પણ ગુરૂ પુત્રને પ્રાણભિક્ષા આપવાનો આગ્રહ કર્યો વસુરાજા સત્યવાદી હતો તેથી પ્રથમ તો જુઠી સાક્ષી ભરવા ઘણી આનાકાની કરી પણ દાક્ષિણ્યતાથી સ્ત્રીના આગ્રહથી અને ગુરૂ પુત્રના સ્નેહથી તેણે તે વાત અંગીકાર કરી ખરેખર મોહથી મોહિત થયેલા જીવો કસોટીના અવસરે ટકી શકતા નથી તેમજ પોતાની ખ્યાતિનો પણ ખ્યાલ કરતા નથી હવે વશુરાજાએ હા પાડવાથી ખુશી થઇ ગુરૂપત્નિ ઘેર ગઇ પ્રાત કાળમાં પર્વતક અને નારદ સભામાં આવ્યા અને પોતપોતાનો વિવાદ કહી સંભળાવ્યો તેથી સભાના લોકોએ કહ્યું મહારાજ (વશુરાજા) તમે સત્યવાદી

લાખનો મહેલ બનાવવાનો જોઇનેજ તે કુમારના મરણ માટે આગાહી કરી લીધો હતો જેથી કુમારના બચાવ માટે પોતાના મુકામની નજદીકથી તે લાખના મહેલ સુધી જમીનમાં સરંગ ખોદાવી, અને તેનું બારણુ તે મહેલમા આવે તેમ કરી આડી એક શિલા (પથ્થર) મુકાવી અને પોતાના પુત્ર વરધનુને તેનો માહિતગાર કર્યો અને અવસરે (વખત આવે) કઇ પડએ તમારે અહીંથી નીકળી ચાલ્યા જવુ વિગેરે વિગેરે સમજાવ્યુ બ્રહ્મદત્ત કુમારના લગ્ન કરીને તરતજ આ મહેલમા રહેવાને માતાએ તેને હુકમ કર્યો સરળસ્વભાવી કુમાર માતાના આ દુષ્ટ ચેષ્ટિતને સમજી શક્યો નહીં

રાત્રી શાંત થઇ જેથી સર્વ માણસો નિદ્રાવશ થયા ત્યારે વહાલી પણ વેરણ માતાએ કુમાર વિધ્યમાન છતા પોતાના વિષય સુખરૂપ સ્વાર્થમા ખામી આવતી જાણી વિષયની અંધીમા આખા મહેલને ચારે બાજુથી આગ લગાડી અહા ! વિષયથી અંધ બનેલી માતા ! આવા ચક્રવર્તિ જેવા પુત્રને પણ મારતા પાછું વાળી જોતી નથી, વિષય શું ન કરે ! આવા કારણથીજ જ્ઞાની પુરૂષો આવા વિષયોને ઝેરની ઉપમા આપે છે એટલુંજ નહીં પણ જેમ બને તેમ તેનાથી મુક્ત થવા માટે જીવોને બોધ આપે છે

ભડભડાટ કરતી અગ્નીની જાજ્વળમાન જ્વાળાઓ ચારે બાજુ પ્રસરતી જોઇ કુંવર જાગ્યો વરધનુ તો જાગતોજ હતો, આકુળવ્યાકુળ થઇ આગ લાગવાનું કારણ અને તેનાથી બચવાનો ઉપાય કુમારે વરધનુને પુછયો વરધનુએ માતાનુ અને દિર્ઘપૃષ્ટ રાજાનુ અમર્ત વિશેષ પ્રકારે સમજાવ્યુ અને કહ્યુ કે અત્યારે નાશી ભાગી છુટ્યા સિવાય બીજો એકેય ઉપાય રહ્યો નથી કેમકે રાજ્ય દિર્ઘપૃષ્ટે પોતાને સ્વાધીન કરી લીધુ છે વિગેરે કુમારને સમજાવ્યુ ને નાશી છુટવા માટે આડી શિલા આપેલી શુરંગ બતાવી ત્યારે પાટુના પ્રહારથી બ્રહ્મ તે શિલા કહી નાખી અને ત્યાથી બને જણ નાસ્યા ગયા પાછળથી દિર્ઘપૃષ્ટને ખબર પડતા તપાસ ઘણો કરાવ્યો, વિગેરે ઘણી બીના તેના મોટા રાસ તથા ચરિત્ર છે તેમા છે અહીં તો ટુંકામા એટલુંજ કે ત્યાથી ભાગી નીકળી અન્ય રાજ્યોમા તથા જંગલોમા ફરતા અને છુપા વેશમા રહેતા આ બ્રહ્મદત્ત કુમારે પુર્વના સુકૃત કર્મને લઇને અનેક રાજકુમારિઓ અને મોટી રૂધિ એકઠી કરીને છેવટે દિર્ઘપૃષ્ટ રાજાને યુદ્ધમા મારી પિતાના રાજ્યનો માલિક થયો અનુક્રમે છ ખંડ સાધી ચક્રવર્તિ રાજાનું બિરૂદ ધારણ કર્યું

જ્યારે બ્રહ્મદત્તને દીર્ઘપૃષ્ટ રાજાના ભયથી નાસી જવુ પડયુ હતુ ત્યારે મુશ્કેલીના વખતમા અટવી ઓળંગવામા એક બ્રાહ્મણે તેને સહાય કરી હતી જેથી બ્રહ્મદત્તે તેને કહ્યું હતુ કે બ્રહ્મદત્ત ચક્રવર્તિ ગાદી ઉપર બેઠા છે એમ તું સાભળે ત્યારે તુ મારી પાસે આવજે, એટલે હુ તારૂં દારિદ્ર દુર કરીશ

હવે જ્યારે બ્રહ્મદત્ત ચક્રવર્તિ રાજા થયાનુ બિરૂદ ધારણ કર્યું એવા ખબર એ બ્રાહ્મણને પડતા તે બ્રહ્મદત્તને મળ્યો એટલે બ્રહ્મદત્તે તેને જે માગે તે આપવાનુ વચન કહ્યુ ત્યારે તે બ્રાહ્મણે પોતાની સ્ત્રીની શીખવણીથી નિરંતર જુદે જુદે ઘેર ભોજન કરવુ અને

એ પાચ મહાપુરુષોની કથા પુરી થઇ હવે આનનો વિષય (ભાષાન્તર, શરુ કરવામાં આવે છે

## ૪૨ નારકીને ઉષ્ણ તથા શીતવેદના કહેછે.

**પ્રશ્ન—** હે ભગવંત, ઉષ્ણ વેદનાવાળા નારકી નરકો વિષે કેવીક ઉષ્ણવેદના ભોગવતા થકા વિચરે છે?

ઉત્તર—હે ગૌતમ, તે યથા દૃષ્ટાંતે કોઇક લુહારનો પુત્ર વયે કરી જુવાન બળવંત, રોગ રહીત સ્થિર છે હાથનો અગ્ર ભાગ, સ્થિર છે જેના હાથ, પગ, પાસા, પુઠ, પેટ પ્રમુખ સુખાદિકે કરી સહીત છે વળી ઉનઘવે, હાલવે, ચાનવે મર્દનાદિક ગુણે કરી સમર્થ છે તાન વૃક્ષની પરે લાંબા સરળ બાહુ છે જેની પુષ્ટ માંસે સહીત વૃતાકારે તેના ખભા છે ચર્મેષ્ટક દુઘણ પુષ્ટીક સમાહત પુટ એહવા તેના ગાત્ર છે પોતાના શરીરને બળે કરી સહીત ઉત્સાહવંત, પોતાના કાર્યને વિષે અવિનયે તે વિનય કરે નહિ પોતાના કુળની વિદ્યાએ કરી યુક્ત કાવને વિષે ઉદ્યમવંત નિપુણ, વિજ્ઞાનવંત કારીગરીને વિષે નિપુણ એહવો લોહકાર એક મોટો લોહ (લોઢા) નો પીંડ પાણીના ઘડા જેવડો લીએ લઇને તેહને અગ્નિ મધ્યે પચાવે વારંવાર ઘણે કરીને ટીપે વારંવાર વળી તપાવે વારવાર તેહને ચુપુ કરે, વારવાર એક અહોરાત, (રાત દિવસ) બે અહોરાત, ત્રણ અહોરાત એમ ઉત્કૃષ્ટ પનર અહોરાત્ર પર્યંત તે લોહના ગોળાને ઘણે કરી ટીપે, ત્યારપછી તે લોહનો ગોળો શીતળ થાય, ત્યારે તેહને સાડસે ઝાલીને હવે અણછતે ભાવે દ્રષ્ટાંત દેખાડે છે તે ઉષ્ણ વેદનાવાળી નરક મધ્યે તે લોહનો ગોળો ઘાલે ઘાલીને તે લોહકાર પુરુષ મનમા એમ ચીતવે જે હું એ ગોળો મેખાનમેખ પડી (નજરે જોતા) નરક મધ્યેથી પાછો લઇસ, એમ ચીતવીને પાછો કાઢવા વાછતો તે ગોળાને ભાજતો દેખે તે ગોળો માખણની પરે ગળતો દેખે તે ગોળો ભસ્મ થાય પણ પાછો સાજો ગોળો કાઢવાને ઉદ્યમ કરી શકે નહીં। અથવા તે ગોળાને અણગળતોથકો કાઢવા, અથવા તે ગોળાને ભસ્મ થતા વિના પાછો કાઢી શકે નહીં એહવી નરક મધ્યે ઉષ્ણવેદના છે

વળી એજ દ્રષ્ટાન્ત સ્પષ્ટપણા માટે બીજો દ્રષ્ટાંત દેખાડે છે તે યથા દ્રષ્ટાંતે કોઇક મદવંત હાથી (બીજુ નામ દ્વીપ તથા કુંજર) તે હાથી સાઠ વર્ષનો હોય તે પ્રથમ સરદ ઋતુ કાળ સમયે એટલે કાર્તિક માસે અથવા ચમ છેલી ગીષ્મઋતુ તે જેષ્ટ માસ સમયે ઉષ્ણ સૂર્યાદિકે કરી ઘણો પીડાયોથકો, તૃષાએ પીડાયોથકો દવની અગ્નિ જ્વાળાએ પીડાયોથકો, ક્ષુધાએ પીડાયોથકો, આકુળો થયોથકો, દુર્બળ ગ્લાનપણાના પામ્યોથકો, એક મોટી પુષ્કરણી વાવને દેખે તે વાવ કેહવી છે, તો કે ચોખૂણી સુખે પવેશ નીકળવા જોગ છે સમતીર છે અનુક્રમે શુભ મનોહર છે તે વાવને વિષે સુજાત પ્રવેશ છે ને ગંભીર શીતળ પાણી છે વળી કમળને પત્રે ઢાંકી છે તથા પદ્મપત્ર તથા કમળનાળે કરી ઘણા ઉપર તથા ચંદ્ર વિકાશી કમળ કલીન, સુભગનામા કમળ, સાગધીકનામા કમળ, પુંડરીક કમળ, સો પાખડીના કમળ હજાર પાખડીના કમળ ઇત્યાદિક તેના કેસરા ફેલા, તેણે કરી શોભિત

હવે સીત વેદના કહે છે

**પ્રશ્ન**—હે ભગવંત, શીત વેદનાના ધણી નારકી નરકને વિષે કેહેક શીત (ઠંડી) વેદના ભોગવતાથકા વિચરે છે?

**ઊત્તર**—હે ગૌતમ, તે યથા દ્રષ્ટાંતે કોઇક લોહારનો પુત્ર જુવાન, સુખવંત, બળવંત જાવત્ પુરવી પરે કારીગરીને વિષે નિપુણ તે લોહકાર એક મોટો લોહ પીંડ પાણીના ગાડુવા જેવડો લીયે લેઇને અગ્નીમધ્યે તાવે પછે ઘણે કરી કુટે (ટીપે) એમ જઘન્યથી એક દીવસ, બે દીવસ, ત્રણ દીવસ ઉત્કૃષ્ટ એક માસ પર્યંત ઉષ્ણ કરે ને ઘણે કરી કુટે ત્યારે તે લોહ ઉષ્ણ ભૂત થાય તે લોહનો સાડસે કરી આને (અસત્ કલ્પનાએ જાણવા માટે ન્યાય) સાણસે ઝાલીને સીતવેદના વાળી નરકમા તે લોહનો ગોળો ઘાલે ને ઘાલતાજ મનમા એવુ ચીંતવેજે હું એ લોહના ગોળાને મેખોનમેખ પછી પાછો કાઢીશ પણ તે ઘાલવના વેતજ તે લોહનો ગોળો ચૂર્ણ થઇ જાય એમ જાવત્ પુરવીપરે તે પુરૂષ પાછો ફરી તે લોહના ગોળાને કાઢવાને ઉદ્યમ કરી શકે નહીં

વળી બીજો દ્રષ્ટાંત દેખાડે છે તે યથા દ્રષ્ટાંતે કોઇક મદવંત હાથી તેમજ જાવત્ પુર્વીપરે તે વાવ દેખીને સાતા સુખ પામતો થકો વિચરે છે એજ દ્રષ્ટાંતે હે ગૌતમ અસત કલ્પનાએ કોઇ સીત વેદનાનો ધણી નારકી નરક મધ્યેથી ઉપડે, ઉપડીને ઇહ મનુષ્ય લોકે સીતના ઠામ ઠેકાણા છે તે હીમના ઠામ, હીમના પુંજના ઠામ, હીમાના પવત પ્રમુખ, હીમ પડલ પુંજના ઠામ, તુખારના ઠામ, તુખારના પુંજના ઠામ, હીમના કુટના ઠામ, હીમ કુટ પુંજના ઠામ એટલે હીમાળાના સીખર, અથવા માહ (મહા) માસની ટાઢ ઇત્યાદિક તે નારકી દેખે દેખીને તે મધ્યે પ્રવેશ કરે, પ્રવેશ કરીને તે નારકી સીતને વિસારે, ક્ષુધાને વિસારે, જવરને વિસારે, દાહ જવરને પણ વિસારે શાંત થાય, ત્યારે તે નારકી નીંદ્રા પામે પ્રચલા નીંદ્રા વિશેષ પામે જાવત્ (ઠંડી- ટાઢ જાવાથી) ઉષ્ણ ઉષ્ણ ભૂત કાયા થાય તે નારકી સક્રમ કરતો થકો સાતા ને સુખ અનુભવતો ભોગવે

**પ્રશ્ન**—હે ભગવંત તે નારકીને ઇહ લોકની સીત સમાન સીત વેદના છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં સીત વેદનાના ધણી નારકી નરકને વિષે એહથી અનીષ્ટતર સીતવેદના ભોગવતાથકા વિચરે (રહે) છે

**પ્રશ્ન**—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકીની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય દશ હજાર વરસની ને ઊત્કૃષ્ટપણે એક સાગરોપમની છે, (પહેલી નરકે તેર પાડડા છે તેની સ્થિતિ ટીકાથી વીસ્તારીને કહેછે પહેલે પાડડે જઘન્ય દસ હજાર વરસની, ને ઉત્કૃષ્ટી નેવુહજાર વરસની બીજે પાડડે જ૦ નેવુહજાર વરસ, ને ઉ૦ નેવુલાખ વરસની ત્રીજે પાડડે જ૦ નેવુલાખ વરસ, ને ઉ૦ પૂર્વક્રોડ વરસની ચોથે પાડડે જ૦ પૂર્વ ક્રોડ વરસની, ને ઉ૦ એક સાગરના દશ ભાગ કરીએ તેવા એક ભાગની પાચમે પાડડે જ૦ દરીયો એક ભાગ, ને ઉ૦ દરીયા બે ભાગની છઠે પાડડે જ૦ બે

ભાગની, ને ઉ૦ ત્રણ ભાગની સાતમે પાડડે જ૦ ત્રણ ભાગની, ને ઉ૦ ચાર ભાગની આઠમે પાથડે જ૦ ચાર ભાગની ને ઉ૦ પાંચ ભાગની નવમે પાડડે જ૦ પાંચ ભાગની, ને ઉ૦ ૭ ભાગની દશમે પાડડે જ૦ ૭ ભાગની, ને ઉ૦ સાત ભાગની અગ્યારમે પાડડે જ૦ સાત ભાગની, ને ઉ૦ આઠ ભાગની બારમે પાથડે જ૦ આઠ ભાગની, ને ઉ૦ નવ ભાગની તેરમે પાથડે જ૦ નવ ભાગની, ને ઉ૦ દશ ભાગ એટલે એક સાગરોપમ પુરાની છે)

પ્રશ્ન—હે ભગવંત, બીજી શર્કરપ્રભા પૃથ્વીના નારકીની કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય એક સાગરોપમની ને ઉત્કૃષ્ટી ત્રણ સાગરોપમની છે

(બીજી નરકે અગ્યાર પાથડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે પહેલે પાડડે જ૦ એક સાગરોપમની ને ઉ૦ એક સાગર ને એક સાગરના અગ્યાર ભાગ કરીએ તેવા બે ભાગની બીજે પાડડે જ૦ એક સાગરને અગીયારીયા બે ભાગની ને ઉ૦ એક સાગર ને અગીયારીયા ચાર ભાગની ત્રીજે પાડડે જ૦ એક સાગર ને ચાર ભાગની, ને ઉ૦ એક સાગર ને ૭ ભાગની ચોથે પાડડે જ૦ એક સાગર ને ૭ ભાગની ને ઉ૦ એક સાગર ને આઠ ભાગની પાંચમે પાડડે જ૦ એક સાગર ને આઠ ભાગની, ને ઉ૦ એક સાગરને દશ ભાગની છઠે પાડડે જ૦ એક સાગર ને દશ ભાગની ને ઉ૦ બે સાગર ને એક ભાગની સાતમે પાડડે જ૦ બે સાગર ને એક ભાગની ને ઉ૦ બે સાગર ને ત્રણ ભાગની આઠમે પાડડે જ૦ બે સાગર ને ત્રણ ભાગની ને ઉ૦ બે સાગર ને પાંચ ભાગની નવમે પાડડે જ૦ બે સાગર ને પાંચ ભાગની ને ઉ૦ બે સાગર ને સાત ભાગની દશમે પાડડે જ૦ બે સાગર ને સાત ભાગની ને ઉ૦ બે સાગર ને નવ ભાગની અગ્યારમે પાડડે જ૦ બે સાગર ને નવ ભાગની ને ઉ૦ બે સાગર ને અગ્યાર ભાગ એટલે ત્રણ સાગરોપમ પુરાની જાણવી)

પ્રશ્ન—હે ભગવંત, ત્રીજી વાલુપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય ત્રણ સાગરોપમની ને ઉત્કૃષ્ટા સાત સાગરોપમની છે

(ત્રીજી નરકે નવ પાથડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે પહેલે પાડડે જ૦ ત્રણ સાગરની ને ઉ૦ ત્રણ સાગર ને એક સાગરના નવ ભાગ કરીએ તેવા ચાર ભાગની બીજે પાડડે જ૦ ત્રણ સાગર ને (નવીયા) ચાર ભાગની ને ઉ૦ ત્રણ સાગર ને આઠ ભાગની ત્રીજે પાડડે જ૦ ત્રણ સાગર ને આઠ ભાગની ને ઉ૦ ચાર સાગર ને ત્રણ ભાગની ચોથે પાડડે જ૦ ચાર સાગર ને ત્રણ ભાગની ને ઉ૦ ચાર સાગર ને સાત ભાગની પાંચમે પાડડે જ૦ ચાર સાગર ને સાત ભાગની ને ઉ૦ પાંચ સાગર ને બે ભાગની છઠે પાડડે જ૦ પાંચ સાગર ને બે ભાગની ને ઉ૦ પાંચ સાગર ને ૭ ભાગની સાતમે પાડડે જ૦ પાંચ સાગર ને ૭ ભાગની ને ઉ૦ ૭ સાગર ને એક ભાગની આઠમે પાડડે જ૦ ૭ સાગર ને એક ભાગની ને ઉ૦ ૭ સાગર ને પાંચ ભાગની નવમે પાડડે જ૦ ૭ સાગર ને પાંચ ભાગની ને ઉ૦ ૭ સાગર ને નવ ભાગની એટલે સાત સાગરોપમ પુરાની)

પ્રશ્ન—હે ભગવત, ચોથી પકપ્રભા પૃથ્વીના નારકીની કેટની સ્થિતિ છે?

ઉતર—હે ગૌતમ, જઘન્ય સાત સાગરોપમની ને ઉત્કૃષ્ટી દશ સાગરોપમની છે

(ચોથી નરકે સાત પાડડા છે તેની સ્થિતિ ટીમાથી કહે છે પહેલે પાડે જ૦ સાત સાગરની ને ઉ૦ સાત સાગર ને એક સાગરના સાત ભાગ કરીએ તેના ત્રણ ભાગની બીજે પાડે જ૦ સાત સાગર ને ( સાતીયા ) ત્રણ ભાગની ને ઉ૦ સાત સાગર ને ૭ ભાગની ત્રીજે પાડે જ૦ સાત સાગર ને ૭ ભાગની ને ઉ૦ આઠ સાગર ને બે ભાગની ચોથે પાડે જ૦ આઠ સાગર ને બે ભાગની ને ઉ૦ આઠ સાગર ને પાચ ભાગની પાચમે પાડે જ૦ આઠ સાગર ને પાચ ભાગની ને ઉ૦ નવ સાગર ને એક ભાગની છઠે પાડે જ૦ નવ સાગર ને એક ભાગની ને ઉ૦ નવ સાગર ને ચાર ભાગની સાતમે પાડે જ૦ નવ સાગર ને ચાર ભાગની ને ઉ૦ નવ સાગર ને સાત ભાગની એટલે દશ સાગરોપમ પુગની )

પ્રશ્ન—હે ભગવત, પાચમી ધમપ્રભા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય દશ સાગરોપમની ને ઉતકૃષ્ટી સતર સાગરોપમની છે

( પાચમી નરકે પાચ પાડડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે પહેલે પાડે જ૦ દશ સાગરની ને ઉ૦ અગ્યાર સાગરને એક સાગરના પાચ ભાગ કરીએ તેના બે ભાગની બીજે પાડે જ૦ અગ્યાર સાગરને (પાચયા) બે ભાગની ને ઉ૦ બાર સાગરને ચાર ભાગની ત્રીજે પાડે જ૦ બાર સાગરને ચાર ભાગની ને ઉ૦ ચઉદ સાગરને એક ભાગની ચોથે પાડે જ૦ ચઉદ સાગરને એક ભાગની ને ઉ૦ પનર સાગર ને ત્રણ ભાગની પાચમે પાડડે જ૦ પનર સાગર ને ત્રણ ભાગની ને ઉ૦ સોળ સાગરને પાચ ભાગની એટલે સત્તર સાગરોપમ પુરાની )

પ્રશ્ન—હે ભગવત, છઠી તમપ્રભા પૃથ્વીના નારકીની કેટની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય સત્તર સાગરોપમની ને ઉત્તકૃષ્ટી બાવીશ સાગરની છે

( છઠી નરકે ત્રણ પાડડા છે તેની સ્થિતિ ટીકાથી કહે છે પહેલે પાડડે જ૦ સત્તર સાગરની ને ઉતકૃષ્ટી અગાર સાગર ને એક સાગરના ત્રણ ભાગ કરીએ તેવા બે ભાગની બીજે પાડેજ૦ અગાર સાગરને ( તીયા ) બે ભાગની ને ઉ૦ વીશ સાગરને એક ભાગની ત્રીજે પાડે જ૦ વીશ સાગરને એક ભાગની ને ઉ૦ એકવીશ સાગરને ત્રણ ભાગની એટલે બાવીશ સાગર પુરી )

પ્રશ્ન—હે ભગવત, સાતમી તમતમા પૃથ્વીના નારકીની કેટલી સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય બાવીશ સાગરોપમની ને ઉત્તકૃષ્ટી તેત્રીશ સાગરોપમની છે ( ત્યા એકજ પાડો છે )

પ્રશ્ન—હે ભગવત, એ રત્નપ્રભા પૃથ્વીના નારકી આતરા રહીત ચવીને કઇ ગતિમા જાય કઇ ગતિમા ઉપજે શુ નરક મધ્યે ઉપજે કે તિર્યંચ મધ્યે ઉપજે કે મનુષ્ય મધ્યે ઉપજે, કે દેવતા મધ્યે ઉપજે

મ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું પણ એટલો વિશેષ જે જ્યાં જેટલા નરકાવાસા
સા તેના નરકાવાસા કહેવા

હવે ઉદ્દેશાની સંગ્રહ ગાથા છે તેનો અર્થ કહે છે પૃથ્વી અવગાહીને જઈએ ૧, વા
નરકાવાસા છે ૨, તેહનું સંસ્થાન ૩, તેહનું જાડપણું ૪, લાંબપણું ૫, પહોળપણ ૬,
િધિ ૭, ને તે નરકાવાસાનો વર્ણ ૮, ગંધ ૯, ને સ્પર્શ ૧૦, ઇત્યાદિક કહ્યા ૧ તે
વાસાનું મહાલય (મોટાઇ) પણ ત્યાં દેવતાનો દૃષ્ટાંત દેખાડ્યો ૧૧, દેવતાની ઉપ
ાએ કરી મોટાઇપણો કહેવો ત્યાં જીવ અને પુદ્ગળ ઉપજે છે ને ઉપના છે ૧૨,
નરકાવાસા સાસ્વતા છે ૧૩, ઇત્યાદિક ૨ ત્યાં નારકી ઉપજવાનું પરીમાણ ૧૪,
તેનો અપહાર ૧૫, નરકાવાસાનું ઉંચપણું ૧૬, નારકીનું સંઘયણ ૧૭, ને સંસ્થાન
૮, વર્ણ ૧૯, ગંધ ૨૦, સ્પર્શ ૨૧, શ્વાસોશ્વાસ ૨૨, ને આહાર ૨૩, ઇત્યાદિ
સન પુછ્યા ૩ લેસ્યા ૨૪, દૃષ્ટી ૨૫, જ્ઞાન ૨૬, જોગ ૨૭, ઉપયોગ ૨૮, સમુદ્
ાત ૨૯, ક્ષુધા ૩૦, તૃષા ૩૧, વિકુર્વણ ૩૨, વેદના ૩૩, ભય, ૩૪, ૪ ત્યારપછી
, મહાપુરૂષ સાતમીએ ગયા તેહના નામ ૩૫, ત્યારપછી સીતોષ્ણ વેદનાની ઉપમા ૩૬,
સ્થિતિ ૩૭, ઉદ્વર્તન (કઇ ગતિમાં જાય) ૩૮, ને પૃથ્વીનો સ્પર્શ ૩૯, ત્યારપછી સર્વ
જીવનો ઉપપાત ૪૦, ૫ એટલા બોલ એ ઉદ્દેશામધ્યે પુછ્યા છે તેની એ સંગ્રહ ગાથા
જાણવી એ નારકીના અધિકારનો બીજો ઉદ્દેશો પુરો થયો

## ૪૨. નારકીનો ત્રીજો ઉદ્દેશો.

પ્રશ્ન—હે ભગવંત, એ રત્નપ્રભા પૃથ્વીએ નારકી કેવા પુદ્ગળના પરિણામ ભોગવતા
કા વિચરે છે?

ઉત્તર— હે ગૌતમ, અનીષ્ટ જાવત્ અમનોજ્ઞ એમ જાવત્ સાતમી નરક પર્યંત જાણવું

હવે સંગ્રહ ગાથા ૧૩ છે તેનો અર્થ કહે છે ( સંગ્રહથી ઉદ્દેશો જાણવો )
પુદ્ગળનો પરિણામ ને નારકીની વેદના, લેસ્યા, નરકના નામ ને ગોત્ર, અરતી
ભય, શોક, ક્ષુધા, તૃષા ને વ્યાધિ છે ॥૧॥ શ્વાસોસ્વાસ ને તેને સ્વભાવેજ ક્રોધ,
માન, માયા ને લોભ છે ને તેને આહારાદિક ચાર સંજ્ઞા છે તે નારકીના હીન પરીણામ
છે ॥૨॥ તે એ લોકથી નરકે કોણ જાય તો કે નિશ્ચે નરને વિષે વૃષભ સમાન બળના
ધણી વાસુદેવ પ્રમુખ તથા જળચર મચ્છ પ્રમુખ તિર્યંચ મધ્યેથી તથા મોટા રાજા,
માંડળીક રાજા, વળી જે મોટા આરંભના કરનાર કુટુંબીક પ્રમુખ જાય ॥૩॥ હવે વૈક્રિય
શરીરનો કાળ કહે છે નરક મધ્યે નારકીનું શરીર વક્રિય એક મુહુર્ત્ત પ્રમાણ રહે ને
તિર્યંચ, મનુષ્ય મધ્યે વૈક્રિય શરીર ચાર મુહુર્ત્ત પ્રમાણ રહે ને દેવતાનું વૈક્રિય શરીર પ્રમુખ
અર્ધમાસ રહે એ ઉત્કૃષ્ટી વૈકુર્વણાનો કાળ કહ્યો ॥૪॥ નારકીને નિશ્ચે માઠીજ વૈકુ
ર્વણા હોય તે નારકી શરીરમાં શરીરને વિકુર્વે તે સંઘયણ રહીત ને હુંડ સંસ્થાને
સહીત ॥૫॥ વળી જે પુદ્ગળ અનીષ્ટ છે તેનો નિશ્ચે નારકીને આહાર છે ને નારકીને
સંસ્થાન પણ નિશ્ચે હુંડ જાણવું ॥૬॥ નારકી અસાતાને વિષે ઉપના અસાતા વેદની વેદના

થમાજ સાતે નરકે નારકી ॥ જીવ પાતપોતાના આવખા પ્રમાણે ના કોનો ભર ખોટે છે ॥૭॥ તેમા કોઇક જીવ નારકી રિ ઉપજો સાતાપણ વેદે છે તે એમ જે પુરવ ભવનો દેવતા મિત્ર હોય તે નરક મધ્યે જઇને વેદના ટાળે તે કારણે અથવા સમકિતવત નારકી તેો સજ્જ અધ્યવસાયે કરી અથવા પોતાના કર્મો સ્વભાવે કરી હતુપાકર્મ પ્રમુખ અથવા નિર્યંચના પાંચ કલ્યાણ કે અંતર્મુહૂર્ત માત્ર સાતા વેદે એટલા કારણે નારકી મુહૂર્ત માત્ર સાતા વેદે અથવા મહાદ અસાતાજ છે ॥૮॥ એ નારકીનું વૈક્રિય શરીર મરણ કાળે કેવુ થાય છે, તૈજસ કાર્મણ શરીર, સુક્ષ્મ નામ કર્મો ઉદયવાળાને સુક્ષ્મ શરીર પર્યાપ્તા અપર્યાપ્તા મુક્તા મામજ જેમ હજારો ભેદ થાય તેમ નારકીના શરીરના હજારો ભેદ પામે છે, એટલે વેરાઇને જીણા જીણા પરમાણુ થાય છે ॥૯॥ નારકીનો ઉત્પાત (તે ઉપજવુ) જઘન્યથી ગાઉ માત્ર ને ઉત્કૃષ્ટથી પાંચસે જોજન પ્રમાણ ઉપજે છે નારકી દુખે કરી ભીના છે સહસ્ત્રગમે વેદના તેણે કરી સહીત છે ॥૧૦॥ આંખ મીંચીને ઉઘાડીએ એટલી વાર પણ નારકીને શાતા નથી દુખ મધ્યેજ બંધાણા છે નારકી રાત દિવસ દુખ મધ્યેજ પડ્યા છે ॥૧૧॥ સીતવેદના વાળાને અતી સીત, ઉષ્ણ વેદનાવાળાને અતિ ઉષ્ણ અયંત તૃષા, અસહ ક્ષુધા, અત્યંત ભય ઇત્યાદિક નરકને વિષે નરકી દુખના મધ્ય ગમે વિભાગમા રીન દુખ પ્રત્યે ભોગવે છે ॥૧૨॥ આ ઉદ્દેશાની એ બાર ગાથા થઇ તેનો અર્થ સંક્ષેપથી એક ગાથામા કહે છે વૈક્રીય શરીરનો કાળ મુહુર્ત પ્રમાણ ૧ અશુભ પુદ્ગળનો આહાર ૨ અસાતાવેદની વેદે છે ૩ ઉપપાત (તે ઉપજવુ) ૪ ને ઉત્પાત (તે ઉપજવુ) ૫ અને શરીર પ્રમુખ ઇત્યાદિક નાજે ઉદ્દેશે કહ્યા ॥૧૩॥ એ ત્રીજાનો ત્રીજો ઉદ્દેશો પુરો થયો ઇની નારકીનો અધિકાર સંપૂર્ણ

## ૪૩ તિર્યંચનો પહેલો ઉદ્દેશો.

**પ્રશ્ન**—હે ભગવંત, તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગોતમ, તેના પાંચ ભેદ છે એકેંદ્રિ તિર્યંચજોનીયા ૧, બેઇંદ્રિ ૨, તેઇંદ્રિ ૩, ચોરેંદ્રિ ૪ ને પંચેંદ્રિ તિર્યંચજોનીયા ૫

**પ્રશ્ન**—હે ભગવંત, એકેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગોતમ, તેના પાંચ ભેદ છે પૃથ્વીકાય એકેંદ્રિ તિર્યંચજોનીયા ૧ પાણી ૨, અગ્નિ ૩, વાય ૪ ને વનસ્પતિકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા ૫

**પ્રશ્ન**—હે ભગવંત, પૃથ્વીકાય એકેંદ્રિ તિર્યંચજોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગોતમ તેના બે ભેદ છે સુક્ષ્મ પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા ૧, ને બાદર પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા ૨

**પ્રશ્ન**—હે ભગવંત સુક્ષ્મ પૃથ્વીકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગોતમ તેના બે ભેદ છે પર્યાપ્તા સુક્ષ્મ પૃથ્વીકાયા ૧, ને અપર્યાપ્તા સુક્ષ્મ પૃથ્વીકાયા ૨

પ્રશ્ન—હે ભગવંત, બાદર પૃથ્વી કાયા એકેંદ્રિ તિર્યંચજોનીયા તેના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના પણ બે ભેદ છે પર્યાપ્તા બાદર પૃથ્વીકાયા ૧, ને અપર્યાપ્તા બાદર પૃથ્વી કાયા ૨

પ્રશ્ન—હે ભગવંત, અપકાયા એકેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે તે જેમ પૃથ્વીકાયાના ભેદ કહ્યા છે તેમ જાણવા એમ અગની વાયુ ને વનસ્પતિકાયના પણ ભેદ બબે જાણવા

પ્રશ્ન—હે ભગવંત, બેઇંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પર્યાપ્તા બેઇંદ્રિ તિર્યંચજોનીયા ૧ ને અપર્યાપ્તા બેઇંદ્રિ તિર્યંચજોનીયા ૨ એ બેઇંદ્રિના ભેદ કહ્યા એમ જાવત્ તેઇંદ્રિ, ચૌરેંદ્રિ તિર્યંચજોનીયા સુધી જાણવું

પ્રશ્ન—હે ભગવંત, પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨, ને ખેચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૩

પ્રશ્ન—હે ભગવંત, જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે સમુછિમ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, ને ગર્ભજ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨

પ્રશ્ન—હે ભગવંત, સમુર્છિમ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પર્યાપ્તા સમુર્છિમ જળચર તિર્યંચ ૧, ને અપર્યાપ્તા સમુર્છિમ જળચર તિર્યંચ ૨

પ્રશ્ન—હે ભગવંત, ગર્ભજ જળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પર્યાપ્તા જળચર ગર્ભજ તિર્યંચ ૧ ને અપર્યાપ્તા જળચર ગર્ભજ તિર્યંચ ૨

પ્રશ્ન—હે ભગવંત, થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચજોનીયા ૧, ને પરીસર્પ પચેંદ્રિ તિર્યંચજોનીયા ૨

પ્રશ્ન—હે ભગવંત, ચતુષ્પદ થળચર તિર્યંચ પચેંદ્રિના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે એક સમુર્છિમ ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચ ૧, બીજા ગર્ભજ ચતુષ્પદ થળચર પચેંદ્રિ તિર્યંચ ૨, એમ જાવત્ જેમ જળચર કહ્યા તેમ ચતુષ્પદ પણ જાણવા

પ્રશ્ન—હે ભગવંત, પરીસર્પ થળચર પચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે એક ઉરપર સર્પ થળચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા ભુજપર સર્પ થળચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા

પ્રશ્ન—હે ભગવંત ઉરપર સર્પ થળચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે તે જેમ જળચરના કહ્યા તેમ ઉરપર સર્પના પણ ચાર ભેદ જાણવા એમ ભુજપર સર્પના પણ ચાર ભેદ જાણવા

પ્રશ્ન—હે ભગવંત, ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયાના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે એક સમુર્છિમ ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા ગર્ભજ ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા

પ્રશ્ન—હે ભગવંત, ખેચર સમુર્છિમ પંચેંદ્રિ, તિર્યંચ જોનીયા તેના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે એક પર્યાપ્તા સમુર્છિમ ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા ને બીજા અપર્યાપ્તા સમુર્છિમ ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા એમ ગર્ભજ ખેચર પણ જાણવા યાવત્ પર્યાપ્તા ગર્ભજ ખેચર તિર્યંચ, ને અપર્યાપ્તા ખેચર ગર્ભજ તિર્યંચ પણ જાણવા

પ્રશ્ન—હે ભગવંત, ખેચર પંચેંદ્રિ તિર્યંચ જોનીયા તેને કેટલા પ્રકારની જોની સંગ્રહ છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ત્રણ પ્રકારની જોની સંગ્રહ (ઉપજવાના ઠેકાણાં) છે અંડજ (ઇંડાથી ઉપજે તે મયુરાદિક) પોતજ (તે વડવાગોળ ૨) ને સમુર્છિમ ૩

પ્રશ્ન—હે ભગવંત, અંડજ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે સ્ત્રી ૧, પુરૂષ ૨, ને નપુંસક ૩

પ્રશ્ન—હે ભગવંત, પોતજ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ તેના પણ ત્રણ ભેદ છે સ્ત્રી ૧, પુરૂષ ૨, ને નપુંસક ૩

પ્રશ્ન—હે ભગવંત, સમુર્છિમ જોની સંગ્રહના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તે સર્વ છે એક નપુંસક વેદેજ છે

પ્રશ્ન—હે ભગવંત, તે જીવને લેશ્યા કેટલી છે?

ઉત્તર—હે ગૌતમ, તેને છ લેશ્યા છે, તે કૃષ્ણ લેશ્યા ૧, યાવત્ શુકલ લેશ્યા ૬ પર્યંત જાણવું

પ્રશ્ન—હે ભગવંત તે જીવ શું સમ્યકત્વ દ્રષ્ટી છે કે મિથ્યાત્વ દ્રષ્ટી છે, કે સમમિથ્યાત્વ દ્રષ્ટી છે?

ઉત્તર—હે ગૌતમ સમ્યકત્વ દ્રષ્ટી છે, મિથ્યાત્વ દ્રષ્ટી છે, ને સમમિથ્યાત્વ દ્રષ્ટી પણ છે

પ્રશ્ન—હે ભગવંત, તે જીવ શું જ્ઞાની છે કે અજ્ઞાની છે?

**ઉ-તર**—હે ગૌતમ, જ્ઞાની પણ છે, ને અજ્ઞાની પણ છે તેમાં જ્ઞાન ત્રણ સુધી હોય ને અજ્ઞાન ત્રણની ભજના

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શુ મનજોગી છે, કે વચનજોગી છે, કે કાયજોગી છે?

**ઉ-તર**—હે ગૌતમ, ત્રણે જોગ સહીત છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ શુ સાકારોપયોગી છે કે અનાકારોપયોગી છે?

**ઉ-તર**—હે ગૌતમ, સાકારોપયોગી પણ છે અને અનાકારોપયોગી પણ છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ કઇ ગતિમાહેથી આવી ઉપજે? શુ નારકી મધ્યેથી ઉપજે, કે તિર્યંચ મધ્યેથી ઉપજે, કે મનુષ્ય મધ્યેથી ઉપજે કે દેવતા મધ્યેથી ઉપજે?

**ઉ-તર**—હે ગૌતમ, અસખ્યાતા વરસના આવખાના ધણી ત્રીસ અકર્મભૂમિના ને છપન અંતરદ્વીપના મનુષ્ય, તિર્યંચ જુગળીયા, ને આઠમા દેવલોકની ઉપરના દેવતા વરજીને શેષ સર્વ ઉપજે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવને કેટના કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસખ્યાતમા ભાગની છે

**પ્રશ્ન**— હે ભગવંત, તે જીવને કેટલી સમુદ્દઘાત છે?

**ઉ-તર**—હે ગૌતમ, તેને પાચ સમુદ્દઘાત છે વેદની સમુદ્દઘાત કષાય સમુદ્દઘાત, મારણાં તિક સમુદ્દઘાત, વૈક્રિય સમુદ્દઘાત, ને તેજસ સમુદ્દઘાત

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ મારણાતિક સમુદ્દઘાતે શુ સમોહત મરે છે, કે અસમોહત મરે છે?

**ઊત્તર**—હે ગૌતમ, સમોહત પણ મરે છે ને અસમોહત પણ મરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવ આંતરા રહીત ચવીને કઇ ગતિમા જાય, કઇ ગતિમા ઉપજે? શુ નારકી મધ્યે ઉપજે, કે તિર્યંચ પ્રમુખ કઇ ગતિમા ઉપજે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ બીજી પ્રજ્ઞપ્તી (પ્રતિપતિ) ને વિષે ઉપપાત કહ્યો છે તેમ જાણવો, અથવા પનવણાને વ્યુત્ક્રાંતિ પદને વિષે કહ્યો છે તેમ જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, તે જીવની કેટલી જાતી કુલકોડી લાખ કહી છે? (ઇહા જાતી કુળ જોનીનું ઉદાહરણ કહેછે જે એક યોની મધ્યે અનેક જાતી કુળ હોય જેમ છાણની યોની મધ્યે કૃમીયાનું કુળ, કીડાનુ કુળ, વીછીનું કુળ છે તે કારણે એક યોની મધ્યે અનેક જાતીના કુળ હોય તે બે ઇંદ્રી, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ, પચેંદ્રિ પ્રમુખના હોય તીહાં યોની તે ઉત્પતિ સ્થાનક (ઉપજવાનું ઠેકાણુ) ને કુળ તે પોતાના સરખા જીવ હોય તે. એને જાતી કુળ કોડી કહી છે તે બીન જાતીના જીવ માટે) તથા જેમ તિર્યંચની જાતિ છે ને તેના કુળ કૃમિયા કીડા વીંછી પ્રમુખ એ કુળ છે તે યોની પ્રમુખ કહીએ એટલે એક યોનિને વિષે અનેક કુળ થાય)

ઉત્તર—હે ગૌતમ, બાર લાખ જાતિ કુલ કોડી પ્રમુખ ભાખ્યો છે

પ્રશ્ન—હે ભગવત, ભુજપર સર્પ થળચર પંચેદિ તિર્યંચ જીવોની કેટલા પ્રકારની યો સગ્રહ છે?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ પ્રકારની છે તે કહે છે અડજ ૧, (યો પ્રમુખ) પોતજ (કુન પ્રમુખ) ને સમુર્છિમ ૩, એ રીતે જેમ ખેચ નો અધિકાર કહ્યા તેમ જાણવું પણ એટલો વિશેષ જે આયુષ જઘન્યથી અનર્મુહુર્તનું ને ઉત્કૃષ્ટ ક્રોડ પુર્વનું અને મરીને બીજી નરક સુધી જાય તેની નવલાખ જાતી કુલ કોડી અનેક લક્ષ યો પ્રમુખ એમ અનતે તિર્થંકરે કહ્યુ છે શેષ અધિકાર પુરપરે જાણવો

પ્રશ્ન—હે ભગવત ઉરપર સર્પ થળચર પંચેદ્રિ તિર્યંચ જીવોના કેટલા પ્રકારની યો સગ્રહ છે

ઊત્તર—હે ગૌતમ જેમ ભુજપરનો અધિકાર કહ્યા તેમ જાણવો પણ એટલો વિ જે તેનું આયુષ જઘનથી અતમુહુર્તનુ ને ઉત્કૃષ્ટપણે ક્રોડ પુર્વનું છે તે મરીને જાય પાચમી નરક સુધી જાય એહની દસ લાખ કુળ કોડી જાતી છે

પ્રશ્ન—હે ભગવત ચતુષ્પદ થળચર પંચેદ્રી તિર્યંચ જીવોને કેટલા પ્રકારની યો સગ્રહ છે?

ઊત્તર—હે ગૌતમ, બે પ્રકારની છે જરાયુજ (ઓરથી ઉપજે ગાય પ્રમુખ) ૧ સમુર્છિમ ૨

પ્રશ્ન—હે ભગવત, જરાયુજના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે સ્ત્રી ૧ પુરુષ ૨, ને નપુસક ૩, તેમા જે સમુર્છિમ છે તે સર્વ નપુસક વેદે છે (ને ગર્ભજ ત્રણે વેદે છે)

પ્રશ્ન—હે ભગવત તે જીવોને કેટલી લેશ્યા છે?

ઊત્તર—હે ગૌતમ, જેમ પક્ષીનો અધિકાર કહ્યો છે તેમ જાણવો પણ એટલો વિ જે તેનું આયખુ જઘન્યથી અતમુહુર્ત ને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમન (જુગળીયા આશ્રી) ને તે મરીને ચોથી નરક પર્યંત જાય તેની દશ લાખ જાતિ કુળ કોડી જાતી જો પ્રમુખ કહી છે

પ્રશ્ન—હે ભગવત જળચર પંચેદ્રિ તિર્યંચ જીવોને કેટલા પ્રકારની જોનીની સગ્રહ

ઊત્તર—હે ગૌતમ, પુર્વે જેમ ભુજપર સર્પનો અધિકાર કહ્યો છે તેમ જાણવો એટલો વિશેષ જે મરીને જાવત સાતમી નરક પર્યંત જાય તેની સાડી બાર લાખ જાતિ કુળ કોડી જોની પ્રમુખ છે

પ્રશ્ન—હે ભગવત, ચૌરદ્રિની કેટલી લાખ જાતિ કુળ કોડી છે?

ઉત્તર—હે ગૌતમ, નવલાખ કુળ કોડી જાતિ ને બે લાખ જોની પ્રમુખ છે

પ્રશ્ન—હે ભગવત, તેઇદ્રિ ીકેટલી લાખ જાતી કુલ કોડી છે?
ઉત્તર—હે ગૌતમ, તેની આઠ લાખ કુલ કોડી જાતિ છે ને બે લાખ જોની છે
પ્રશ્ન—હે ભગવત, બે ઇદ્રિને કેટલી લાખ કુલ કોડી છે?
ઉતર—હે ગૌતમ, સાત લાખ કુલ કોડી જાતિ ને બે લાખ જોની છે
પ્રશ્ન—હે ભગવત, કેટલા ગધ કહ્યા છે ને કેટલા ગધાગ સત કહ્યા છે?
ઊત્તર—હે ગૌતમ, સાત ગધા અને સાતમે ગધા અગ છે ગધ તથા ગધાગ સ્વરૂપ યથા ટીકામાં ગાથા

मूलतयकठ निजास, पत्तपुफ्फ फलमोय,॥ गधगा वणादुत्तरभेया, गंधगसया मुणेपव्वा ॥१॥ अस्या व्याख्यानरुप गाथाद्वय,॥ मुथासुवन्नछल्ली, अगरुवालो तमालपत्तच, तहयपीयगू जाइ, फलच जाईएगधगा ॥२॥ गुणणाएसत्तसया, पंचहिंवणेहिं सूरभिगधेण, रसपणगेणतहफासेहिं, चउहियमेतेहिं ॥३॥

ભાવાર્થ—હવે સાત ગધાગ જાતિ ભેદ દેખાડે છે મુળ ૧, ત્વચા ૨, કાષ્ટ ૩, નિર્યાસ (રસ) ૪, પત્ર ૫, પુષ્પ ૬, ફળ ૭, તેમા મુળ એટલે મોથ, વાળો, ઉશીર ઇત્યાદિ ૧ ત્વચા એટલે સુવર્ણ છાલ, તજ, ઇત્યાદિ ભેદ જાણવા ૨ કાષ્ટ એટલે ચદન અગર ઇત્યાદિ ભેદ જાણવા ૩ નિયાસ એટલે કર્પુર પ્રમુખ જાણવા ૪ પત્ર એટલે જાતિપત્ર તમાલ પત્ર પ્રમુખ જાણવા ૫ પુષ્પ એટલે પ્રિયગુ, લવીંગ, નાગર, ફુલ ઇત્યાદિ જાણવાં, ફળ, એટલે જાયફળ, કંકોલ એલચી પ્રમુખ જાણવા ૭ એ સાતને પ્રત્યેક પ્રત્યેક. કાળા પ્રમુખ પાચ વર્ણ ભેદે ગણીએ ત્યારે પાત્રીસ થાય ને પાત્રીશમા એક સુરભિગધ હોય તેનો ગુણાકાર કીધાં થતા પાત્રીસજ રહે તે પાત્રીસને પાચ રસે ગુણતા એકસો પચોતેર થાય તેને આઠ સ્પર્શ માહેના ગુરુ લો, ૧, હળવો ૨, શીત ૩ ને ઉષ્ણ ૪ એ સ્પર્શે ગુણતા સાતસો ગધાગ થાય

પ્રશ્ન—હે ભગવત, કેટલી પુષ્પ (ફુલ) જાતિ કુલકોડી જોની પ્રમુખ કેટલા લાખ કહી છે?

ઉત્તર—હે ગૌતમ, ચાર લાખ કુલકોડી જળજ કમળ પ્રમુખની, ચાર લાખ કુલકોડી થળજ જાય પ્રમુખના ફુલની, ચાર લાખ કુલકોડી માહાવૃક્ષ મહુડા પ્રમુખના ફુલની, ને ચાર લાખ કુલકોડી માહા ગુલ્મ કેતકી પ્રમુખના ફુલની એ સોળ લાખ કુલકોડી ફુલની છે

પ્રશ્ન—હે ભગવત, કેટલી વેલડી કહી છે ને કેટલા વેલડીના સતક (સો) કહ્યા છે?.
ઉતર—હે ગૌતમ, ચાર મૂળ વેલ કહી છે ને ચારસે ચીભેંટ પ્રમુખની વેલી કહી છે
પ્રશ્ન—હે ભગવત, કેટલી લતાની જાત કહી છે ને કેટલા લતાના સતક (સો) કહ્યાછે?
ઉત્તર—હે ગૌતમ, આઠ લતા નાગરવેલ પ્રમુખની છે ને આઠસે લતા વિશેષ કહ્યા છે

આદર્શમુખ ૧, મેઢમુખ ૨, અજોમુખ ૩, ગોમુખ ૪, એ ચાર દ્વીપ પાચમે જોજનના લાંબા પહોળા છે

અશ્વમુખ ૧, હસ્તીમુખ ૨, સીંહમુખ ૩ ને વ્યાઘ્રમુખ ૪, એ ચાર દ્વીપ છઠ્ઠે જોજનના લાંબા પહોળા છે

અશ્વકર્ણ ૧, સીંહકર્ણ ૨, અકર્ણ ૩, ને કર્ણપ્રાવરણ ૪, એ ચાર દ્વીપ સાતમે જોજનના લાંબા પહોળા છે

ઉલ્કામુખ ૧, મેઘમુખ ૨, વીજુમુખ ૩, ને વિદ્યુતદંત ૪ એ ચાર દ્વીપ આઠમે જોજનના લાંબા પહોળા છે

ઘનદંત ૧, લષ્ટદંત ૨, ગુઢદંત ૩, ને શુદ્ધદંત ૪ એ ચાર દ્વીપ નવમે જોજનના લાંબા પહોળા છે

એકરૂકાદિક પહેલે ચોકે ચાર દ્વીપ નવમે ઓગણપચાસ જોજન પરિધિપણે ફરતા છે

બીજે ચોકે હયકર્ણાદિક ચાર દ્વીપ બારમે પાસઠ જોજન ફરતા પરિધિપણે છે

ત્રીજે ચોકે આદર્શમુખાદીક ચાર દ્વીપ પંદરમે એકાશી જોજન કાંઈક ઝાઝેરા પરિધિપણે છે

ચોથે ચોકે અશ્વમુખાદિક ચાર દ્વીપ અઢારસે સતાણું જોજન કાંઇક અધિકેરા પરિધિપણે છે

એમ અનુક્રમે ચાર ચાર દ્વીપ વાધતા થકા પાચમે ચોકે અશ્વકર્ણાદિક ચાર દ્વીપ સાતસે જોજન લાંબા પહોળા છે ને બાવીશસે તેર જોજન ફરતા પરિધિપણે છે

છઠે ચોકે ઉલ્કામુખાદિક અંતરદ્વીપ ચાર આઠસે જોજન લાંબા પહોળા છે ને પચીસસે ઓગણત્રીસ જોજન ફરતા પરિધિપણે છે

સાતમે ચોકે ઘનદંતાદિક, ચાર અંતરદ્વીપ નવમે જોજન લાંબા, પહોળા છે ને બે હજાર આઠમે પીસ્તાળીશ જોજન ફરતા પરિધિપણે છે

વળી જેટલો જે દ્વીપનો વિષ્કંભપણો છે તે દ્વીપ તેટલા જોજન લવણ સમુદ્ર મધ્યે છે (તે એમકે પ્રથમ ચોક ત્રણસે જોજનના છે તે જગતીથકી ત્રણસે જોજન લવણ સમુદ્રમા છેટે છે એમ બીજો ચોક પ્રથમ ચોકથી ચારસે જોજન લવણ સમુદ્રમા છે એમ જાવત્ સાતમો ચોક છઠા ચોકથી નવસે જોજન લવણ સમુદ્રમા છેટે છે તે ચોકની ગણતી એવી રીતની લેવી જે એકેક દાઢા ઉપરનો એક દ્વીપ એમ ચાર દાઢાના મળી અનુક્રમે એક ચોક થાય એ ભાવાર્થ જાણવો) પ્રથમ દ્વીપનો લાંબપણો, પહોળપણો તેથી બીજા દ્વીપ અધિક અધિક જાણવા ને વિશેષ અધિકાર સર્વ જેમ એકરૂક દ્વીપનો કહ્યો તેમ જાણવો જાવત્ અઠાવીશમા શુદ્ધદંત દ્વીપ પર્યંત જાણવો ને તે મનુષ્ય દેવલોક ગામી કહ્યા છે અહો સાધો આયુષ્યવંતો ॥

**પ્રશ્ન**—હે ભગવત, ઉત્તર દિશીના એકરૂક નામે મનુષ્યનો એકરૂક નામા દ્વીપ કયા કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, જબુદ્વીપનામા દ્વીપના મેરુ પર્વતથી ઉત્તર દિશે શિખરી વર્ષધર પર્વતનો ઇશાન ખુણાના ચરીમાતથી લવણ સમુદ્ર મધ્યે ત્રણસે જોજન અવગાહી જઇએ ત્યા એકરૂકનામા દ્વીપ છે એમ જાવત્ જેમ દક્ષિણ દિશે અઠાવીશ અતર્દ્વીપ કહ્યા તેમ ઉત્તર દિશે પણ અઠાવીશ અતરદ્વીપ જાણવા પણ તેમા એટલો વિશેષ જે શીખરી વર્ષધર પર્વતની ખુણે છે એમ જાવત્ અઠાવીસમા સુદ્દત અતરદ્વીપ પર્યત જાણવુ એ છપન અતર્દ્વીપનો અધિકાર કહ્યો

## ૫૦. ત્રીસ અકર્મભૂમિ મનુષ્યના અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવત, અકર્મભૂમિના કટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, અકર્મભૂમિના મનુષ્ય જ્યા દશ પ્રકારના કલ્પવૃક્ષથી સુખ ભગવે ને અસી, મસી, કસીનો વ્યાપાર તથા સેવક સ્વામીનો વ્યવહાર નહીં તે અકર્મભૂમિ તેના ત્રીસ ભેદ છે પાચ હેમવય, પાચ ઐરણવય, પાચ હરિવાસ, પાચ રમ્યકવાસ પાચ દેવકુરૂ ને પાચ ઉત્તરકુરૂ એમ ત્રીશ અકર્મભૂમિ કહ્યા (એ ત્રીશ ક્ષેત્રમા એક હેમવય, એક ઐરણ્યવય એક હરીવાશ, એક રમ્યકવાશ, એક દેવકુરૂ ને એક ઉત્તરકુરૂ એ ૬ ક્ષેત્ર જબુદ્વીપમા છે, એમ બે હેમવય, બે ઐરણુવય બે હરીવાશ બે રમ્યકવાસ બે દેવકુરૂ ને બે ઉત્તરકુરૂ એ બાર ક્ષેત્ર ધાતકીખડમા છે એમ એના બાર ક્ષેત્ર અર્ધપુષ્કરવર દ્વીપમાં છે એમ સર્વ ત્રીસ ક્ષેત્ર ૭)

## ૫૧. પદર કર્મભૂમિ મનુષ્યનો અધિકાર

**પ્રશ્ન**—હે ભગવત, કર્મભૂમિ મનુષ્યના કટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ તેના પદર ભેદ છે પાચ ભરતના મનુષ્ય પાચ ઐરવતના મનુષ્ય ને પાચ મહાવિદેહ ક્ષેત્રના મનુષ્ય (તેમા એક ભરત, એક ઐરવત ને એક મહાવિદેહ એ ત્રણ ક્ષેત્ર જબુદ્વીપ મધ્યે છે એવા બે ભરત, બે ઐરવત ને બે મહાવિદેહ એ ૬ ક્ષેત્ર ઘાતકીખડ દ્વીપ મધ્યે છે ને તેવાજ બીજા ૬ ક્ષેત્ર અર્ધ પુષ્કરદ્વીપ મધ્યે છે એમ પદર ક્ષેત્ર છે) તેના સક્ષેપે બે ભેદ કહ્યા છે એક વર્મ જાણે તે આર્ય ને બીજા ધર્મ ન જાણે તે અનાર્ય (મ્લેચ્છ)

**પ્રશ્ન**—હે ભગવત, મ્લેચ્છ (અનાર્ય) મનુષ્યના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના અનેક ભેદ છે, સક દેશ યવન દેશ, ચિલાયત દેશ, સબર દેશ બબ્બર દેશ, મરૂડ દેશ ભગદ દેશ, ત્રિશગ દેશ એ પ્રીદેશ કુનમ દેશ ગોડદેશ સિહલ દેશ પારશ દેશ ગોધ દેશ, મન દેશ વિમલ દેશ પુલિંદ દેશ હારોષ દેશ પચ દેશ કણક દેશ ગધહાર દેશ, પહિલી દેશ લનિન દેશ અજન દેશ રોમ દેશ, પામ દેશ, પઉશ દેશ, ઘ્ય દેશ, બધુ દેશ, સુયલી દેશ કુકણ દેશ મેવદેશ, પલ્હવ દેશ, માલવ દેશ, મગર દેશ આભાસિક દેશ, નક દેશ, ચીન દેશ, લસીન દેશ, ખસ દેશ ઘાતી દેશ

નેહર દેશ, મેઢ દેશ, ટોખીન દેશ, ગન દેશ, પયોરા દેશ, કેન્કેત દેશ, અષ્ઠકે દેશ, હુન દેશ, ભ ઝ દેશ, મરૂ દેશ, સાવી દેશ, સિવર દેશ, ચાગ દેશ, ઇત્યાદિક અનેક ભેદ મલેચ્છ અનાર્ય મનુષ્યના છે

**પ્રશ્ન**—હે ભગવંત, આર્ય મનુષ્યના કેટના ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે એક રૂધિવંત આર્ય મનુષ્ય ૧, ને બીજા અરૂધિવંત આર્ય મનુષ્ય ૨

**પ્રશ્ન**—હે ભગવંત, રૂધિવંત આર્ય મનુષ્યના કેટના ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના છ ભેદ છે અરિહંત ૧, ચક્રવર્તિ ૨, બળદેવ ૩, વાસુદેવ ૪, ચારણ ૫, ને વિદ્યાધર ૬

**પ્રશ્ન**—હે ભગવંત, અરૂધિવંત આર્ય મનુષ્યના કેટલા ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના નવ ભેદ છે ક્ષેત્ર આર્ય (તિર્થંકરાદિક જ્યા ઉપજે તે) ૧, જાતી આર્ય (પુજવા યોગ્ય હોય તે) ૨, કુલ આર્ય (ઉત્તમ કુળ હોય તે) ૩, કર્મ આર્ય (દયા સહીત કાર્ય કરે તે) ૪, સિલ્પાર્ય (કળાવાર્ય) ૫, ભાષા આર્ય (જેના બોલવામા ડહાપણ હોય તે) ૬, નાણ આર્ય (શાસ્ત્રે વિષે ડાહ્યા હોય તે) ૭, દરશન આર્ય (સમકિતવંત) ૮, ને ચરિત આર્ય (ચારિત્રવંત હોય તે) ૯

**પ્રશ્ન**—હે ભગવંત, પ્રથમ ક્ષેત્ર આર્યના કેટના ભેદ છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેના સાડી પચીશ ભેદ છે મગધ દેશ-મુખ્ય શહેર રાજગ્રહી નગરી૧, અંગ દેશ-મુખ્ય શહેર ચંપાનગરી ૨, વંક દેશ-મુખ્ય શહેર તામલિપ્ત ૩, કલિંગ દેશ-મુખ્ય શહેર કંચનપુર ૪, કાશી દેશ-મુખ્ય શહેર વરાણશી નગરી ૫, કોશલ દેશ-મુખ્ય શહેર શાકેતપુર નગર ૬ કુરૂ દેશ-મુખ્ય શહેર ગજપુર નગર ૭, કોશાંત દેશ-મુખ્ય શહેર સૌરીપુર ૮, પંચાળ દેશ-મુખ્ય શહેર કંપીલપુર ૯ જંગલ દેશ-મુખ્ય શહેર અહિછતા નગરી ૧૦, સોરઠ દેશ-મુખ્ય શહેર દ્વારકા નગરી ૧૧, વિદેહ દેશ-મુખ્ય શહેર મિથુલા નગરી ૧૨, વચ્છ દેશ-મુખ્ય શહેર કોસંબી નગરી ૧૩ સાંડી ય દેશ-મુખ્ય શહેર નંદપુર નગર ૧૪, મલય દેશ-મુખ્ય શહેર ભદિલપુર નગર ૧૫, વૈરાટ દેશ-મુખ્ય શહેર વૈરાટપુર ૧૬, વરણ દેશ-મુખ્ય શહેર અચ્છા નગરી ૧૭, દેશાણ દેશ-મુખ્ય શહેર મૃત્તકાવતી નગરી ૧૮, વદ દેશ-મુખ્ય શહેર સોત્તિકાવતી નગરી ૧૯, સિંધુ દેશ-મુખ્ય શહેર વિભય નગરી ૨૦, સોવીર દેશ-મુખ્ય શહેર મથુરા નગરી ૨૧, સુરસેન દેશ-મુખ્ય શહેર પાવા નગરી ૨૨, ભંગ દેશ-મુખ્ય શહેર માસપુરી નગરી ૨૩, કણાલ દેશ-મુખ્ય શહેર સાવથિ નગરી ૨૪, લાટ દેશ-મુખ્ય શહેર કોડીવર્ષ નગર ૨૫, ને કેકે અર્ધ દેશ-મુખ્ય શહેર સેતંબીયા નગરી ૨૫ા (કેકે દેશમા અર્ધમા આર્ય છે ને અર્ધ દેશમા અનાર્ય છે તેથી અર્ધો દેશ લીધો છે) એ સાડી પચીશ દેશમા તિર્થંકર ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવાદિક ઉત્તમ પુરૂષોની ઉત્પત્તિ થાય છે

પ્રશ્ન—હે ભગવત, ખીજા જાતી આય્ય કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ૭ ભેદ છે અમ્બષ્ઠ નામે ૧, કલીંદ નામે ૨ વિદેહ નામે ૩ વેદગાય નામે ૪, હરિત નામે ૫ ચુચુણ નામે ૬

પ્રશ્ન—હે ભગવત ત્રીજા કુલ આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના ૭ ભેદ છે ઉગ્રકુલ ૧, ભોગકુલ ૨, રાજનુકુલ ૩, ઇક્ષાગકુલ ૪, જ્ઞાતકુલ ૫ કૌરવકુલ ૬

પ્રશ્ન—હે ભગવત, ચોથા કર્મ આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના અનેક ભેદ છે વસ્ત્રના વેપારી, સુતના વેપારી કપાસના વેપારી, સુકતાફળ (મોતી ના વેપારી, કરીયાણાના વેપારી, ખાતી પ્રમુખ, (માના, રપાના)ના વેપારી, નરવાહીન (જાતિ વિશેષ) ના વેપારી એ આદર દેઈને ઘણા પ્રકારના આર્ય વેપારી તે કર્મ આય કહીએ

પ્રશ્ન—હે ભગવત, પાચમા શીલ્પ (કળા આર્ય)ના કેટના ભેદ છે?

ઊત્તર—હે ગૌતમ તેના અનેક ભેદ છે તુણાનુ જ્ઞાન, વસ્ત્ર વણવાનું જ્ઞાન, રેશમી પટકુળ વણવાનું જ્ઞાન, દપણ વિજ્ઞાન, કાષ્ટના વિજ્ઞાન ચાખડી પ્રમુખનુ કરવુ, વળી કાષ્ટ દિકનુ જ્ઞાન (ચિત્રાદિકનુ કરવું) મુજ પાદુકાના કરનાર, ચમ્મકારિક છત્રકાર ચીત્રકાર લેહાર કોસય પાથી લખવાનું જ્ઞાન, લખવાનુજ્ઞાન, દાત વિના ઘર કરવાનું જ્ઞાન કુભકારાદિકનુ જ્ઞાન, નાટકનુ જ્ઞાન ઘરનું ચણવુ, એ આદર દેઈને તથાપ્રકારનું જ્ઞાન તે શીલ્પાર્ય કહીએ

પ્રશ્ન—હે ભગવત છઠા ભાષા આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના પણ અનેક ભેદ છે જે મનુષ્ય અર્ધ માગધિભાષા બોલે તે ભાષા આર્ય કહીએ તેના અઢાર ભેદ છે બ્રહ્મી લીપી ૧ જવનાલીપી ૨, દાષા લીપી ૩, પુરકાગી ૪ ખરોષ્ટી ૫, પુક્કર સારિકા ૬, ભોગવતિ ૭ પહારિ ૮, અત્યાક્ષરી ૯ અક્ષર પુષ્ઠીકા ૧૦ વેનતિમ ૧૧ નીમ ૧૨ આક લીપી ૧૩, ગણિત ૧૪, ગધર્વ ૧૫, આ શ ૧૬, મહેશ્વરિ ૧૭, દોમરી (પુલદી) ૧૮ એ ભાષા આર્ય કહીએ

પ્રશ્ન—હે ભગવત સાતમા નાણ (જ્ઞાન) આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ તેના પાચ ભેદ છે મતિજ્ઞાન ૧ શ્રુતજ્ઞાન ૨, અવધિજ્ઞાન ૩ મન પર્યવ જ્ઞાન ૪ ને કેવળજ્ઞાન આર્ય ૫ તે જ્ઞાન આર્ય કહીએ

પ્રશ્ન—હે ભગવત, આઠમા દર્શના આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે સરાગદર્શના આર્ય (ઉપશાત કષાય સહિત અગ્યારમા ગુણસ્થાનક સુધી) ૧, ને વીતરાગ દર્શના આર્ય (ક્ષીણ કષાય બારમા ગુણસ્થાનકના) ૨

પ્રશ્ન—હે ભગવત સરાગદર્શના આર્યના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના દશ ભેદ છે નિસગરૂચી ૧, ઉપદેશરૂચી ૨, આજ્ઞારૂચી ૩, સુત્રરૂચી ૪, બીજરૂચી ૫, અભિગમરૂચી , વિસ્તારરૂચી ૭, ક્રિયારૂચી ૮, સંક્ષેપરૂચી ૯, ને ધર્મરૂચી ૧૦

પ્રશ્ન—હે ભગવંત, નીસગરૂચી કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, જીવ ૧, અજીવ ૨, પુન્ય ૩, પાપ ૪, આશ્રવ ૫, સંવર ૬, નિર્જરા ૭ બંધ ૮, ને મોક્ષ ૯ એ નવ પદાર્થના છતા અર્થનું જાણપણું, જાતિસ્મરણાદિક જ્ઞાને કરી જાણીને યથાતથ્ય શ્રધે તે લક્ષણ, તેમજ જે વીતરાગે પદાર્થ દીઠા તે સર્વ ભાવને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી ને ભાવથી જાતિ સ્મરણાદિક જ્ઞાને કરી યથાતથ્ય જાણીને શ્રધે તે નિસર્ગરૂચી કહીએ ૧

પ્રશ્ન—હે ભગવંત, ઉપદેશરૂચી કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, પુર્વોક્ત નવ પદાર્થને કેવળી તથા છદ્મસ્થ ગુરૂયાદિકે ઉપદેશ આપે થકે યથાતથ્ય શ્રધે તે ઉપદેશરૂચી કહીએ ૨

પ્રશ્ન—હે ભગવંત, આજ્ઞારૂચી કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, રાગ, દ્વેષ, મોહ, મિથ્યાત્વાદિક જેને ગયેલા હોય એવા પુરૂષની આજ્ઞાએ પુર્વોક્ત નવ પદાર્થને જાણે શ્રધે તે ૩

પ્રશ્ન—હે ભગવંત, સુત્રરૂચી કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, આચારંગાદિક અંગ ને અંગબાહિર તે ઉત્તરાધ્યયનાદિક શાસ્ત્ર ભણે, ભણાવે તે સુત્રરૂચી કહીએ ૪

પ્રશ્ન—હે ભગવંત, બીજરૂચી તે કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, જેમ પાણીને વિષે તેલનું બીંદુ વિસ્તાર પામે, તથા જેમ એક બીજ માથી ઘણા બીજ થાય, તેમ એક જીવાદિક પદાર્થ, એક દષ્ટાંત, એક હેતુ, જાણવે કરી ઘણા પદાર્થ, ઘણા દષ્ટાંત ને ઘણા હેતુનું જાણપણું થાય તે બીજરૂચી કહીએ ૫

પ્રશ્ન—હે ભગવંત, અભિગમરૂચી તે કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ આચારંગાદિક અગ્યાર અંગ ને બારમું દ્રષ્ટિવાદ અંગ, પયન્ના, કાળિક, ઉત્કાળિકાદિક સર્વ સિદ્ધાંતના અર્થ જેણે જાણ્યા છે તે અભિગમરૂચી કહીએ ૬

પ્રશ્ન—હે ભગવંત, વિસ્તારરૂચી તે કોને કહીએ?

ઉત્તર—હે ગૌતમ, ધર્માસ્તિકાયાદિક ૬ દ્રવ્યના સર્વ ભાવ પ્રત્યક્ષાદિક સર્વ પ્રમાણના જાણપણે કરી તથા નૈગમાદિક સાત નયની વિધિએ કરી જેણે સિદ્ધાંતના ભાવ જાણ્યા પ્રતર્યે તે વિસ્તારરૂચી કહીએ ૭

પ્રશ્ન—હે ભગવંત ક્રિયારૂચી તે કોને કહીએ?

પ્રશ્ન—હે ભગવંત, ક્ષીણ કષાય વીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે છદ્મસ્ત ૧, ને કેવળ ૨

પ્રશ્ન—હે ભગવંત, છદમસ્ત ક્ષીણ કષાય વીતરાગ દર્શનાર્યના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે સ્વયબુદ્ધ ૧, ને બુદ્ધબોધિ ૨

પ્રશ્ન—હે ભગવંત, સ્વયબુદ્ધના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પ્રથમ સમયના સ્વયબુદ્ધ પ્રવર્તે છે તે ૧ ને બીજા સમયથી માંડીને અનેક સમે સ્વયબુદ્ધ થયા હોય ને પ્રવર્તે છે તે એમ જાવત્ ઉપશાન્ત કષાય વીતરાગનીપરે કહેવુ ૨

પ્રશ્ન—હે ભગવંત, બુદ્ધ બોધિના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પ્રથમ સમયના સમકતવંત તે ૧ ને બે આદિક સમયના સમકતવંત તે એમ જાવત્ ઉપશાંત કષાયની પરે કહેવુ ૨

પ્રશ્ન—હે ભગવંત, કેવળીના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે સજોગી કેવળી (તેરમા ગુણ સ્થાનકવાળા) ૧ ને અજોગી કેવળી (ચઉદમા ગુણુસ્થાનકવાળા) ૨

પ્રશ્ન—હે ભગવંત, સજોગી કેવળીના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પહેલે સમયે કેવળ જ્ઞાન થયુ ને પ્રવર્તે છે તે ૧ ને બે આદિક સમયે કેવળજ્ઞાન ઉપનુ ને પ્રવર્ત તે, એમ જાવત્ ઉપશાન્ત કષાયની પરે કહેવુ ૨

પ્રશ્ન—હે ભગવંત, અજોગી કેવળીના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પહેલા સમયના અજોગી કેવળી ૧, ને બે આદિક સમયના અજોગી કેવળી એમ જાવત્ ઉપશાન્ત કષાયની પરે કહેવુ ૨

પ્રશ્ન—હે ભગવંત, ચારિત્ર આર્યના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે, સરાગ ચારિત્ર ૧, ને વીતરાગ ચારિત્ર ૨

પ્રશ્ન—હે ભગવંત, સરાગ ચારિત્રના કેટના ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ તેના બે ભેદ છે સુક્ષ્મ સંપરાય સરાગ ચારિત્ર ૧ ને બાદર સંપરાય સરાગ ચારિત્ર ૨

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ સંપરાય સરાગ ચારિત્રના કેટલા ભેદ છે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે પ્રથમ સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર ૧, ને બે આદિક સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર, અથવા છેલ્લા સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર, અથવા છેલ્લેથી પહેલા સમયના સુક્ષ્મ સંપરાય ચારિત્ર ૨ તથા વળી સુક્ષ્મ સંપરાય

**પ્રશ્ન**—હે ભગવંત, છેદોપસ્થાપનીય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, અતિચાર સહીત, તે મૂળગુણ ઉત્તરગુણમા દોષ લાગે ને બીજી દિક્ષા આપે તે ૧, ને બીજો ભેદ અતિચાર રહિત, તે વ્રત પચખાણમા દોષ લાગેલ ન હોય ને બીજી દિક્ષા આપે તે જેમ પાર્શ્વનાથ સ્વામિના સાસનના સાધુને મહાવિર સ્વામીએ બીજી દિક્ષા આપી તેમ તથા નવ દિક્ષિતને પહેલી દિક્ષાએ સામાયક ચારિત્ર આપી, પછી બીજી દિક્ષા સાત દિવસે, ચાર માસે કે ૬ માસે બીજી દિક્ષા આપે તે ૨

**પ્રશ્ન**—હે ભગવંત, પરિહાર વિશુદ્ધ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે તેમા પહેલુ જે ચાર જણા પરિહારવિશુદ્ધ ચારિત્રના વેહેનારા એ કલ્પમા પ્રવર્તતા હોય તેનુ ચારિત્ર તે નિર્વિશમાનસિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવુ ૧ ને બીજુ જે ચાર જણ તેના અનુચારી હોય તેને નિર્વિષ્ટ કાયિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવુ ૨ તે એવી રીતે કે નવ જણાનો ગચ્છ જુદો નીકળે તે તિર્થંકર પાસે અથવા પુર્વે જેણે તિર્થંકર પાસેથી એ ચારિત્ર અંગીકાર કરેલ હોય તેની પાસે એ ચારિત્ર અંગીકાર કરે હવે તે નવ સાધુમા ચાર જણ પરિહારી એટલે તપના કરનારા થાય તે નિર્વિશમાનસિક જાણવા અને ચાર તેના વૈયાવચ્ચના કરનાર થાય તે નિર્વિષ્ટકાયિક જાણવા તથા એકને વાચનાચાર્ય ગુરૂસ્થાનકે ઠરાવે પછી તે ચાર પરિહારી ૬ માસ સુધી તપ કરે, તેમા ઉષ્ણકાળે જઘન્યથી એક ઉપવાસ, મધ્યમથી છઠ ને ઉત્કૃષ્ટથી અઠમ તપ કરે, ને શિતકાળે જઘન્યથી છઠ, મધ્યમથી અઠમ ને ઉત્કૃષ્ટથી ચાર ઉપવાસ તથા વર્ષાકાળે જઘન્યથી અઠમ, મધ્યમથી ચાર ઉપવાસ ને ઉત્કૃષ્ટથી પાંચ ઉપવાસ કરે પારણે આંબીલ કરે એમ ૬ મહિના તપ કરે, તે પછી ફરી ચાર તપસ્યાના કરનાર તે વૈયાવચ્ચીયા થાય ને વૈયાવચ્ચીયા તપ કરનાર થાય તે પણ ૬ માસ લગે તપ કરે ત્યારપછી ગુરૂ વાચનાચાર્ય ૬ માસ લગી તપસ્યા કરે ને આઠ સાધુ ગુરૂની વૈયાવચ્ચ વ્યાખ્યાન કરે એમ અઢાર માસે તપ સંપૂર્ણ થાય ૨ તથા વળી બીજે પ્રકારે પણ બે ભેદ—તે એક ઉપર પ્રમાણે તપ પુરો કર્યા પછી ગચ્છમા આવે ૧ ને બીજો ભેદ ગચ્છમા આવે નહીં ને જીનકલ્પ આદરે ૨ (પરિહારવિશુદ્ધ ચારિત્ર વજ્રઋષભનારાચ સંઘયણનો ધણી, ત્રીજા ચોથા આરાનો જનમેલો, જઘન્ય નવમા પુર્વની ત્રીજી આચાર વસ્તુનો જાણ હોય તે આદરે તેમજ પહેલા છેલા તિર્થંકરના વારે હોય)

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મસંપરાય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે એક ઉપશમ કે ક્ષપક શ્રેણિએ ચઢતાને વિશુદ્ધ માનસિક હોય ૧, ને બીજો ઉપશમ શ્રેણીથી પડતાને સંક્લીષ્ટ માનસિક હોય ૨ (ઉપસમીકને એ ચારિત્ર આખા સંસારમા પાંચ વાર ને એક ભવમા બે વાર આવે)

**પ્રશ્ન**—હે ભગવંત, યથાખ્યાત ચારિત્રના કેટલા ભેદ છે?

**પ્રશ્ન**—હે ભગવંત, છેદોપસ્થાપનીય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, અતિચાર સહીત, તે મૂળગુણ ઉત્તરગુણમાં દોષ લાગે ને બીજી દિક્ષા આપે તે ૧, ને બીજો ભેદ અતિચાર રહિત તે વ્રત પચખાણમા દોષ લાગેલ ન હોય ને બીજી દિક્ષા આપે તે જેમ પાર્શ્વનાથ સ્વામિના સાસનના સાધુને મહાવિર સ્વામીએ બીજી દિક્ષા આપી તેમ તથા નવ દિક્ષિતને પહેલી દિક્ષાએ સામાયક ચારિત્ર આપી, પછી બીજી દિક્ષા સાત દિવસે, ચાર માસે કે છ માસે બીજી દિક્ષા આપે તે ૨

**પ્રશ્ન**—હે ભગવંત, પરિહાર વિશુદ્ધ ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે તેમા પહેલુ જે ચાર જણ પરિહારવિશુદ્ધ ચારિત્રના વેહેનારા એ કલ્પમા પ્રવર્તતા હોય તેનુ ચારિત્ર તે નિર્વિશમાનમિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવુ ૧ ને બીજું જે ચાર જણ તેના અનુચારી હોય તેને નિર્વિષ્ટ કાયિક પરિહાર વિશુદ્ધક ચારિત્ર જાણવુ ૨ તે એવી રીતે કે નવ જણાનો ગચ્છ જુદો થઈને તે તિર્થંકર પાસે અથવા પૂર્વે જેણે તિર્થંકર પાસેથી એ ચારિત્ર અંગીકાર કરેલ હોય તેની પાસે એ ચારિત્ર અંગીકાર કરે હવે તે નવ સાધુમા ચાર જણ પરિહાર એટલે તપના કરનારા થાય તે નિર્વિશમાનમિક જાણવા અને ચાર તેના વૈયાવચ્ચના કરનારા થાય તે નિર્વિષ્ટકાયિક જાણવા તથા એકને વાચનાચાર્ય ગુરૂસ્થાનકે ઠરાવે પછી તે ચાર પરિહારક છ માસ સુધી તપ કરે, તેમા ઉષ્ણકાળે જઘન્યથી એક ઉપવાશ, મધ્યમથી છઠ ને ઉત્કૃષ્ટથી અઠમ તપ કરે, ને શિતકાળે જઘન્યથી છઠ, મધ્યમથી અઠમ ને ઉત્કૃષ્ટથી ચાર ઉપવાસ તથા વર્ષાકાળે જઘન્યથી અઠમ, મધ્યમથી ચાર ઉપવાસ ને ઉત્કૃષ્ટથી પાંચ ઉપવાસ કરે પારણે આંબીલ કરે એમ છ મહિના તપ કરે, તે પછી ફરી ચાર તપસ્યાના કરનાર તે વૈયાવચ્ચીયા થાય ને વૈયાવચ્ચીયા તપ કરનાર થાય તે પણ છ માસ લગે તપ કરે ત્યારપછી ગુરૂ વાચનાચાર્ય છ માસ લગી તપસ્યા કરે ને આઠ સાધુ ગુરૂની વૈયાવચ્ચ વ્યાખ્યાન કરે એમ અઢાર માસે તપ સંપૂર્ણ થાય તથા વળી બીજે પ્રકારે પણ બે ભેદ-તે એક ઉપર પ્રમાણે તપ પુરો કર્યા પછી ગચ્છમા આવે ૧ ને બીજો ભેદ ગચ્છમા આવે નહીં ને જીન કલ્પ આદરે ૨ (પરિહારવિશુદ્ધ ચારિત્ર વજ્રઋષભનારાચ સંઘયણનો ધણી, ત્રીજા ચોથા આરાનો જન્મેલો, જઘન્ય નવમા પુર્વની ત્રીજી આચાર વસ્તુનો જાણ હોય તે આદરે, તેમજ પહેલા છેલા તિર્થંકરના વારે હોય)

**પ્રશ્ન**—હે ભગવંત, સુક્ષ્મસંપરાય ચારિત્રના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે એક ઉપશમ કે ક્ષપક શ્રેણીએ ચડતાને વિશુદ્ધ માનસિક હોય ૧, ને બીજો ઉપશમ શ્રેણીથી પડતાને સંક્લીષ્ટ માનસિક હોય ૨ (ઉપસમીકને એ ચારિત્ર આખા સંસારમા પાંચ વાર ને એક ભવમા બે વાર આવે)

**પ્રશ્ન**—હે ભગવંત, યથાખ્યાત ચારિત્રના કેટલા ભેદ છે?

**પ્રશ્ન**—હે ભગવત, ચમરેંદ્ર અસુરનો ઇંદ્ર, અસુરનો રાજા, તેની માહીની પરખદાએ કેટલા હજાર દેવતા છે? મધ્ય પરખદાએ કેટલા હજાર દેવતા છે? ને બાહીરલી પરખદાએ કેટલા હજાર દેવતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્રને માહીની પરખદાએ ચોવીશ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ અઠાવીશ હજાર દેવતા છે ને બાહીરલી પરખદાએ બત્રીશ હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવત, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુર રાજાની માહીની પરખદાએ કેટલી સો દેવાંગના છે, મધ્ય પરખદાએ કેટલી સો દેવાંગના છે ને બાહીરની પરખદાએ કેટલી સો દેવાંગના છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરનો રાજાની માહીની પરખદાએ સાડા ત્રણસો દેવાંગના છે, મધ્ય પરખદાએ ત્રણસો દેવાંગના છે ને બાહીરલી પરખદાએ અઢીસો દેવાંગના છે

**પ્રશ્ન**—હે ભગવત, ચમરેંદ્ર અસુરનો ઇંદ્ર અસુરનો રાજા તેના માહની પરખદાના દેવતાનુ કેટલું આવખુ છે, મધ્ય પરખદાના દેવતાનુ કેટલું આવખુ છે ને બાહીરની પરખદાના દેવતાનું કેટલું આવખુ છે? તેમજ વળી તેની માહીની પરખદાની દેવાંગનાનુ કેટલુ આવખુ છે, મધ્ય પરખદાની દેવાંગનાનુ કેટલુ આવખુ છે ને બાહીરલી પરખદાની દેવાંગનાનુ કેટલુ આવખુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્રના માહીની પરખદાના દેવતાનુ અઢી પલ્યોપમનુ આવખુ છે મધ્ય પરખદાના દેવતાનુ બે પલ્યોપમનુ આવખુ છે ને બાહીરની પરખદાના દેવતાનુ દોઢ પલ્યોપમનુ આવખુ છે તેમજ વળી માહની પરખદાની દેવાંગનાનુ દોઢ પલ્યોપમનુ આવખુ છે, મધ્ય પરખદાની દેવાંગનાનુ એક પલ્યોપમનુ આવખુ છે ને બાહીરલી પરખદાની દેવાંગનાનુ અર્ધ પલ્યોપમનુ આવખુ છે

**પ્રશ્ન**—હે ભગવત, તે ચમરેંદ્ર અસુરેંદ્રની ત્રણ પરખદા છે તે સમીતા ૧, ચંડા ૨, ને જાયા ૩, તેમા વળી માહીની સમીતા, મધ્યની ચંડા ને બાહીરલી જાયા એમ શે કારણે કહેવાણું?

**ઉત્તર**—હે ગૌતમ, ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરના રાજાની માહીની પરખદાના દેવતા તેડ્યા આવે પણ અણતેડ્યા ન આવે મધ્ય પરખદાના દેવતા તેડ્યા પણ આવે ને અણ તેડ્યા પણ આવે ને બાહીરની પરખદાના દેવતા અણ તેડ્યા આવે ને અણ મોકલ્યા જાય વળી બીજે કારણે પણ હે ગૌતમ ચમરેંદ્ર અસુરેંદ્ર અસુરનો રાજા ઘણા ઉત્તમ તથા મધ્ય કાર્ય તથા પોતાની રાજધાનીને કાર્ય ઇત્યાદિક કાર્ય ઉપને થકે માહેલી પરખદાના દેવતા સાથે ઉત્તમને કર્યું પ્રમુખ પુછના થકાં વિચરે છે ને મધ્ય પરખદાના દેવતા સાથે સક્ષેપે રહસ્ય વાત કરે જે અમે એ વાત એમ કરશું પણ વિસ્તારપણે વાત કરે નહીં ને બાહીરલી પરખદાના દેવતા સાથે પુર્ણ વાતનો લેશ માત્ર કહી હુકમ કરે જે એ કામ અવશ્ય ... હુકમ કરજે તે માટે હે ગૌતમ એમ કહીએ ... રેંદ્ર

## ૫૫. જ્યોતિષિ દેવતાનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, જ્યોતિષિ દેવતાના વિમાન કયા છે, ને જ્યોતિષી દેવતા કયા વસે છે?

**ઉતર**—હે ગૌતમ, અસખ્યાતા દ્વીપ સમુદ્ર ઉપરે ને એ રત્નપ્રભા પૃથ્વીએ ઘણુ સમ મનોહર ભૂમિ ભાગ તે મેરૂ પર્વતના મુળ મધ્યે અષ્ટ પ્રદેશી ગોસ્તનાકારે રૂચક છે તે સમ ભૂમિતળ જાણવુ ત્યાથી સાતસેને નેવુ જોજન ઉંચા જઈએ ત્યા એકસો ને દશ જોજનને જાડપણે જ્યોતિષિ દેવતાના ત્રીજા અસખ્યાતા જ્યોતિષિ વિમાન અસખ્યાતા લાખ છે એમ અનંતા તિર્થંકરે કહ્યુ છે વળી તે વિમાન અર્ધ કાંઠના ફળને સસ્થાને છે એનો વર્ણન પનવણા સૂત્રના ઠાણુપદથી જાણવો જાવત્ ચદ્રમા ને સૂર્ય એ બે ત્યા જ્યોતિષિના ઇંદ્ર જ્યોતિષિના રાજા વસે છે તે મોટી રૂધીના ધણી જાવત્ સુખમય વિચરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સૂર્યનામા જ્યોતિષિનો ઇંદ્ર જ્યોતિષિનો રાજા તેને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા છે તુમા ૧, તૂટિતા ૨, ને પચા ૩, તેમા વળી માહીલી તુમા, મધ્યની તૂટિતા ને બાહીરલી પરખદા પચા

શેષ અધિકાર ૫ ખદામાન પ્રમુખ ને આનખા પ્રમુખ વાણવ્યતરના કાળેદ્રના સરખો જાણવો ને પરખદાના અર્થ પ્રમુખનો અધિકાર ભવનપતિના ચમરેદ્રના સરખો જાણવો તેમજ ચદ્રમાને પણ એમજ સૂર્યની પરે અધિકાર જાણવા

## ૫૬. દ્વીપ, સમુદ્રનો અધિકાર. તેમા પ્રથમ જબુદ્વીપનો અધિકાર ૧.

**પ્રશ્ન**—હે ભગવંત, કયા છે દ્વીપ, સમુદ્ર? કેટલા છે દ્વીપ સમુદ્ર? કેવડા મોટા છે દ્વીપ, સમુદ્ર? શ્યે આકારે છે દ્વીપ, સમુદ્ર? શ્યે ભાવે છે દ્વીપ, સમુદ્ર? શ્યે સ્વરૂપે છે દ્વીપ, સમુદ્ર?

**ઉતર**—હે ગૌતમ, જબુદ્વીપ આદિ દઇને અસખ્યાતા દ્વીપ છે ને લવણ સમુદ્ર આદિ દઇને અસખ્યાતા સમુદ્ર છે ગરસ્થાનથી એકજ આકારે છે ને વિસ્તારપણે અનેક પ્રકારના છે વિસ્તારપણે પ્રથમ દ્વીપથી પ્રથમ સમુદ્ર બમણો તેથી બીજો દ્વીપ બમણો તેથી બીજો સમુદ્ર બમણો એમ વિસ્તારપણે બમણાબમણા પહોળપણે છે તે મધ્યે જે સમુદ્ર છે તે કલ્લોલે કરી શોભતા છે ને દ્વીપ મધ્યે દ્રહ પ્રમુખ ઘણા છે ત્યા ઉત્પલ પદ્મ, ચદ્રવિકાસી, સૂર્યવિકાસી કમળ નલીન, શુભગ તે ગતુ કમળ, સોગધીક કમળ, પુડરીક શ્વેત કમળ, મહા પુડરીક કમળ સત (સો) પત્ર કમળ, સહસ્ર (હજાર) પત્ર કમળ પ્રમુખ શ્વેત અથવા રક્ત ફુલ અને તેની પીળી કેસર તેણે કરી સહીત છે પ્રત્યેક પ્રત્યેક દ્વીપ ને સમુદ્ર પદ્મવર વેદિકાએ સહીત છે એટલે ચોપખેર ગઢની પરે પદ્મવર વેદિકા છે વળી પ્રત્યેક પ્રત્યેક વનખડે સહીત છે એટલે વેદિકા કે વનખડ વીટી વલ્યુ છે એ તીરછાલોકે અસખ્યાતા દ્વીપ સમુદ્ર છે તે મધ્યે જબુદ્વીપ આદિ (પેહેલો) છે, ને સ્વયભૂરમણ સમુદ્ર અતે છેલો છે અહો આયુષ્યવતો તે મધ્યે આ જબુદ્વીપ નામા દ્વીપ સર્વ દ્વીપ ને સર્વ સમુદ્રમા મધ્ય ને સર્વ દ્વીપથી લઘુ છે તે જબુનો વૃતાકારે ગોળ છે (પાણીમા તેલનુ ^ તેલનુ ચક્ર ગોળ હોય પછી તે) તેલના પુડલા જેવા ગોળ હોય તેવો ગોળ છે,

છે તે માળાઓ રક્ત સુરપુના ઝુમખા છે સોનાને પ્રકરણે સહીત નાના પ્રકારના મણી ને રત્ન તેના હાર તે અર્ધહાર તેણે શોભીત સહીત છે નગારક માહોમાહે વેગળો છે તેને પુર્વ, પશ્ચિમ, દક્ષણ, ઉત્તરનો મંદ મંદ પવન વાય તેણે કરી કંપતીથકી કંપતી થકી ચળાતીથકી, લળાતીથકી, ઝબેણાટ પ્રમુખ શબ્દ કરતીથકી, શબ્દ કરતીથકી તે ઉદાર મનો ગમતાથકી ને મનને સુખના કરનાર એવા શબ્દ તેણે કરી ચોતરફ પુરતીથકી શોભાએ કરી અસત શોભતીથકી રહે છે

વળી તે પદ્મવર વેદિકાને તે તે ઠામે જ્યા ત્યા ઘણી પણ ઘણા ઘોડાના જોડના ઘણા હાથીના જોડલા, મનુષ્યના જોડના, કીન્નરનામા વ્યંતરના જોડના, કીંપુરુષનામા વ્યંતરદેવના જોડના મહોરગનામા વ્યંતરદેવના જોડના, ગાધર્વનામા વ્યંતરદેવના જોડના વૃષભના જોડના હંસાદિક, ઘણા જોડના સર્વ રત્નમય છે નિર્મળ છે સુકમાળ છે, ઘસાર્યા મસાર્યા, રજરહીત છે, નિર્મળ છે, કદમાદિકે રહીત છે, નિરપઘાત છે, કાન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીત છે, જોવા જોગ છે, દેખવા જોગ છે, મનોહર છે, પ્રતિબીંબ સમાન છે

વળી તે પદ્મવર વેદિકાને તે તે ઠામે ત્યા ત્યા ઘણા ઘોડાના રૂપની પંક્તિ, તેમજ પુરવીપરે જાવત્ પ્રતિબીંબ સમાન છે એમ ઘોડાના મૈથુનના રૂપ, એટલે ત્યા સહીત છે જાવત્ મનોહર છે

વળી તે પદ્મવર વેદિકાએ તે તે ઠેકાણે ત્યા ત્યા ઘણી પદ્મલતા, નાગલતાની લતા, એમ અશોકવૃક્ષની લતા, ચંપકવૃક્ષની લતા, આમવન પ્રમુખની લતા, વૃક્ષજાતિ અતીમુક્તક લતા, મચકુંદ લતા શ્યામ લતા પ્રમુખ નિત્યે ફુલી ફુલીથકી જાવત્ સુવીભક્ત માજરીએ કરી સહીત છે સર્વ રત્નમય છે, નિર્મળ છે, સુકમાળ છે લષ્ટ છે, ઘસાર્યા, મસાર્યા છે નિર્મળ છે, રજ રહીત નિર્મળ છે, કાદવે રહીત છે, નિરૂપમ કૃષ્ણ છાયા છે, કાન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીત છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, અભિરૂપ છે, પ્રતિરૂપ છે

વળી તે પદ્મવરવેદિકાએ તે તે ઠામે ત્યા ત્યા ઘણા ચોખાના સાથીઆ છે તે સર્વ રત્નમય છે એવી તે પદ્મવરવેદિકા છે ત્યારે ગૌતમ પુછે છે

**પ્રશ્ન**—હે ભગવત, પદ્મવરવેદિકા એહવુ નામ સ્યે અર્થે કહો છો ?

**ઉત્તર**—હે ગૌતમ, પદ્મવર વેદિકાએ ત્યા ત્યા તે તે ઠામે વેદિકાને વિષે વેદિકાના પડખાને વિષે, વેદિકાના પાટીયાના માથાને વિષે વેદિકાના પુટાતરને વિષે, થાભાને વિષે થાભાના પાસાને વિષે, થાભાને માથે થાભાના પુટાતરને વિષે ખીલીને વિષે, ખીલીના મુખને વિષે ખીલીના પાટીયાને વિષે, ખીલીના પુટાતરને વિષે ખીલીને પાસે, ખીલીના પતના બાધાને વિષે, ખીલીના પક્ષના અત્યને ઠામે ઘણા ઉત્પલ તથા પદ્મ તે સુર્યવિકાસી કમળ જાવત્ લાખ પાખડીના કમળ સર્વ રત્નમય છે નિર્મળ છે સુકમાળ છે, લષ્ટ છે (લીસા) ઘસાર્યા, મસાર્યા છે રજ રહીત છે નિર્મળ છે, કર્દમ રહીત છે નિરુપ કૃષ્ણ છાયા કાતિ સહીત છે સશ્રીક છે ઉદ્યોત સહીત છે, જોવા જોગ છે, દેખવા જોગ

નોહર છે, પ્રતિબીંબ સમાન છે મોટા વર્ષાકાળના જળ રાખવાના ઠામ તથા છત્ર તે સ ખા મોટા છ તે પદ્મવરવેદિકાને વિશે રત્નમય કમળ પ્રમુખ છે એટલા સાથે આયુષ્યવતો! તે અર્થે હે ગૌતમ, પદ્મવર વેદિ । એવુ ાામ કહીએ ડીએ, અથવા પદ્મવરવેદિમ એવુ સાસ્વતુ નામ છે

**પ્રશ્ન**—હે ભગવત તે પદ્માવર વદિમ સાસ્વતિ છ કે અસાસ્વતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે

**પ્રશ્ન**—હે ભગવત, સ્યે અર્થ એમ કહો છો જે સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે

**ઉત્તર**—હે ગૌતમ, દ્રવ્યપણે તો સાસ્વતિ છે, પણ વર્ણને પર્યાએ, ગંધને પર્યાએ, રસને પર્યાએ સ્પર્શને પર્યાએ અસાસ્વતિ છે તે અર્થે હે ગૌતમ એમ કહીએ છીએ જે સાસ્વતિ પણ છે, ને અસાસ્વતિ પણ છે

**પ્રશ્ન**—હે ભગવત, એ પદ્મવરવેદિમ કાળથકી કેટલા કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, કદાપિ એ હતી નહીં એમ નથી હમણા નથી એમ પણ નથી, ને વળી કયારેય એ નહીં હોય એમ પણ નથી અતિત કાળે હતી વર્તમાનકાળે છે ને અનાગત કાળે હોસે. ધ્રુવ છે, નિત્ય છે સાસ્વતિ છે, ક્ષય નથી, ચળતી નથી, અવસ્થીત છે એહવી તે પદ્મવર વેદિકા છે એ પદ્મવર વેદિકાનો વર્ણ કહ્યા

વળી તે જગતી ઉપરે ને પદ્મવર વેદિકાથી બાહીરે એક મોટુ વનખંડ કહ્યું છે તે દેશ ઉણા બે જોજન ચોફેર ચક્રવાળપણે પોહોળુ છે, ને જગતી સમાન ફરતુ છે તે કૃષ્ણ વર્ણે એટલે કૃષ્ણ સ્યામ એટલે કૃષ્ણજ શોભા છે એટલે લીલી શોભા છે જાવત્ અનેક ગાડા, પ્રધાન રથ, પાલખી તેહને મુકવાને ઠામે સહીત છે રમણીક છે, જોવા જોગ્ય છે, સુકમાળ છે, લષ્ટ છે, ઘૃષ્ટ છે, મૃષ્ટ છે રજરહીત છે, કર્દમ રહીત છે, નિર્મળ છે નિરૂપમ કૃષ્ણ છાયા છે, કાંતિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોતવત છે, જોવા જોગ્ય છે, દેખવા જોગ્ય છે, અભિરૂપ છે, પ્રતિરૂપ છે

વળી તે વનખંડ માહિ ઘણું સમ મનોહર ભૂમિ ભાગ છે તે જેહવો મુરજ (ઢોલ વિશેષ) તેહનો તળ, માદળનો તળો, તળાવનુ તળ, હથેળી, આરીસાનો તળ, ચંદ્રમાનો મંડળ, સુર્યનો મંડળ, ઘેટાનું ચર્મ, વૃષભનુ ચર્મ, વરાહનુ ચર્મ સીંહનુ ચર્મ વાઘનુ ચર્મ, છાગનુ ચર્મ દીપડાનુ ચર્મ (ચામડુ) તે સરખુ સમ તળ છે અનેક શકુન પ્રમાણે કીલ સહસ્ત્ર ગમે તેણે કરી સહીત એહવુ દીસે છે તે મધ્યે નક્ષત્રની શ્રેણી પ્રસેણી સ્વસ્તીક, (લક્ષણ વિશેષ) વરધમાન સપુટ મચ્છ, કચ્છ, મગરમચ્છ, પ્રમુખને લક્ષણે ઇત્યાદિક આકારે સહીત છે ફુલની શ્રેણી તથા પદ્મ પ્રમુખ તેણે કરી ભાંત શોભે છે પંચવર્ણ યુક્ત છે તે કહે છે કૃષ્ણ વર્ણ જાવત્ સ્વેત વર્ણ છે ત્યારે ગૌતમ પુછે

**પ્રશ્ન**—હે ભગવત ત્યાં જે કૃષ્ણ વર્ણ તૃણ ને મણી છે તેહનો એહવો એહવે રૂપે વર્ણ ને શોભા કહીએ? તે યથાનામે જેહવી મેઘની ઘટા, અંજણ ખંજન, કાજળ સાહી, ગળી, પાડાનો સીંગ, મહિષ પગ, (સાગ) ને ભમરો, ભમરાની, ભમરાનો સમુહ ભમરાની

પાંખ, જાબુનું ફળ, કાક (કાગડો) પક્ષી, કોયનપખી, હરતી, હાથીનો કળભ, (વીશ વરસનો હાથી તે કળભ કહીએ) કૃષ્ણ સર્પ, કાળા કેશ, કૃષ્ણવર્ણ, ફુલ વૃક્ષ, નિર્મળ આકાશનું તળ, કૃષ્ણ અશોકવૃક્ષ, કૃષ્ણ કણયર, કૃષ્ણ બંધુજીવ (એ ત્રણ વૃક્ષના ભે૦ છે) ઇસાદિક શ્યામ વર્ણ છે તે સરખો તે તૃણ ને મણીનો શ્યામ વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે કૃષ્ણ તૃણ ને મણી તેહનો એહથી અધિક શ્યામ વર્ણ મનોહર વર્ણ છે પ્રીતિકારી છે, મનોજ્ઞ છે, મનને ગમતો તેનો વર્ણ કહ્યો છે

**પ્રશ્ન**—હે ભગવંત, સા જે નીલ વર્ણ તૃણ ને મણિ છે તેહનો એહવો વર્ણ કહ્યો છે? તે યથાનામે ભૃંગો જીવ, ભૃંગાની પાંખ, નીલચાસ પક્ષી, નીલચાસની પાંખ, સુડા, સુડાની પાંખ, નીલી (ગળી) વસ્તુ (નીલ) વસ્તુનો ભેદ, નીલી વસ્તુનો સમુહ, સામો, (ધાન વિશેષ) દાતનો કાચો રંગ, (વૃક્ષ વિશેષ) વનની ઘટા પ્રમુખ, બળદેવના વસ્ત્ર, મોરની ગ્રીવા, (ડોક) પારેવાની ગ્રીવા, અળસીના ફુલ, બાણ વૃક્ષના ફુલ, (દેશ વિશેષ) અંજન કેસીકા, (વૃક્ષ વિશેષ) તેના ફુલ, નીલા કમળ નીલો અશોક વૃક્ષ, નીલો કણયર, નીલો બંધુ જીવ (નામા વૃક્ષ) ઇસાદિક નીલ વર્ણ છે તે વર્ણ સરખો તે તૃણ ને મણિનો વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહી તે નીલ તૃણ ને મણિનો એહથી અધિક વર્ણ છે મનોહર વર્ણ છે, જાવત્ સુંદર વર્ણ છે

**પ્રશ્ન**—હે ભગવંત, સા જે રાતે વર્ણ તૃણ ને મણિ છે, તેનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યો છે? તે યથા દષ્ટાંતે સસલાનું લોહી, બકરાનું લોહી, મનુષ્યનું લોહી, વરાહ તે સુયરનું લોહી, પાડાનું લોહી, તત્કાળનો ઉપજેલ બાળ અમોલો જીવ, ઉગતો સૂર્ય, સંધ્યાનો જેહવો રાતો વાન, ચણોઠીનો જેહવો અર્ધ ભાગ રાતો, જાતવંત હીંગળો જેમ રાતો, પ્રવાળા, પ્રવાળાના અંકુરા, લોહીતાક્ષ રત્ન, લાખનો રસ, કૃમીનો રંગ, (તે હીર વિશેષ,) પાટલ જાતના વૃક્ષનુ ફુલ, લાલ ફુલ, રાતો કમળ, કેશુડાના ફુલ, જાસુંનાફુલ, રાતો અશોક વૃક્ષ, રાતો કણયર, રાતો બંધુ જીવનામા વૃક્ષ, ઇસાદિક જેમ રાતે વર્ણે છે, એહવો એ તૃણ ને મણિનો રાતો વર્ણ છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે રાતા તૃણ ને મણિનો એહથી અધિક વર્ણ છે જાવત્ શુભ વર્ણ છે

**પ્રશ્ન**—હે ભગવંત, સા જે પીળા તૃણ ને મણિ છે તેનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યોછે? તે યથા દષ્ટાંતે ચંપક વૃક્ષ ચંપકની છાલ, ચંપકનો છેદ કીધે જેવો પીળો વર્ણ, હળદર, હળદરનો ભેદ હળદરની ગોળી, હરીયાળ, હરીયાળનો ભેદ, હરીયાળની ગોળી, ચિકુરનામા વસ્તુ વિશેષ તેહનીમતે વસ્ત્ર પ્રમુખે જેહવો રંગ પીળો, સુવર્ણનો જેહવો પટ પીળો, ઉત્તમ કનકનો નિઘર્ષ જેવો, સુવર્ણના વાસણ જેવો, વાસદેવના વસ્ત્ર જેહના પીળાં, સલુક વૃક્ષના જેહના પીળા ફુલ, ચાપાના ફુલ, કૃષ્માડી વૃક્ષના જેહવા પીળા ફુલ આવળ વૃક્ષના જેહના પીળા ફુલ, વિસુગ તથા ગીભટ તેહના જેહના પીળા ફુલ, સુવર્ણ

ચુચિકા નામે વનસ્પતિ તેહના જેહવા પીળા ફુલ, કોરંટ વૃક્ષના ફુલની જેહવી પીળી માળા, સુહીરન્યકા નામે વનસ્પતિ તેહના જેહવા પીળા ફુલ, બીજક નામે વનસ્પતિ તેહના જેહવા પીળા ફુલ, પીળો અશોક વૃક્ષ, પીળો કણયર, પીળો બધુ જીવ નામા વૃક્ષ. ઇત્યાદિક જેહવાં પીળા છે, તેહવો તે તૃણ ને મણિનો પીળો વર્ણ છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે પીળા તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ જાવત્ શુભ વર્ણ છે

પ્રશ્ન—હે ભગવત, સા જે શ્વેતવર્ણે તૃણ ને મણિ છે તેહનો એહવો એહવે રૂપે વર્ણ કહ્યો છે? તે યથાદ્રષ્ટાંતે અંકરત્ન, દક્ષણાવર્ત્ત શંખ, ચંદ્રમા, મચકુંદનું ફુલ, પાણીના ફુવારા, હંસપંખીની શ્રેણી, ક્રૌંચપંખીની શ્રેણી, મોતીના હારની શ્રેણી, બગલાની શ્રેણી, ચંદ્રાવળી તે નિર્મળ જળમધ્યે ચંદ્રમાના પ્રતિબીંબની શ્રેણી, શરદકાળના જેહવા મેઘ વાદળા, અગ્નીએ ધમ્યો જેહવો રૂપાનો પટ, ધોળા ચોખા તુસ રહીત, મચકુંદના ફુલનો પુંજ, મોરપીંછનો ગર્ભ, સ્વેત કમળનો પુંજ, સુકી છીવાડીનામા વૃક્ષના ફુલ, પદ્મનીકંદ, પદ્મતંતુવા, હાથીના દાંત લવંગદળ (પત્ર) પોડરીક કમળનું પત્ર, વર્ષાનું જળ, જાયના ફુલની માળા, ધોળો અશોકવૃક્ષ, ધોળો કણયર, ધોળો બધુજીવનામા વૃક્ષ, (અશોક વૃક્ષ, કણયર, ને બંધુજીવ નામા વૃક્ષ, એ ત્રણે વૃક્ષ પાંચે વર્ણ કહ્યાં છે) ઇત્યાદિકો જેમ સ્વેત વર્ણ છે તેહવો એ તૃણ ને મણિનો શ્વેતવર્ણ છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે સ્વેત તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ જાવત્ શુભ વર્ણ છે

પ્રશ્ન—હે ભગવત, તે તૃણ ને મણિ તેહનો કેહવો ગંધ કહ્યો છે?

ઉત્તર—હે ગૌતમ, તે યથાદ્રષ્ટાંતે કોઇના પડા સુગંધી પાનના પડા, ચુવાના પડા, તગરના પડા એળચીના પડા, કાંમેરાનામા દ્રવ્યના પડા, આંબાના ચંદનના પડા, કુંકમના પડા, ઉસીરના પડા, (ઉસીર તે ગીરણવૃક્ષનું મુળ જાણવું) ચંપાના ફુલના પડા, મરવાના પડા, દમણાના પડા, જાયના ફુલના પડા, જુઇના ફુલના પડા, માલતીના ફુલના પડા, નવ માલતીના ફુલના પડા, વાસંતીનામા વૃક્ષના ફુલના પડા કેતકીના ફુલના પડા, કપુરના પડા પાડળ વૃક્ષના ફુલના પડા, તેહને મંદ વાયને વિષે મુકતે થકે, પડાને ઉખેળતે થકે પડાને ભેદતે થકે, કઠ પ્રમુખ ખાડતે થકે, છેદતે થકે, ખંડોખંડ કરતે થકે સુગંધી દ્રવ્યનો સંજોગ મેળવતે થકે, ઉખેળતે થકે, પીખેરતેથકે ભોગવતેથકે બીજે દેતેથકે એક ઠામથી બીજા ઠામને વિષે મુકતે થકે મનોહર મનને ગમતો નાશીકા અને મનને સુખના કરણહાર એહવા સર્વ દીસ ચો ફેર મનોહર ગંધપ્રતે વાને (મુકે) તેવારે ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવત, તે તૃણ ને મણિનો એહવો ગંધ છે?

ઉત્તર— હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ ગંધ છે જાવત્ મનને ગમતો નિશ્ચે ગંધ કહ્યા છે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણ ને મણિનો કહવો સ્પર્શ કહ્યો છે?

ઉત્તર—હે ગૌતમ, તે યથાદૃષ્ટાંતે કહે છે મૃગચર્મ પ્રમુખ પરહનના પીંખડા, હંસના બાળક, રૂ, હંસગભરત્ન, માખણ, હંસગર્ભ સેજ્યાની તળાય સરખી, અર્કતુન, સરસનના ફુલનો સમુહ, કુણા કમળના પત્ર તેહનો સમુહ તેનો સુંવાળો સ્પર્શ હોય એમ કહેથકે ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણ ને મણિનો એહવો સ્પર્શ છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં તે તૃણ ને મણિનો એહથી અધિક વલ્લભ જાવત્ સ્પર્શ છે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણના વનો પુર્વ, પશ્ચિમ, દક્ષણ, ઉત્તરદિશ પ્રમુખના મંદ મંદ વાયરા આવતેથકે તે તૃણાદિક તે વાયરાથી કંપતેથકે, ખોભાને થકે, ચંચળ થાતેથકે, ક્ષોભના પામતેથકે, માહોમાહે ઘસાતેથકે, ઉદેરાતેથકે કેહવો સ્વર ને શબ્દ છે?

ઊત્તર—હે ગૌતમ, તે યથાદૃષ્ટાંતે સીવકા, (પાલખી) સ્યંદમાનિકા, (શીવકાવિશેષ) અથવા રથ ઇત્યાદિક છત્ર સહીત, ધ્વજા સહીત, ઘંટ સહીત, તોરણ સહીત, બાર પ્રકારના વાજીંત્ર સહીત, લઘુ ઘુઘરી ને હેમની માળા તેણેકરી ચોફેર સહીત છે હેમવંત પર્વતના મનોહર વિશીષ્ટ સુવર્ણે જડીત તીનસનામા વૃક્ષના કાષ્ટનો છે ઉત્તમ સુર્યમંડળ સમાન તેજવંત એહવે ધુસરે કરી સ્હીત છે લોહમય ભને પ્રમારે પઇડાને પાટો બાંધ્યો છે પ્રધાન ગુણે કરી સહીત તે રથને અશ્વ જોતર્યા છે વળી બુદ્ધિવંત એહવો સારથી ઘણુંજ ડાહ્યો તેણે તે અશ્વને ગ્રહ્યા છે સરમ એકમો તીરે એક તોણ થાય એહના બત્રીશ તોણે સહીન છે બગતર, ટોપે સહીન યુદ્ધરથ છે, ધનુષ સહીત બીજા પણ છત્રીશ આયુધે યુક્ત છે ઢાલ પ્રમુખ પ્રહરણે યુક્ત યોદ્ધા પુરૂષો યુદ્ધ કરવાયુક્ત તે રથને રાજાના આગણાને વિષે, અંતપુરને વિષે, મેહોલને વિષે, તથા મનોહર મણિમય ભૂમિતળને વિષે, વારવાર વેગેકરી ફેરવતેથકે, પાછા વાળતેથકે, ઉત્તમ મોટા લક્ષણોપેત અશ્વ તેહને વેગેકરી તે રથમાહેથી ઇષ્ટ મનોહર મનને ગમતા કર્ણને મન તેહને સુખના કરણહાર સર્વદિશે શબ્દ નિસરે એમ કહ્યે થકે ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણ અને મણિનો એવો શબ્દ છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં વળી બીજો દ્રષ્ટાંત કહે છે તે યથા નામે પ્રભાત સમયે વૈતાળકી વિણા તે તાલ વિના વાજે તે વિણા ગંધાર સ્વરની મુઠાએ કરીને ખોળાને વિષે ભને પ્રમારે મુકી બાવના ચંદનની વિણા તેને કોઇ કુશળ પુરૂષ અથવા સ્ત્રીએ ઝાલીને પ્રભાત કાળ સમયે હળવે હળવે સ્વર વિશેષે વગાડતે થકે, મુર્છા પ્રાપ્ત કરતે થકે, ઉદેરતેથકે ઉદાર મનને ગમતા કર્ણને મન તેને સુખના ઉપજાવણહાર સર્વ દિસે શબ્દ નીસરે, એવુ કહયે થકે વળી ગૌતમ પુછેછે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણ અને મણિનો એવો સ્વર છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં વળી ત્રીજે કહ્યાન કહ્યું છે તે યથાનામે કિંનર નામા દેવતા, કિંપુરૂષનામા દેવતા, મહોરગનામા વ્યંતરદેવતા, ગાંધર્વનામા વ્યંતર દેવતા તે દેવતા મેરૂ પર્વતના ભદ્રસાળ વનને વિષે અથવા મેરૂ પર્વતના નંદન વનને વિષે, અથવા મેરૂના સૌમનસ વનને વિષે, અથવા મેરૂના પંડગ વનને વિષે, અથવા હીમવંત પર્વત મલ્યા ચળ, મેરૂપર્વતની ગુફાને વિષે ગયા થકા, એકઠા એકઠાંમે બેઠા થકા, સમ્યકપણે કોઇ કોઇના વિખવાદ રહિત રહ્યા, પ્રમુદિત, ક્રીડંત, ક્રીડારત, હરખભરી ક્રીડા કરતા થકાં, ગીતરતી નામે ગાંધર્વ હર્ષ સહીત મનો કરી ગાયન વિષે જીતાદિક પદ કવિતાદિ ગાયને યુક્ત, પદે બંધ પદે બંધ પ્રુરયળ ગાયન કરતાં થકા, પ્રવર્ત્તતા થકા હળવે હળવે રૂડુ થકું સાત સ્વરે યુક્ત J આઠ રંગે સહીત,N છ દોષ રહીત,P અગ્યાર ગુણના અલંકાર તેણે યુક્ત,S ગીતના આઠ ગુણ તેણે યુક્તX ગુંજતો થકો વંસની નળી એટલે વાંસળી સમાન પછી પૂર્વોક્ત સ્વરૂપ ને ત્રિસ્થાન કરણશુદ્ધ એટલે ઉર શુદ્ધ ૧, કંઠશુદ્ધ ૨, શિરશુદ્ધ ૩, એ ત્રણ ઠામે શુદ્ધ મધુર સ્વરે લલીત સહીત મનોહર મૃદુ (કોમળ) સ્વરે સહીત, મનોહર પદ સંચારે શુભ શોભનીક સાંભળવે કરી સાંભળવાવાળાને આનંદ થાય, ઉત્તમ મનોહર રૂપ એવા દેવતા સંબંધી નાટક તત્કાળ ગીતનો ગાવે તે શોભનીક સાંભળવા જોગ ગાયન કરે એવું કહીયેકે વળી ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, તે તૃણ ને મણિ પ્રમુખનો એવો શબ્દ છે?

---

J ષડજ ૧, રૂષભ ૨, ગંધાર ૩, મધ્યમ ૪, પંચમ ૫, ધૈવત ૬, નિષાદ ૭, એ સાત સ્વર

N શૃંગાર પ્રમુખ સહિત

P ભીતિ નામા દોષ—તે અધીક ત્રાસવાળા મનથી બીહતા બીહતા ગાવું તે ૧ દ્રુતદોષ-ઉતાવળું ગાવું તે ૨, ઉપ્પિચ્છદોષ-આકુળ વ્યાકુળ થઇ સ્વાસ યુક્ત ઉતાવળું ગાય તે ૩, ઉતાળદોષ-તાળસ્થાન અતીક્રમીને ગાય તે, ૪, કાકસ્વરદોષ-સાનુનાસિક ગાવું (પાતળે સ્વરે ગાવું) તે ૫ અનુનાસિકદોષ-નાકમાથી સ્વર કાઢી ગાવું તે ૬, એ ૭ દોષ

S આ અલંકાર તેણે સહીત તે અલંકાર પૂર્વના અંતગત સ્વર પ્રાભૃતને વિષે સારી રીતે કહ્યા છે

X+ પૂર્ણ ગુણ—સ્વર કળાએ પૂર્ણ ગાય તે ૧ રક્તગુણ-ગાયન કરવા યોગ્ય તેના રાગથી અનુરક્તપણે ગાય તે ૨, અલંકૃત ગુણ-અન્યોન્ય સ્વર વિશેષ કરવે કરીને અલંકારની પેઠે શોભતું ગાય તે ૩ વ્યક્તગુણ-અક્ષર સ્વર સ્ફુટ કરવે કરીને વ્યક્ત પ્રગટપણે ગાય તે ૪, અવિઘુષ્ટગુણ-વિપરીત સ્વરથી બૂમાર ઘુમો બકવાદ રહીત ગાય તે ૫, મધુર ગુણ-જેમ વસંત માસે કોયલ સરખો મધુર સ્વર હોય તેમ મધુર સ્વરે ગાય તે ૬, સમ ગુણ-તાળ, વંશ સ્વરાદિકને અનુસરતું ગાય તે ૭, સુલલીતગુણ-સ્વર ઘોળણા પ્રકારે કરી લલિતપણા સહિત ગાય તે ૮, એ આઠ ગુણ

ઉતર—હે ગૌતમ, હા, એવો તે તૃણ અને મણિ પ્રમુખનો શબ્દ છે
વળી તે વનખંડને તે તે ઠામે ત્યા ત્યા ઘણી લઘુ મોટી, ચોખૂણી વાવ, ગોળ વાવ, જેમા પુષ્પ થાય તે પુષ્કરણી, ગુજાળીકા તે ઢાળ વાવ, લાબી વાવ, સરપક્તી તે એકેં લેન હોય તે, સરપક્તિઓ તે એકનું જળ બીજામા જાય અને તે બીલ પક્તિ તે કુવાની પક્તિ, તે નિમળ સ્ફટિકની પરે સુકુમાળ છે રત્નમય તેના કાઠા છે વજ્જમય તેના પાષાણ છે તેણે કરી પાચા બાધ્યા છે સુવર્ણમય તેના તળીયા છે વૈડુર્ય ને સ્ફટિક રત્ન તેના તટ છે સુવર્ણ ને રૂપામય તેની વેળુ છે સુખે પ્રવેશ કરના જોગ્ય છે સુખે ઉતરના જોગ્ય છે, નાના પ્રકારના રત્ન તેણે કરી તિથ ભીંત બાધી છે ચોખુણી છે, સમ તટ છે, અનુક્રમે નમતુ નમતુ જળનું ઠામ છે, ત્યા ગભીર શીતળ જળ છે મૃણાલ નામે કમળ તેના પત્રે કરી ઢકાણી છે ઘણા ઉત્પળ, કુમુદ, નલીણ, સુભગ, સોગધીક, પુડરીક, સત પત્ર, સહસ્ત્ર પત્રે ઇત્યાદિક કમળ તેના પત્ર ને કેસરા તેણે કરી સહીત છે ત્યા તે કમળ પ્રતે ભમરા પ્રમુખ ભોગવે છે નિમળ પાણીએ કરી તે વાવ પ્રતિપૂર્ણ ભરી છે ત્યા મચ્છ, કચ્છ પ્રમુખ ભમતા છે, ત્યા અનેક પખીના જુગળ મૈથુન ક્રીડા કરે છે એવી તે વાવ છે તે દરેક વાવ પ્રમુખ પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ કરી સહીત છે પ્રત્યેક પ્રત્યેક વનખંડે કરી સહીતછે તેમા કેટલીક વાવ પ્રમુખના પાણી ચદ્રહાસ મદીરાના સરખાછે કેટલીક વાવ પ્રમુખના વારૂણી સમુદ્રના પાણી સરખા પાણી છે તે તાડી સમાન છે કેટલીક વાવના ગો દુધ સરખા પાણી છે કેટલીક વાવના પાણી ધૃત સરખા છે કેટલીક વાવના પાણી પાણી સરખા છે કેટલીક વાવના પાણી શેલડીના રસ સરખાં છે કેટલીક વાવના પાણી અમૃત સરખા છે કેટલીક વાવના પાણી સ્વભાવીક મોતી સરખા ઉજ્વળ છે જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે નાની વાવ જાવત્ બીલ પક્તિ તે કુવા પ્રમુખ તેહને તે તે ઠામે ત્યા ત્યા ઘણા ચારે દીશે તેમા એકેકે દીશે ત્રણ ત્રણ પગથીઆં છે તે પગથીઆંનો એવો એવે રૂપે વર્ણ ને શોભા છે તે કહે છે વજ્ર રત્નની તે પગથીઆની ભૂમિછે અરીષ્ટ રત્નના પગથીઆંના મુળ છે વૈડુર્ય રત્નના થભ છે સોનાના ને રૂપાના તે પગથીયાંના પાટીઆ છે વજ્ર રત્નની તે પાટીયા વચ્ચે સધી પૂરી છે, લોહીતાક્ષ રત્નની તે પાટીયા વચ્ચે ખીલી છે નાના પ્રકારના ત્યા ઝાલવાના અવલબન છે ને અવલબનની બાહા છે તે ત્રીસોપાન (પગથીયાંને આગળે પ્રત્યેકે પ્રત્યેકે પગથીઆ પ્રત્યે તોરણ કહ્યાં છે તે તોરણ નાના પ્રકારનાં મણિ રત્નના છે તે રત્નમય થભને વિષે સનીવિષ્ટ છે એટલે બધરૂપ છે વિવિધ પ્રકારના મુક્તાફળ તેણે કરી સહીત છે વિવિધ પ્રકારના તારા જે ચદ્રિકા તેને રૂપે કરી શોભિતછે વળી તે તોરણને વિષે મૃગ, વૃષભ, અસ્વ મનુષ્ય, પખી, મગરમચ્છ, સર્પ, કિનરનામા વ્યતર, ગેડા, સીંહ ચમરીગાય, વનહસ્તી, વનલતા, પદ્મલતા ઇત્યાદિકના મનોહર રૂપ છે થભ ઉપરે વજ્જમય વેદિકા એટલે કુભી છે તેણે કરી તે તોરણ મનોહર છે તે થભનેવિષે વિદ્યાધરના જુગળ સમ શ્રણીએ સૂર્યના સહસ્ત્ર કીરણ તેથી પણ અધિક તેજવત છે સહસ્ત્રગમે રૂપે યુક્ત છે તેજે કરી દીપે છે વિશેષે તેજે કરી દેદીપમાન

છે ચક્ષુને જોવા જોગ છે સુખકારી સ્પર્શ છે સશ્રીક રૂપ છે, જોવા જોગ છે, જાવત્ મનોહર છે

* વળી તે તોરણ ઉપરે ઘણા આઠ આઠ મંગળીક કહ્યાછે સાથીઓ ૧ શ્રીવચ્છ ૨, નંદાવર્ત ૩, વર્ધમાન સપૂટ ૪, ભદ્રાસન ૫, કળસ ૬, મચ્છજુગમ ૭, ને આરીસો ૮ એ આઠે મંગળીક સર્વે રત્નમય છે નિર્મળ છે, સુકમાળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે તોરણને ઉપરે ઘણી કૃષ્ણ ચામરની ધ્વજ, નીલા ચામરની ધ્વજ, રાતા ચામરની ધ્વજ, પીળા ચામરની ધ્વજ, ધોળા ચામરની ધ્વજ નિર્મળ છે, સુકમાળ છે તે ચામરને રૂપાનો પટ છે વજ્ર રત્નના તેના દંડ છે કમળના સરખો તેનો ગંધ છે, સરૂપ જોવા જોગ છે જાવત્ મનોહર છે

વળી તે તોરણને ઉપરે ઘણા છત્ર તે ઉપર છત્ર ને વળી તે ઉપરે છત્ર છે ધ્વજ તે ઉપરે ધ્વજ છે ઘંટાના ઘણા જુગળ છે ચામરના ઘણા જુગળ છે ઘણા ઉત્પલ હસ્ત કમળના રૂપ છે જાવત્ લક્ષપત્ર કમળ હસ્ત એવા સરૂપ છે સર્વે રત્નમય છે નિર્મળ છે જાવત્ પતિરૂપ છે

વળી તે લઘુ વાવ પ્રમુખ જાવત્ કુવાની પંક્તિને વિષે તે તે ઠામે ત્યાં ત્યાં ઘણા ઉત્પાત પર્વત છે ત્યાં વ્યંતર પ્રમુખ દેવતા દેવીઓ વિચિત્ર ક્રીડા કરવા નિમીતે વૈક્રીય શરીર કરેછે (જાવત્ વૈક્રીય શરીર કરીને ક્રીડા કરે,) તે નિયતિ પર્વત જગતિ પર્વત, દારૂ પર્વત, સ્ફટીક રત્નના મંડપ, સ્ફટી ના મંચક, દગમાળ, (પ્રાસાદ વિશેષ) સ્ફટીકનામા પ્રસાદ, તે ઉંચા છે ને લાંબપણે પહોળપણે લઘુ છે વળી ત્યાં અંદોલક હીંડોળાપ્રમુખ, પક્ષાંદોલક, તે પક્ષી બેસવાના ઠામ ઇત્યાદિક સર્વે રત્નમય છે નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપછે

વળી તે ઉત્પાત પર્વતને વિષે જાવત્ પક્ષાંદોલકને વિષે ઘણા હંસને આકારે સીંહાસન છે, ક્રૌંચને આકારે સીંહાસન છે, ગરૂડને આકારે સીંહાસન છે ઉન્નતાસન નમતાસન, દીર્ઘાસન, સજ્યા પ્રમુખ ભદ્રાસન, પક્ષાસન મયુરને આકારે આસન વૃષભને આકારે આસન સીંહને આકારે આસન, પદ્મને આકારે આસન સથીયાને આકારે આસન છે તે આસન સર્વ નિર્મળ છે, સુકમાળ, લષ્ટ છે ઘૃષ્ટ છે, મૃષ્ટ છે, રજ રહીન નિર્મળ છે, રત્નમય છે કર્મ રહીન નિષ્કંપક છાયા છે કાંતિ સહીત છે સશ્રીક છે ઉદ્યોતવંત છે જોવા જોગ છે દેખવા જોગ છે, અભિરૂપ છે, પ્રતિરૂપ છે

વળી તે વનખંડને વિષે ત્યાં ત્યાં તે તે ઠામે ઘણા આલી ઠામે વનસ્પતિના ઘર, માલીનામા વનસ્પતિના ઘર કેળીના ઘર લતાના ઘર આસ્થાન ઘર પ્રેક્ષણઘર, સ્નાન કરવાના ઘર, પ્રસાધન ઘર, ગર્ભ ઘર મોહનઘર, પડસાળ ઘર, જાળીયાના ઘર, કુસુમના ઘર, ચીત્રામ સહીત ઘર, ગાયન કરવું તેના ઘર આરીસાના ઘર ઇત્યાદિક સર્વ રત્નમય છે નિર્મળ છે, સુકુમાળ છે ઘૃષ્ટ છે, મૃષ્ટ છે રજ રહીત નિર્મળ છે કર્મ રહીત છે, નિષ્કંપ છાયા છે, કાંતિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીત છે, જોવા જોગ છે દેખવા જોગ છે અભિરૂપ છે પ્રતિરૂપ છે

વળી તે આળી પ્રમુખના ઘરને વિષે, જાવત્ આદશનના ઘરો વિષે, ઘણા હસાસન છે જાવત્ દિશા સો સ્વસ્તિકાસન છે તે સર્વ રત્નમય છે જોવાયોગ્ય છે જાવત્ પ્રતિરૂપછે.

વળી તે વનખડો વિષે, તે તે ઠામે ત્યા ત્યા ઘણા જયના માડવા, જુઇના માડવા, માલતીના માડવા, નવમાલતીના માડવા, વાસતીનામા વનસ્પતિના માડવા, દધીવાસુકીનામા વનસ્પતિના માડવા, નાગરવેલીના માડવા, દ્રાખના માંડવા, નાગલતાના માડવા, અતીમુક્ત મડપ, આસ્ફોટ મડપ, નાગેરીના માડવા, સામળવૃક્ષના માડવા, નિત્યે ફુલ્યા ફુલ્યાં સર્વ રત્નમય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે જાયના માડવાને વિષે જાવત્ સામળવૃક્ષના માડવાને વિષે ઘણા પૃથ્વીમય શીલાના પટ્ટ છે તે કહે છે હસને સસ્થાને સસ્થીત છે, ક્રૌંચપખીને સસ્થાને સસ્થીત છે, ગરૂડપખીને સસ્થાને સસ્થીત છે, ઉનતાસને સસ્થીત છે, નમાસને સસ્થીત છે, દીર્ઘાસન સસ્થાને આકારે સસ્થીત છે ભદ્રાસનને સસ્થાને સસ્થીત છે, પક્ષાસનને સસ્થાને સસ્થીત છે, મગરમચ્છને સસ્થાને સસ્થીત છે, વૃષભને સસ્થાને સસ્થીત છે, સીંહાસનને સસ્થાને સસ્થીત છે, પદ્માસનને સસ્થાને સસ્થીત છે, દીશા સો સ્વસ્તિકાસનને સસ્થાને સસ્થીત છે, વળી ત્યા ઘણી ઉત્તમ સન્યા ને આસન તેહને સસ્થાને પૃથ્વીશીલાના પટ્ટ છે અહો સાધો આયુષ્યવતો! તેનો સ્પર્શ સુકમાળ છે તે જેવો મૃગચર્મ, રૂ, બુરનામા વનસ્પતિ, માખણ અર્કતુલ, તે સરખો સુકુમાળ સ્પર્શ છે તે સર્વ રત્નમય છે નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપ છે ત્યાં ઘણા વ્યતરીક દેવતા ને દેવાંગના વિશ્રામ કરે છે, સુવે છે, (શ્રી ભગવતિજી સૂત્રના પાચમા સતકમા દેવતાને નિદ્રા કહી છે) બેસે છે, પાસુ પાલટે છે, રમે છે, ઇચ્છીત સુખ ભોગવે છે ક્રીડા કરે છે, મોહ પામેછે પુવલા ભવના પુર્વલા ઉત્તમ આચરીત, ઉત્તમ મનોહર શુભ કલ્યાણકારીયા કૃતકર્મ તેહના ઉત્તમ ફળ વૃત્તિવિશેષ ભોગવતા થકા વીચરે છે એ વનખડનો વર્ણન પુરો થયો

વળી તે જગતી ઉપરે ને પદ્મવર વેદિકાને માહીલે પાસે ઇહા એક મોટો વનખડ કહ્યો છે તે વનખડ દેશેઉણા બે જોજન પહોળપણે છે ને વેદિકા સમાન ફરતો છે કૃષ્ણ છે કૃષ્ણશોભા છે તે પુર્વના વનના વર્ણન સમાન એ વનનો વર્ણન તૃણના શબ્દ રહીત જાણવો (મતનમ કે આ વનમા તેટલુ ઓછુ છે) તે વનને વિષે ઘણા વ્યતરીક દેવતા ને દેવાંગના વિશ્રામ કરે છે, શયન કરે છે, બેસે છે, ઉિધ્યા કરે છે, પાસો પાલટે છે, રમે છે, સુખ ભોગવે છે, ક્રીડા કરે છે, મોહ પામે છે પુર્વના ભવના પુર્વના શુભ આચરીત શુભ કૃતકર્મ શુભ મનોહર એહવા કર્મ તેહના ફળ વૃત્તિવિશેષ ભોગવતા થકા વિચરે છે એ જગતિનો વર્ણન પુરો થયો

## ૫૮ જબુદ્વીપના દ્વારનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવત, જબુદ્વીપ નામાદ્વીપ તેને કેટલા દ્વાર કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર દ્વાર કહ્યા છે વિજય ૧, વિજ્યત ૨, જયત ૩, ને અપરાજીત ૪ એ ચાર છે તેમા પ્રથમ વિજયદ્વારનું વર્ણન પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, જંબુદ્રીપનામા દ્વીપ તેનુ વિજયનામા દ્વાર ક્યા છે ?
ઊતર—હે ગૌતમ જંબુદ્રીપ ના મા દ્વીપ ત્યા મેરૂ પર્વત તે પુર્વદીસે પીસ્તાલીશ હજાર જોજન જાઇએ ત્યા જંબુદ્રીપનામા દ્વીપને પુર્વદીશે ને લવણ સમુદ્ર પુર્વદીશાને પશ્ચિમ દીશે શીતા મહા નદીને ઉપરે ત્યા જંબુદ્રીપ નામા દ્વીપનુ વિજયનામા દ્વાર છે તે દ્વાર આઠ જોજન ઉંચુ ઉચપણે છે, ચાર જોજન પહોળપણે છે, ને તેમજ ચાર જોજન પ્રવેશ લાંબપણે છે શ્વેત છે ઉત્તમ સુવર્ણનુ તો તેહનુ શીખર છે ત્યા હાથી, મૃગ, વ્યાળ, અશ્વ, મનુષ્ય મગર પંખી, સર્પ, કિંનરનામા વ્યંતરદેવ રૂરૂનામા જીવ, ગેંડો ચમરીગાય અષ્ટાપદ, વનલતા પદ્મલતા ઇત્યાદિક તેણે કરી ચિત્રામે કરી યુક્ત છે થંભમાથે ઉત્તમ વેદિકા (કુંભી) તેણેકરી સહીત છે મનોહર છે વિદ્યાધરના જુગળ તેહના આકાર તેણે કરી તે થંભ યુક્ત છે સ્વયના હજારોગમે કીરણ તેના તેજથી અધિક તેનું તેજ છે હજારોગમે રૂપ તેણે કરી સહીત છે, તેણેકરી દેદીપમાન દિસે છે તેણે કરી દેદીપમાન ચક્ષુને જોવા યોગ્ય છે સુખકારી સ્પર્શ છે સશ્રીક રૂપ છે વજ્રરત્નમય તેનો ભૂમિ ભાગ છે અરીઠ રત્નમય પગથીયાના મૂળ છે વૈડુર્ય રત્નમય થંભ છે સુવર્ણે કરી સહીત ઉત્તમ પંચવર્ણી મણિ રત્ન તેણે કરી તેનુ ભૂમિતળ બાંધ્યુ છે, હંસગર્ભ રત્નનો ભૂમિનો ઉંબરો બાંધ્યો છે ગોમેધ્ય રત્નના હેઠના રેનાંકછે ને ઇંદ્રકીલ છે લોહીતાક્ષ રત્નમય બારસાખ છે જ્યોતિરસ રત્નમય બારસાખના ઉપ ના ચાપણા છે વૈડુર્યે રત્નમય કપાટ (કમાડ) છે વજ્રરત્નમય માહેલી સંધી જડી છે લોહીતાક્ષ રત્નમય બે પાટીયા વચ્ચે ખીલી છે નાના મણીમય સમુગક (ચઉવારા) છે, વજ્રરત્નમય ભોગળ છે ને ભોગળનો ઠામ પણ વજ્ર રત્નમય છે વજ્રરત્નમય આવર્તન પીઠીકા ઉંબરો છે અંકરત્નમય દ્વારના બે પાસા છે આંતરા રહીત નિવડ અભંગ કમાડ છે તે દ્વારને બેઉ પાસ ચોખા એકસોના છપન નીકા ઓગલા છે (છપ્પન તીન એટલે એકસો અડસઠ) તે પાસે પણ એકસો અડસઠ ગોમાન શીયા છે નાના મણિમય સર્પના રૂપ છે લીલાએ કરી સહીત એવી બે પાસે દ્વારને પુતળી છે વજ્ર રત્નમય શીખર છે રૂપામય ઉપરલો પીઠ છે સર્વ સુવર્ણમય ચંદુઆ છે, નાના મણિમય જાળ પંજર ગવાક્ષ (ગોખ) છે મણિમય ઉપનો વંશ છે લોહીતાક્ષ રત્નમય પ્રતિવંસ છે રૂપામય ભૂમિ છે, અંકરત્નમય આ સરના થાંભા છે ને બીજા પણ થાંભા અંકરત્નમય છે જ્યોતિરસ રત્નમય નસતે નળા છે એક વેગુમ તે ખાપ (ખપેડા છે) તે પણ જ્યોતિષ રત્નમય છે રૂપામય તે ઉપરે પાટી છે સુવર્ણમય તે વચ્ચે પાતળી છોઇ છે વજ્રરત્નમય તે વચ્ચે સુંવાળ તૃણ સમાન આચ્છાદન હેતુ છે તે ઉપરે સર્વ શ્વેત રૂપામય આચ્છાદન છે અંકરત્નમય પક્ષ બાહા છે સુવર્ણના શીખર છે સુવર્ણમય તે ઉપરે થુભીકા છે શ્વેત દંતરત્ન શંખનો ઉપરલો ભાગ નિર્મળ દધીનો પીંડ ગાયનુ દધ સમુદ્રના ફીણ રૂપાના પુંજ તે સરખો ત્રોગનો પ્રકાશ છે તીલક રત્ન તથા અર્ધ ચંદ્ર તેણે કરી સહીત અનેક ચીત્રામ છે નાના પ્રકારના રત્નની માળા તેણે કરી દ્વારના મુખ શોભીત છે બાહીર ને માહે સુકુમાળ છે વળી તે ગ્રીવમધ્યે સુવર્ણની વેળુ પાથરી છે શુભ સ્પર્શ છે સશ્રીક રૂપ છે, જોવાયોગ્ય છે યાવત્ પ્રતિરૂપ છે

વળી તે વિજય નામે દ્વાર તેને બે પાસે ઓટલા છે, તેને વિષે બે બે ચંદને ચર્ચિત કળશ છે તે ચંદને ચર્ચિત કળશ ઉત્તમ કમળ ઉપરે થાપ્યા છે, સુગંધી ઉત્તમ પાણીએ કરી પ્રતિપુર્ણ ભર્યા છે વળી તે કળશને બાવના ચંદનના ખાટા ખીધા છે તેના ગળાને વિષે રક્ત સુતના દોરા બાંધ્યા છ તેને કમળના ઢાંકણા છે એ કળશ પ્રમુખ સર્વ રત્નમય છે નિર્મળ છે, સુકમાળ છે, જાવત્ પ્રતિરૂપ છે મોટા મોટા મહેંદ્ર કુંભ સમાન તે કળશ કહ્યા છે અહો સાધો આયુષ્યવંતો!

વળી તે વિજય નામે દ્વારને બે પાસે બેસવાને સ્થાનકે બે બે ગજદંત સરખા ખીલા છે તે ગજદંતે ઘણી મોતીની માળા, લંબાયમાન હેમની માળા, ગવાક્ષ (ગોખ)ને આકારે રત્નની માળા ને ઘુઘરમાળ પ્રમુખ વળગાડી છે તે ગજદંતા કાંઇક ઉંચા છે સન્મુખ નીકળ્યા છે બીજા ભીંત પ્રદેશને વિષે રૂડીપરે રહ્યા છે હેઠે સર્પના અર્ધ આકાર સમાન છે સર્પાર્ધ સંસ્થાને સંસ્થીત છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે એવા મોટા મોટા નાગદંતા હાથીના દંત સમાન કહ્યા છે અહો સાધો આયુષ્યવંતો!

વળી તે નાગદંતાને વિષે ઘણા કૃષ્ણ સુત્રે બાંધી લંબાયમાન ફુલની માળાના સમુહ વળગાડયા છે, એમ નીલા, રાતા, પીળા ને ધોળા સુત્રે બાંધી લંબાયમાન માળાએ કરી સહીત છે તે માળાને સોનાના ફુમખા છે સોનાની પાનડીએ મંડીત છે નાના મણિરત્ન વિવિધ હાર ને અર્ધહાર તેણે કરી સહીત છે જાવત્ શોભાએ કરી અત્યંત અત્યંત શોભતા થકા શોભતા થકા રહે છે

વળી તે નાગદંતા ઉપરે વળી બીજા બે બે નાગદંતા છે તે નાગદંતા મોતીની માળાએ કરી શોભીત છે તેનો વર્ણન પુર્વપરે જાણવો અહો સાધો આયુષ્યવંતો!

વળી તે નાગદંતાને વિષે ઘણા રૂપામય સીકા છે તે રૂપામય સીકાને વિષે ઘણા સશ્રી સોભાવંત વૈડુર્ય રત્નમય ધુપના કડચ્છા છે તે ધુપના કડચ્છાને વિષે કૃષ્ણાગર ઉત્તમ કુંદરૂક તેલ ધુપે કરી મઘ મઘાયમાન ગંધને ઉત્કૃષ્ટપણે કરી મનોહર છે સુગંધ ગંધે કરી ગંધવંત છે ગંધની વ્રતી ભૂત ઉદાર મનોજ્ઞ મનોહર નાશીકા અને મન તેહને સુખ ઉપજાવે એહવે ગંધે કરી પ્રદેશપ્રને સર્વ દીસે ચોફેર પુરતીથકી પુરતીથકી અત્યંત અત્યંત સોભતીથકી સોભતીથકી જાવત્ રહે છે

વળી તે વિજય નામે દ્વાર તેને બે પાસે ઓટલા છે તેને વિષે બે બે સાળભંજીકા (પુતળી) કહીછે તે પુતળી લીલાવંત ભલે પ્રકારે થાપી છે ભલે અનંકારે અલંકૃત છે નવ નવા આકારના વસ્ત્ર છે તે પુતળીએ નવ નવા પ્રકારની ફુલની માળા કંઠે પેહેરી છે મુષ્ટીએ આહ્ય છે કરી પ્રદેશ પાતળો છે જેનો શીખર સરખા સમાન સરખા વૃત્તાકારે ઉંચા પુષ્ટ સામે યુક્ત એહના તેના પયોધર છે તેના નેત્રના ખુણા રાતા છે, કાળા છે કેશ કોમળ નીર્મળ ભલા લક્ષણ સહીત પ્રશસ્ત સંવર્યો છે છેડો જેહનો એહવા મસ્તકના કેશ છે થોડોક રહ્યો અશોકવૃક્ષને આશ્રીત છે શરીર જેહનો ડાબે હાથે અશોક વૃક્ષની શાખા ગ્રહીછે થોડોક રહ્યો અર્ધ કટાક્ષ તેહની ચેષ્ટાએ કરી દેવતા પ્રમુખના મનને હરતીથકી ચક્ષુને

નિગોદવે કરી માહો માહે જાણીએ હારય કે તિ હોયતી। તે પુતળી પૃથ્વીકાયમય છે સાસ્વતે ભાવે કરી પ્રાપ્ત છે એટલે સાસ્વતી છે તેનો ચંદ્રમા સરખો મુખ છે ચંદ્રમાના સરખો મનોહર વિનાસ છે અર્ધ ચંદ્રમા સરખુ તેનુ નિલાડ (કપાળ) છે, ચંદ્રથકી અધીક ગોમ્ય દર્શન છે ઉ'કાપાતની પરે ઉદ્યોત કરતી છે મેઘની વીજળી તેહથી દે દીપમાન, સૂર્યથી પણ દે દીપમાન અધિ તર તેહનો પ્રમાશ છે સોજે શૃગાર ને આકાર તેણે કરી મનોહર વેષ છે જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે તેજે કરી અસત અત્યંત ભોભની ભોભતી થકી રહે છે

વળી તે વિજયનામે દ્વાર તેહને બે પાસે ઓટલાને વિષે બે બે જાળી કટકના (કડાના) સમુહ છે તે જાળ કટક સવ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે વિજયનામે દ્વાર તેહને બે પાસે ઓટલાને વિષે બે બે ઘંટા કહી છે તે ઘંટાનો એહવો એહવે રૂપે વર્ણન કહ્યો છે તે કહે છે જંબુનદ રત્નની ઘંટા છે વજ્ર રત્નમય લાલા (લોલક) છે નાના મણિમય ઘંટાના પાસા છે સુવર્ણમય તેની સાંકળ છે રૂપામય રાસડા છે તે ઘંટાનો ઓઘ (ગંભિર) સ્વર છે મેઘના સરખો સ્વર છે, હંસના સરખો સ્વર છે, ક્રોંચ ના સરખો સ્વર છે, બાર વાજા સામટા વાજે તે નંદીસર કહીએ તેહના સરખો સ્વર છે તેહના સરખો ઘોસ છે નીકો સ્વર છે, મીઠો ઘોષ છે ભલો સ્વર છે ભલો સ્વરનો ઘોસ છે તે સ્થાનના પ્રદેસ ઉદાર મનોજ્ઞ સ્વરે કાન ને મન તેને સુખનો કરણહાર એહવે શબ્દે જાવત્ રહે છે

વળી તે વિજયદ્વારને બે પાસે ઓટલાને વિષે બે બે વનમાળા કહી છે (વનમાળા તે જમણે પત્ર પુષ્પ, ફળ અંકુરા ને શાખા એ પાંચ એકઠા ગુંથ્યા હોય તે જાણવી) તે વનમાળા નાના પ્રકારના દ્રુમ, લતા, ટીશી, અંકુરા તેણે કરી સહીત છે ભમરા પ્રમુખ જીવે ભોગવતીથકી શોભાયમાન મનોહર છે જોવા જોગ છે જાવત્ પ્રતિરૂપ છે સાના પ્રદેશ ઉદાર જાવત્ ગંધે કરી પુરતીથકી જાવત્ રહે છે

વળી તે વિજયદ્વારને બે પાસે ઓટલાને વિષે વળી બે બે ચોખુણા ઓટલા છે તે ઓટલા ચાર જોજન લાંબ, પોહોળા છે ને બે જોજન જાડપણે છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે ચોખૂણા ઓટલા ઉપરે પ્રત્યેક પ્રત્યેક પ્રાસાદાવતસક છે તે પ્રાસાદાવતસક ચાર જોજન ઉંચા ઉંચપણે છે, બે જોજન લાંબપણે ને પોહોળપણે છે સનમુખ નીકળી સર્વ દીસે પસરી પ્રભા તેણે કરી જાણીએ મન્તિ ખળાતી રહેતી નથી? એહના આસાર છે વિવિધ પ્રકારના મણિરત્ન તેહની ભાતે કરી ચીત્રીત છે, વાયરે કરી કંપીત વિજય અને વૈજયંતી ધ્વજા છે છત્ર ને તે ઉપરે છત્ર તેણે કરી સહીત છે તે પ્રાસાદના શીખર અસત ઉંચા છે આકાશ તળને ઉલંઘે છે નાખર જેહના ભૂવનની ભાતે જાળી છે, તેહની સોભા છે ને રત્ન જડીત છે તે જેહવા કરંડીયા મધ્યે રાખ્યા હોય તે જેહના સોજે તેહવા તેજવંત ગાજેછે, અને સુવર્ણના ચાખર છે વિકસ્વર સત (સો) પત્ર તથા પુંડરીક કમળ

તથા તીલક વૃક્ષ પ્રમુખ રત્નમય તથા અર્ધચંદ્ર ઇત્યાદિકના સ્વરૂપ છે દ્વારો વિષે નાના મણિમય માળા તેણે શોભીત છે તે પ્રાસાદનું દ્વાર તે પ્રાસાદ માહે અને બાહીરે સુકમાળ છે તે પ્રાસાદના તળા સુવર્ણની વેળુ પાથરી છે સુખકારી સ્પર્શ છે સશ્રીક મનોહર રૂપ છે જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે પ્રાસાદાવતંસકને પ્રત્યેક પ્રત્યેક મધ્યે ઘણુંજ સમ મનોહર ભૂમિભાગ છે તે યથાદ્રષ્ટાંતે જેહવો મુરજનામા ઢોલ તેહનું તળુ તે સમાન સમ ભૂમિભાગ છે જાવત્ મણિએ કરી શોભીત છે તે મણિનો વર્ણ ગંધ, સ્પર્શ પુરેનીપરે જાણવો તે પ્રાસાદાવતંસક મધ્યે ચંદ્રોદય અને પદ્મલતા પ્રમુખ છે જાવત્ સામશ્રીક નામે વનસ્પતિ પ્રમુખના ચિત્રામણ છે તે સર્વ સુવર્ણમય છે, નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપ છે

વળી તે ઘણોજ સમ મનોહર ભૂમિભાગ તેહને મધ્યદેશ ભાગને વિષે પ્રત્યેક પ્રત્યેક મણિમય મણિપીઠીકા છે (ચોતરા રૂપ) તે મણિપીઠીકા એક જોજન લાંબપણે પહોળપણે છે ને અર્ધ જોજન જાડપણે છે સર્વ રત્નમય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે મણિપીઠીકા ઉપરે પ્રત્યેક પ્રત્યેક સીંહાસન છે તે સીંહાસનનો એહવો એહવે રૂપે વર્ણન કહ્યો છે તે કહે છે સુવર્ણમય તેના પાયાના હેઠના પ્રદેશ છે રૂપામય સીંહાસન છે સુવર્ણમય પાયા છે નાના રત્નમય પાયાના બંધન છે જંબુનદ રત્નમય ગાત્ર છે વજ્ર રત્નમય સંધી પુરીત છે નાના રત્નમય સીંહાસનનું તળીયું છે તે સીંહાસન હસ્તી, મૃગ, વૃષભ, જાવત્ પદ્મલતા પ્રમુખ ચિત્રામે યુક્ત છે ઉત્તમ સાર પ્રધાન મણિ રત્નની પાદપીઠ (પગથીયા) છે તે માથે કોમળ મસૂર નવનીત (માખણ) ની પરે સુકમાળ સીંહના કેશરા સમાન કોમળ એહવે વસ્ત્રે ઢાક્યુ છે તેણે કરી મનોહર છે રત્ને કરી સહીત દેવદુષ્ય વસ્ત્રે કરી ઢાક્યુ છે ભલા સારા રજસ્ત્રાણ ઉપર ઢાંકવાના આચ્છાદન વિશેષ તે જેમને, તથા રાતે વસ્ત્રે તે પાદપીઠ ભલીપરે ઢાક્યા છે શુભ રમણિક છે મૃગચર્મ, રૂઉ, બુર વનસ્પતિ વિશેષ માખણ, અર્ક તુલ તે સમાન કોમળ તેનો સ્પર્શ છે જોવા યોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે સીંહાસન ઉપરે પ્રત્યેક પ્રત્યેક વિજય દુષ્ય છે (ચંદ્રવારૂપ તે જાણવા) તે વિજયદુષ્ય શ્વેત સંખ, મચકુંદ, પાણીના બિંદુઆ, અમૃત, સમુદ્રના ફીણ ઇત્યાદિક તે સરખા શ્વેત વર્ણે છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે વિજયદુષ્યને મધ્યદેશ ભાગે પ્રત્યેક પ્રત્યેક વજ્ર રત્નમય આંકડા અંકુશરૂપ છે તે વજ્ર રત્નમય અંકુશને વિષે પ્રત્યેક પ્રત્યેક કુંભ સમાન મોટી મોતીની માળા છે તે કુંભ સમાન મોટી મોતીની માળા પાસે બીજી ચાર પુરનાથી અર્ધ સ્વરૂપે એટલે અર્ધ કુંભ સમાન મોતીની માળાએ કરી સવદીશે ચોફેર પરીક્ષીપ્ત એટલે વીંટ્યા છે તે માળો સુવર્ણના લુંબક છે સુવર્ણ પ્રતરે મંડીત શોભીત છે જાવત્ રહે છે

વળી તે પ્રાસાદાવતંસક ઉપરે ઘણા આઠ આઠ મંગળીક છે તે કહે છે સાથીયો

શ્રીવ૭ પ્રમુખ અધિકાર પુર્વપરે જાણુવો જાવત્ પ્રતપર્ત્તન જાણુવો વળી તે વિજયદ્વારને બે પાસે બે ઓગલે બે બે તોરણુ કહ્યાં છે તે તોરણુ નાના મણિ રત્નમય છે એહનો વર્ણન તેમજ પુર્વપરે આઠ આઠ મંગળીક છે તે ઉપરે છત્રા તી છત્ર છે વળી તે તોરણુ આગળે બે બે પુતળી છે તે જેમ હેઠની પુતળી વખાણી તેમ ઉપ લીપણુ જાણવી વળી તે તોરણુ આગળે બે બે નાગદતા છે તે નાગદતાને મોતીની માળા વળગાડી છે, તેમ તે નાગદતાને વિષે ઘણી કૃષ્ણ અને બાંધી ફુલની માળાના સમુહ જાવત્ રહે છે

વળી તે તોરણુને આગળે બે બે ઘોડાને આનંદે જુગમ છે જાવત્ વૃષભ જુગમ છે તે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે એમ પંક્તિ પુર્વપરે જાણવી વાત્તની પંક્તિ મોહ ઉપજાવે તેની ક્રીડાએ કરી તે સ્ત્રી સહીત સાપ છે બે બે પદ્મલતા છે જાવત્ પ્રતિરૂપ છે વળી તે તોરણુ આગળે બે બે ચોખાના સાથીયા છે તે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે વળી તે તોરણુ આગળે બે બે ચદન કળશ છે એટલે ચદને ચર્ચિત છે તે ચદન ચર્ચિત કળશ ઉત્તમ કમળ ઉપરે થાપ્યા છે તેમજ પુર્વપરે સર્વ રત્નમય છે જાવત્ પ્રતિરૂપ છે અહો સાધો આયુષ્યવતો! વળી તે તોરણુ આગળે બે બે ભૂગાર કહ્યા છે તે ઉત્તમ કમળ ઉપરે થાપ્યા છે જાવત્ સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે મોટા મોટા માતા હાથીના મુખ સમાન આકાર છે અહો સાધો આયુષ્યવતો!

વળી તે તોરણુ આગળે બે બે આરીસા છે તે આરીસાનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે તે કહેછે રાતા સુવર્ણમય આરીસાનો ઘડો છે વૈડૂર્ય રત્નમય ઝાનરાની મુઠ છે વજ્ર રત્નમય હાથો છે અનેક મણિમય ગુંખનાએ શોભીત છે અંક રત્નમય આપ છે રૂપ જોવાનુ ઠામ તે માજવે કરી નિર્મળ આપ છે તેની છાયાએ કરી સર્વ દીશે અનુબંધ સહીત છે ચંદ્ર મંડળ સરખા છે મોટા મોટા અર્ધ કાય સમાન તે આરીસા (તક્તા) કહ્યા છે અહો સાધો આયુષ્યવતો!

વળી તે તોરણુ આગળે બે બે વજ્રની નાભી સમાન થાળ છે તે થાળ નિર્મળ સ્ફટીક સમાન ત્રણ વાર છડયા સાળી મધ્યના તંદુળ મુશળે (સાબેલે) કરી ખાંડ્યા એવે તંદુળે (ચોખે) કરી ભર્યા થકા રહે છે તે ચોખા અને થાળ સર્વ જબુનદ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે મોટા મોટા રથના પૈડા સમાન તે થાળ છે અહો સાધો આયુષ્યવતો!

વળી તે તોરણુને આગળે બે બે પાત્રી કહી છે તે પાત્રી નિર્મળ પાણીએ કરી પ્રતિપૂર્ણ છે અનેક પ્રકારના પંચવર્ણના ફળે કરી પ્રતિપૂર્ણ સમાન રહે છે તે પાત્રી સર્વ રત્નમય છે જાવત્ પ્રતિરૂપ છે મોટા મોટા ગાયને ખાણ દેવાના સુડલા સમાન તે પાત્રી છે અહો સાધો આયુષ્યવતો!

વળી તે તોરણુને આગળે બે બે સુપ્રતિષ્ટક (ભાજન વિશેષ) છે તે સુપ્રતિષ્ટક અનેક

પ્રકારના ઉપગરણ તેણે કરી ભર્યા છે સમસ્ત ઓષધીએ કરી પ્રતિપૂર્ણ છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે તોરણને આગળે બે બે મનોગુલીકા પીઠીકા છે તે પીઠીકાને વિષે ઘણાં સોનામય, રૂપામય પાટીયા છે તે સોના રૂપાના પાટીયાને વિષે ઘણા વજ્રમય નાગદંતા છે તે નાગદંતાને વિષે ઘણા રૂપામય શીકા છે તે રૂપામય શીકાને વિષે ઘણા વાયરો કરવાના વીંઝણા છે તે વાયરો કરવાના વીંઝણા કૃષ્ણસૂત્રે જાવત્ શ્વેત સૂત્રે ઢાંકયા છે સર્વ વૈડુર્ય રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે તોરણને આગળે બે બે આશ્ચર્યકારી રત્નના કરંડીયા છે તે યથા દૃષ્ટાંતે રાજા ચાર દિશીનો ધણી ચક્રવર્તિ તેનો જેવો આશ્ચર્યકારી રત્નકરંડ વૈડુર્યરત્ન ને સ્ફટીક રત્નમય ઉપરલે ઢાંકણે ઢાંકયો છે પોતાની કાન્તિ ત્યાના પ્રદેશ પ્રતે સર્વ દીશે ચોકફેર બે પાસે ઉદ્યોત કરે તપે કાંતિ વધારે તેમ તે પણ આશ્ચર્યકારી રત્નના કરંડીયા છે તેના વૈડુર્યરત્નના ઢાંકણા છે પોતાની કાન્તે તે પ્રદેશપ્રતે સર્વદિસે ચોકફેર દીપાવેછે જાવત્ કાન્તિ વધારે છે

વળી તે તોરણને આગળે બે બે હયકંઠ (તે લોક ભાષાએ ઘોડલા કહીએ) જાવત્ બે બે વૃષભના કંઠને આકારે ટોડલા છે તે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે વળી તે હયકંઠને વિષે જાવત્ વૃષભકંઠને વિષે બે બે ફુલની ચંગેરી વળગાડીછે એમ માળાની ચંગેરી, ગંધની ચંગેરી, ચુર્ણની ચંગેરી, વસ્ત્રની ચંગેરી, આભરણ પ્રમુખની ચંગેરી, સરસવની ચંગેરી, પુંજણીની ચંગેરી, એ સર્વે રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે તોરણ આગળે બે બે ફુલના પુંજ જાવત્ પુંજણીના પુંજ (ઢગના) સર્વ રત્નમય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે તોરણ આગળે બે બે સીંહાસન છે તે સીંહાસનનો એહવો એહવે રૂપે વર્ણન છે એહનો વર્ણન પુર્વલીપરે જાણવો જાવત્ જોવા યોગ્ય છે પ્રતિરૂપ છે

વળી તે તોરણ આગળે બે બે રૂપામય છત્ર છે તે છત્રનો વૈડુર્ય રત્નમય નિર્મળ દંડ છે જાબુનંદ રત્નની કર્ણિકા છે વજ્ર રત્નમય સંધી પુરી છે મોતીની માળાએ ચોકફેર વ્યાપ્ત છે એક હજાર ને આઠ સુવર્ણની સીલાકા (સળી)એ નિપનો છે કુંડીને વિષે ઘાલ્યો શ્રીખંડનો વાસ તેહવો સર્વ રૂતુને વિષે સુરભી શીતળ છાયા છે જાવના ચંદન સમાન આઠ મંગળીકની ભાતે કરી ચીત્રીત છે ચંદ્રમાને આકારે વૃત્ત છે

વળી તે તોરણ આગળે બે બે ચામર છે તે ચામર નાના પ્રકારના મણિ સુવર્ણ તેને રત્ને કરી સહીત નિર્મળ બહુ મુલ્ય સુવર્ણ આશ્ચર્યકારી દંડ છે તેહના શંખ, અંક રત્ન મચકુંદ, પાણીના ફુવારા, અમૃત સમુદ્રના ફીણ ઇલાયંકના પુંજ સમાન શ્વેતવર્ણ સુક્ષ્મ રૂપામય લાંબા વાળ છે તે સર્વ રત્નમય છે [illegible]

વળી તે તોરણ આગળ બે બે ધુગધી તેલના દાબડા, કોઠા દાબડા, સુવાના દાબડા, તગરના દાબડા, હરીયાળા દાબડા, મજુમીતના દાબડા, ગોરગી દાબડા, હીંગળાના દાબડા, ગોચર અંજનના દાબડા તે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપછે

વળી તે વિજય દ્વારે દ્વાર એકસો ને આઠ ચક્રો ચીન્હ યુક્ત ધ્વજા છે, એકસો ને આઠ મગરો ચિન્હ યુક્ત ધ્વજા છે, એકસો ને આઠ ગરૂડો ચિન્હ યુક્ત ધ્વજા છે, એકસો ને આઠ નાગ વાળો ચિન્હ યુક્ત ધ્વજા છે, એકસોને આઠ પીંછો ચિન્હે યુક્ત ધ્વજા છે એકસોને આઠ છત્રો ચિન્હે યુક્ત ધ્વજા છે, એકસોને આઠ સકુની પખીને ચીન્હે યુક્ત ધ્વજા છે એકસોને આઠ સીંહો ચિન્હે યુક્ત ધ્વજા છે, એકસોને આઠ વૃષભને ચિન્હે યુક્ત ધ્વજા છે ને એકસો ને આઠ શ્વેત ચાર દાંતના હસ્તીના ચિન્હ યુક્ત ધ્વજા છે ૧૦, એમ એણી રીતે સર્વ મળી વિજયદ્વારે એક હજાર ને એંસી ધ્વજા છે એમ અનંતે તિર્થંકરે કહ્યું છે

વળી તે વિજયદ્વારની ભૂમિ કહી છે તે ભૂમિ મધ્યે સમ રમણીક ભૂમિ ભાગ છે જાવત્ મણિનો સ્પર્શ જાણવો તે ભૂમિ ઉપરે ચંદુવા છે પદ્મલતા જાવત્ શ્યામલતા તેણે કરી ભિતિ ચીત્ર ચીતરામ યુક્ત છે જાવત્ સર્વ સુવર્ણમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે તે ભૂમિના મધ્યદેશ ભાગને વિષે (એટલે પાચમી ભૂમિએ) ત્યાં એક મોટુ સીંહાસન છે તે સીંહાસનનો વર્ણન તે વિજય દુષ્યનો વર્ણન જાણવો ત્યાં અંકુશ તેડો ફુલની માળા પ્રમુખ સર્વ પુરવરે જાણવું

વળી તે સીંહાસનને વાયવ્ય ખુણે, ને ઉત્તર દીશે, ને ઈશાન ખુણે ઈહાં વિજય દેવતાના ચાર હજાર સામાનીક દેવતાના ચાર હજાર ભદ્રાસન છે તે સીંહાસનને પુર્વ દીશે જમણે પાસે ઈહા વિજય દેવતાની ચાર અગ્ર મહીષીના પરીવાર સહીત ચાર ભદ્રાસન છે તે સીંહાસનને અગ્નિખુણે ઈહા વિજય દેવતાની અભ્યંતર પરખદાના આઠ હજાર દેવતાના આઠ હજાર ભદ્રાસન છે તે સીંહાસનને દક્ષિણ દીશે વિજય દેવતાની મધ્ય પરખદાના દશ હજાર દેવતાના દશ હજાર ભદ્રાસન છે તે મુળ સીંહાસનથી નૈરૂત્ય ખુણે ઈહા વિજય દેવતાની બાહીરની પરખદાના બાર હજાર દેવતાના બાર હજાર ભદ્રાસન છે તે મૂળ સીંહાસનથી પશ્ચિમ દીશે ઈહા વિજય દેવતાના સાત કટકના ધણીના સાત ભદ્રાસન છે તે મૂળ સીંહાસનથી પુર્વ દીશે, દક્ષિણ દીશે પશ્ચિમ દીશે ને ઉત્તર દીશે ઈહા વીજય દેવતાના સોળ હજાર આતમ રક્ષક દેવતાના સોળ હજાર ભદ્રાસન છે તે વીવરીને અનુક્રમે કહેછે પુર્વ દીશે ચાર હજાર ભદ્રાસન, એમ દક્ષણે, પશ્ચિમે, જાવત ઉત્તરે ચાર હજાર ભદ્રાસન છે અનશેષ આઠ ભૂમિપ્રતે પ્રત્યેક પ્રત્યેક ભદ્રાસન કહ્યા છે

વળી તે વિજયદ્વારનો ઉપરલો ભાગ (એટલે પોળ ઉપર) સોળ પ્રકારને રત્ને કરી તે શોભીત છે તે કહે છે રત્નકરત્નાદિ ૧ વજ્ર ૨, વૈડુર્ય ૩, લોહીતાક્ષ ૪, મસારગલ્લ ૫ હંસગર્ભ , પુલક ૭, સોગંધીક ૮, જ્યોતિરસ ૯ અંક ૧૦, અંજન ૧૧, રજત

૧૨, જાતિરૂપ ૧૩, અજન પુનક, ૧૪, સ્ફટીક ૧૫, રીષ્ટ ૧૬, એ સોળ પ્રકારને રત્ને કરી સોભીત છે વળી વિજયદ્વાર ઉપરે ઘણા આઠ આઠ મગળીક છે તે કહે છે સાથીયો ૧, શ્રીવછ ૨, જાવત્ આદશ ૮, એ સર્વે મણિ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે વળી વિજયદ્વારને ઉપરે ઘણા કૃષ્ણ ચામરની ધ્વજા જાવત્ સર્વે રત્નમય છે નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપ છે વળી વિજયદ્વારને ઉપરે ઘણા છત્રાતી છત્ર પ્રમુખ સર્વે તેમજ પૂર્વ પરે જાણવા એમ કહ્યેથકે હવે ગૌતમ પુછે છે

**પ્રશ્ન**—હે ભગવત, સ્યે અર્થ વિજયદ્વાર એહવુ નામ કહોછો ?

**ઉત્તર**—હે ગૌતમ, વિજયદ્વારે વિજયનામે દેવતા મહર્ધિક મોટા કાન્તિનો ધણી જાવત્ મહાનુભાવનો ધણી પલ્યોપમને આઉખે વસે છે તે ત્યા ચાર હજાર સામાનીક દેવતા, ચાર અગ્રમહીષી (દેવાગના) પરીવાર સહીત, ત્રણ પરખદા, સાત કટક, (તે ગધર્વ ૧, નટ ૨, હય ૩, ગય ૪, રથ ૫, મહીષ ૬, પાયદળ ૭, એ સાત અણીકા) સાત કટકના ધણી, સોળ હજાર આત્મ રક્ષક દેવતા પ્રમુખ વિજયદ્વારને વિષે, વિજય રાજ્યધાનીએ બીજા પણ ઘણા વિજય રાજધાનીના રહેનાર દેવતા ને દેવાગના પ્રમુખ તેના ઠાકુરપણે જાવત્ દેવતા સબધીયા ભોગ ભોગવતોથકો વીચરે છે તે અર્થ હે ગૌતમ વિજયનામે દ્વાર એમ કહીએ છીએ વળી નિશ્ચયે હે ગૌતમ વિજયદ્વારનુ સાસ્વતુ નામ છે પણ એ વિજયદ્વારનું નામ કેણેઇ દીધુ નથી, કોઇ નામ દેતુ પણ નથી ને તેમ કોઇ નામ દેસે પણ નહીં એ સાસ્વતુ નામ છે જાવત્ અવસ્થીત છે એ વિજયનામે દ્વાર નિત્ય છે

## ૫૯ વિજયદેવતાની વિજય નામે રાજ્યધાનીનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવત, વિજય નામા દેવતાની વિજયનામા રાજ્યધાની કયા છે ?

**ઉત્તર**—હે ગૌતમ, વિજયદ્વારને પુર્વદીશે ત્રીછા અસખ્યાતા દ્વીપ, સમુદ્ર મુકીને જઇએ ત્યા બીજો જબુદ્વીપનામા દ્વીપ આવે તે મધ્યે બાર હજાર જોજન અવગાહી જઇએ ત્યા વિજયદેવતાની વિજય નામે રાજ્યધાની છે તે બાર હજાર જોજન લાબપણે, પહોળપણે છે ને સાડત્રીશ હજાર નવસે જોજન કાઇક વિશેષાધિક પરિધિપણે ફરતી છે તે રાજ્યધાની એક પ્રાકારે (ગઢે) કરી સર્વદીશે ચોફેર વીટી છે તે પ્રાકાર (ગઢ) સાડત્રીશ જોજન ને અર્ધ જોજન (સાડી સાડત્રીશ જોજન) ઉચો ઉચપણે છે મૂળમા સાડા બાર જોજન (પાઇએ) પોહોળો છે, મધ્યે સવા ૭ જોજન પોહોળો છે, ને ઉપરે ત્રણ જોજન ને અર્ધ ગાઉ પોહોળપણે છે મૂળમા વિસ્તારપણે છે, મધ્યે સાકડો છે ને ઉપરે પાતળો છે વળી બાહીરે ગોળ છે ને અદર ચોખુણો છે ગાયના પુછને સસ્થાને સસ્થીત છે સર્વ સુવર્ણમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે ગઢને નાના પ્રકારના પચ વર્ણના કોસીસા તેણે કરી સોભીત છે, તે કહે છે કૃષ્ણ જાવત્ સુક્લ વર્ણ પર્યંત કોસીસા છે ને કોસીસા અર્ધ ગાઉ લાબપણે છે, પાચસે ધનુષ પોહોળપણે છે ને દેશે ઉણુ અર્ધ ગાઉ ઉચા ઉચપણે છે તે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે વિજય રાજ્યધાનીએ એકકો દીસે સનારો સનામો દ્વાર (પ્રોળ) છે એમ અનતે તિર્થંકરે કહ્યુ છે તે દ્વાર સા ા બાસઠ જોજન ઉંચા ઉંચપણે છે, સવા એકત્રીશ જોજન પહોળપણે છે ને સવા એકત્રીસ જોજન પ્રવેશે લાંબપણે છે શ્વેત છે ઉત્તમ સુવર્ણમય શીખર છે હાથી, મૃગ ઇત્યાદિક પુરપરે જેવો વિજયદ્વાર વર્ણ વ્યો તેવો જાણવો જાવત્ તે દ્વાર મધ્યે સુવર્ણમય વેળુ પાથરી છે શુભ સ્પર્શ છે, સશ્રીક છે સરુપ જોવા જોગ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે દ્વારને બે પાસે બે ઓટલે બે બે ચંદન ચર્ચિત કળશની પરીપાટી કહી છે ઇત્યાદિક સર્વે તેમજ પુર્વપરે જાણવુ જાવત્ વનમાળા પર્યંત અધિકાર જાણવો

વળી તે દ્વારને બે પાસે બે ઓટલાની વળી બે બે ચોખુણા ઓટલા છે તે ઓટલા સવા એકત્રીશ જોજન લાંબપણે, પોહોળપણે છે ને પનર જોજન ને અઢી કોસ છે સર્વ વજ્ર રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

ચોખુણા ઓટલાને ઉપરે પ્રત્યેક પ્રત્યેક પ્રાસાદાવતંસક છે પ્રાસાદાવતંસક ન ઉંચા ઉંચપણે છે પનર જોજન ને અઢી કોસ લાંબપણે, પોહોળ વ પુરવીપરે જાણવો અંજનના દાનડા પ્રમુખ જાવત્ એટલો ય રાજધાનીના દ્વારનો એ અધિકાર જાણવો

કેક દ્વારે એકસો આઠ ચક્રાંકિત ચિહ્ને ધ્વજા છે જાવત્ યુક્ત ધ્વજા છે ૧૦ એણી રીતે સરવાળે વિજય ધ્વજા છે એમ અનતે તિર્થંકરે કહ્યુ છે

...નર સતર ભૂમિ છે તે ભૂમિએ ... મે યુક્ત છે તે ભૂમિના મધ્ય ...ણા છે તે સીંહાસનનો ... વર્ણન કહ્યો તેમ ... ઉપરલો ભાગ ... એમ સર

દેશ ભાગને વિષે હવા એક મણિમય પીઠીકા (ચોતરો) છે તે મણિપીઠીકા એક જોજન લાંબી, પહોળી છે, ને અર્ધ જોજન જાડપણે છે સર્વ રત્નમય છે, નિર્મળ છે, સુંવાળા છે, તે મણિપીઠીકાને ઉપરે એક મોટું સિંહાસન છે એમ સિંહાસનનો વર્ણ પરીવાર સહીત જાણવો તે પ્રાસાદાવતંસક ઉપરે ઘણા આઠ આઠ મંગળીક છે ધ્વજા છે, છત્રાતિ છત્ર છે વળી તે મૂળ પ્રાસાદાવતંસક પાસે બીજા ચાર મૂળ પ્રાસાદથી અર્ધ ઉંચપણે પ્રાસાદાવતંસકે સર્વ દીસે ચોફેર વ્યાપ્ત છે તે ચાર પ્રાસાદાવતંસક સાડા એકત્રીસ જોજન ઉંચા ઉંચપણે છે સાડા પનર જોજન ને અર્ધ ગાઉ લાંબા, પોહળા છે તેણે કરી દિપમાન છે તેમજ પુરવરે તે પ્રાસાદાવતંસકને મધ્યે ઘણું સમ રમણિક ભુમિ ભાગ છે ચંદ્રોદય રમણીક છે તે મધ્યે બહુ સમ રમણિક ભૂમિ ભાગ મધ્યે પ્રત્યેક પ્રત્યેક સિંહાસન કહ્યા છે તે વર્ણ કરવા જોગ છે તેનો પરીવાર સહીત ભદ્રાસન છે ત્યાં તે પ્રાસાદ ઉપરે આઠ આઠ મંગળીક છે, ધ્વજા પ્રમુખ છત્રાતિછત્ર છે વળી તે ચાર પ્રાસાદાવતંસકને પ્રત્યેકે પ્રત્યેકે બીજા વળી ચાર ચાર અર્ધ ઉંચા તે મૂળ પ્રાસાદથી ચોથે ભાગે ઉંચા એહવે પ્રાસાદાવતંસકે સર્વ દીસે ચોફેર વ્યાપ્ત છે તે સોળે પ્રાસાદાવતંસક સાડા પનર જોજન ને અર્ધ ગાઉ ઉંચા ઉંચપણે છે દેસે ઉણા આઠ જોજન લાંબા પહોળા છે અભ્યુદગત જાવત તેમજ પૂર્વ પરે જાણવા તે પ્રાસાદાવતંસક માંહી ઘણું સમ રમણિક ભૂમિ ભાગ છે ત્યાં ચંદુવા પ્રમુખનો વર્ણન પુર્વ પરે જાણવો ત્યાં ઘણુંજ સમ મનોહર ભૂમિ ભાગને વિષે મધ્ય દેશ ભાગે પ્રત્યેક પ્રત્યેક પદ્માસન કહ્યા છે તે પ્રાસાદાવતંસક ઉપરે આઠ આઠ મંગળીક છે ધ્વજા પ્રમુખ છત્રાતિછત્ર છે વળી તે સોળ પ્રાસાદાવતંસકે બીજા ચાર ચાર પ્રાસાદ અર્ધ પ્રમાણે ઉંચા તે બીજા પ્રાસાદથી આઠમે ભાગે ઉંચા એવા ચાર ચાર પ્રાસાદાવતંસકે સર્વ દીસે ચોફેર વ્યાપ્ત છે તે ચોસઠે પ્રાસાદાવતંસક દેસેઉણા આઠ જોજન ઉંચા ઉંચપણે છે દેસે ઉણા ચાર જોજન લાંબા, પહોળા છે અભ્યુદગત, ભૂમિ ભાગ છે બહુ સમ રમણિક ભૂમિ ભાગ છે, ત્યાં ચંદ્રોદયનો વર્ણન જાણવો તે પદ્મ લતા પ્રમુખના ચિત્રામ સહીત જાણવો તે પ્રાસાદાવતંસક ઉપરે ઘણા આઠ આઠ મંગળીક છે ધ્વજા છે, છત્રાતિછત્ર છે (એ પ્રકારે સર્વ મળીને પંચાશી પ્રાસાદ થાય તે એમ જે મુળ મધ્યનો ૧ એક પ્રાસાદ તે કેડે ચાર તે એકેકા કેડે વળી ચાર ચાર ત્યારે સોળ થાય વળી તે એકેકા કેડે ચાર ચાર ત્યારે ચોસઠ થાય એટલે ચોસઠ ને સોળ મેળતા એંશી તેમાં વળી પુરના ચાર મેળતા ચોરાશી ને એક મૂળ પ્રાસાદ મેળતા એ પ્રકારે પંચાશી પ્રાસાદ થાય છે)

વળી તે મૂળ પ્રાસાદાવતંસકથી ઇશાન ખૂણે ઇહાં વિજય દેવતાની સુધર્મા નામે સભા કહી છે તે સભા સાડા બાર જોજન લાંબપણે છે, સવા ૭ જોજન પોહોળપણે છે ને નવ જોજન ઉંચી ઉંચપણે છે અનેક થાંભા શત (સેંકડો) તેણે કરી સહીત છે અતિ ઉંચા થંભ ઉપરે રૂડી પરે ખોધી વજ્ર રત્નમય ઉપરની કુંભી છે ત્યાં પ્રધાન રચીત તોરણ ને પૂતળી છે સુબંધ મનોજ્ઞ સસ્થાને સસ્થીત છે ઉત્તમ વૈડુર્ય રત્નમય નિર્મળ થંભ છે ઇહાં નાના પ્રકારના રત્ન, સુવર્ણ મણિ પ્રમુખે સહીત નિર્મળ વિસ્તાર

પણે અસત ઉત્તમ નિરક આશ્ચર્યભરી મોહર એહવો કુત્રિમ તળ તે ધ તી તળ છે હાથી, મૃગ, વૃષભ, અશ્વ, મનુષ્ય, મગરમચ્છ, પખી, વ્યાળ (સર્પ) કિંનરનામા વ્યતર દેવ, ગેડા, ચમરીગાય, વનહસ્તી, પદ્મલતા, વ ાનતા પ્રમુખ ઇત્યાદિક આકારે કરી ચિત્રીત મોહર છે થભો વિષે વજ્રનની કુબી છે તેણે કરી મનોહર છે સા વિધ્યા ધરના જુગળના ચિતામણુ છે સૂર્યના હજારો કીણ તે થકી પણ અધીક તેજ છે હજારો ગમે રૂપે કરી સહીત છે તેણે કરી દેદિપમાન છે વિશેષે દેદિપમાન છે ચક્ષુને પણ જેના જોગ્ય છે શુભ સુખભરી સ્પર્શ છે મનોહર રૂપ છે સુવર્ણ, મણિ ને રત્નમય તે સભાના શીખર છે ના॥ પ્રકારની પચરંગી ધટાને ધ્વજા તેને કરી શોભાએ સમીણુ તે સભા છે અગ્ર શિખર ધોળા મરિચિ જે કીણુ તેના સમુહને મુક્તો તથા ગોશીર્ષ ચદન તથા સરસ રક્તચદન તથા દર્દર તેના પચાગુલીયે હાથના થાપા દીધા છે ચદનના કળશ જેને વિષે તથા ચદનના ઘડા તેણે ભલી રીતે કીધા જે તોરણ તે પ્રતિદ્વાર બારણાના દેશો ભાગ વિષે છે જેને તથા હેઠળ ઉપર ભૂમિ ભાગને લગતો વિસ્તારવત લાંબો પસાર્યો છે પુષ્પમાળાનો સમુહ તેો જે ઉપચાર તેણે સહિત છે તથા કાળાગુરૂ પ્રધાન જે કદરૂ પ્રમુખ તથા તુરુષ્ક એહવો જે ધૂપ તેણે મહમહાટ કરતો જે ગધ તેણે મનોહર છે તથા ગધ-વૃત્તિ છે ભુમિ ઇહા અપસરાો સમુદાય તેણે સમોહે કરી સહીત છે દેવતાના વાજીત્ર મૃદગાદિક તેહો સ્વરે કરી સહીત છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે, તે સૌધર્મિ સભાએ ત્રણ દીસે ત્રણ દ્વાર છ તેમા એક પુર્વ દિશે, ૧ દક્ષણ દિશે ૨ ને ઉત્તર દિશે ૩ છ તે દ્વાર પ્રત્યેક પ્રત્યેકે બે જોજન ઉચા ઉચપણે છે એક જોજન પહોળ પણે છે તેટલાજ પ્રવેશે છે (એટલે ભીતિનું જાડપણ જાણવું) તે દ્વાર માથે શ્વેત ઉત્તમ સુવર્ણના શીખર છે જાવત્ વનમાળા પર્યંત દ્વારનુ વર્ણન પૂર્વપરે જાણવુ

વળી તે દ્વારને આગળે પ્રત્યેક પ્રત્યેક મુખ મડપ છે તે દ્વાર મુખ મડપ સાડા બાર જોજન લાબપણે છે સાડા છ જોજન પોહોળપણે છે અને કાઇક બે જોજન ઝાઝેરા ઉચા ઉચપણે છે તે મુખ મડપ અનેક સત થભે કરી સહીત છે જાવત્ સા ચદ્રોદય ને ભુમિ ભાગનો વર્ણન પૂર્વપરે જાણવો તે મુખ માડવા ઉપરે પ્રત્યેકે પ્રત્યેકે આઠ આઠ મગળીક છે તે કહે છે સાથીઓ ૧, જાવત્ મચ્છ જુગમ ૮ વળી તે મુખ માડવા આગળે પ્રત્યેક પ્રત્યેક પ્રેક્ષાઘર માડવા છે તે પ્રેક્ષાઘર માડવા સાડા બાર જોજન લાબપણે છે જાવત્ બે જોજન ઉંચા ઉંચપણે છે જાવત્ મણિ પ્રમુખનો સ્પર્શ પૂર્વપરે જાણવો વળી તે પ્રેક્ષાઘર માડવાના મધ્યદેશ ભાગને વિષે પ્રત્યેક પ્રત્યેક ચોખુણા ચોતરા કહ્યા છે તે ચોખુણા ચોતરાો મધ્ય દેશ ભાગે પ્રત્યેક પ્રત્યેક મણિપીઠિકા કહી છે તે મણિપીઠિકા એક જોજન લાબી પહોળી છે ો અર્ધ જોજન જાડપણે છે તે મણિપીઠિકા સર્વ મણિમય છે વળી તે મણિપાઠિકા ઉપરે પ્રત્યેક પ્રત્યેક સીંહાસન કહ્યાં છે તે સીંહાસનનો વર્ણન પૂર્વપરે જાણવો જાવત્ ફુલની માળા પર્યંત પરીવાર સહીત જાણવો તે પ્રેક્ષાઘર માડવા ઉપરે આ આઠ મગળીક છે, ધ્વજા છે તે ઉપર છત્રાતિછત્ર છે

વળી તે પ્રેક્ષાઘર માં..ા આગળે ત્રણ દીસે ત્રણ મણિપીઠીકા છે તે મણિપીઠિકા બે જોજન લાંબી, પહોળી છે ને એક જોજન જાડપણે છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે મણિપીઠીકા ઉપર પ્રત્યેક પ્રત્યેક ચૈત્યથુભા કહ્યાછે તે ચૈત્યથુભા બે જોજન લાંબા, પહોળા છે ને કાઇક ઝાઝેરા બે જોજન ઉંચા ઉચપણે છે શ્વેત છે તે શંખ, અંકરત્ન, મચકુંદના ફુલ, પાણીના ફુવારા, સમુદ્રા ફીણ તેહના પુંજ સમાન શ્વેત વર્ણે છે સર્વ રત્નમય છે નિર્મળ છે જાવત્ પ્રતિરૂપ છે તે ચૈત્યથુભને ઉપરે આઠ આઠ મંગળીક છે ઘણી કૃષ્ણ ચામરની ધ્વજા છે જાવત્ છત્રાતિ છત્ર છે

વળી તે ચૈત્યથુભને ચાર દીસે પ્રત્યેક પ્રત્યેક ચાર મણિપીઠકા કહી છે તે મણિપીઠીકા એક જોજન લાંબપણે પહોળપણે છે ને અર્ધ જોજન જાડપણે છે સર્વ મણિમય છે તે મણિપીઠીકા ઉપરે પ્રત્યેક પ્રત્યેક ચાર જીન (દેવતાની) પ્રતિમા છે તે જીન (દેવતાની) કાયા પ્રમાણે છે પર્યંકાસને બેઠી છે શુભ સાહમી બેઠી છે તેહના નામ કહેછે પુર્વ દીસે રૂષભ ૧, દક્ષણ દીસે વર્ધમાન ૨ પશ્ચિમ દીસે ચંદ્રાનન ૩ ને ઉત્તર દીસે વારીસેન ૪

વળી તે ચૈત્યથુભને આગળે ત્રણ દીસે પ્રત્યેક પ્રત્યેક મણિપીઠીકા કહી છે તે મણિપીઠીકા બે જોજન લાંબપણે, પોહોળપણે છે ને એક જોજન જાડપણે છે સર્વ મણિમય છે, નિર્મળ છે સુકમાળ છે ઘૃષ્ટ છે, મૃષ્ટ છે, કદમ રહીત છે, રજ રહીત છે, જાવત્ પ્રતિરૂપ છે વળી તે મણિપીઠીકા ઉપરે પ્રત્યેક પ્રત્યેક ચૈત્ય વૃક્ષ કહ્યાછે તે ચૈત્ય વૃક્ષ આઠ જોજન ઉંચા ઉંચપણે છે, અર્ધ જોજન ભુમિ મધ્યે ઉંડા છે બે જોજન ઉંચો સ્કંધ છે, અર્ધ જોજન તે સ્કંધ જાડપણે છે, ૭ જોજનની શાખા છે, તે વૃક્ષની શાખા મધ્ય દેશ ભાગને વિષે અર્ધ જોજન જાડી છે, કાઇક ઝાઝેરા આઠ જોજન સરવાળે ઉંચપણે કહ્યા છે તે ચૈત્યવૃક્ષનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે વજ્રરત્નમય મુળ છે રૂપામય સુપ્રતિષ્ઠિત શાખા છે અરીષ્ટ રત્નમય વિસ્તિર્ણ કંદ છે વૈડુર્ય રત્નમય નિર્મળ સ્કંધ છે ઉત્તમ પ્રધાન સુવર્ણમય મુળથી વિસ્તર્ણ શાખા છે નાના મણિમય ને રત્નમય વિવિધ પ્રકારની શાખા ને પ્રતિશાખા છે વૈડુર્ય રત્નમય પત્ર છે સુવર્ણમય પાનનાં બીટ છે જંબુનદ રત્નમય રાતે વર્ણ મૃદુ (કોમળ) મનોજ્ઞ સુકમાળ ટીસી પહ્લવ છે ઉત્તમ પ્રધાન શોભતા અંકુરા છે આશ્ચર્યકારી નાના પ્રકારના મણિરત્નમય સુગંધી ફુલ ને ફળ તેણેકરી તે વૃક્ષની શાખા નમી છે છાયા સુમ્ત છે કાન્તિ સહીત છે, સશ્રીક છે, ઉદ્યોત સહીત છે અમૃત રસ સમાન સરસ તે વૃક્ષના ફળ છે અધીકપણે નયન ને મન તેહને સુખના ઉપજાવનાર છે જોવા જોગ્ય છે દેખવા જોગ છે મનોહર છે પ્રતિરૂપ છે

વળી તે ચૈત્યવૃક્ષ બીજા ઘણા તીલકવૃક્ષ, લવકવૃક્ષ, છત્રોપગવૃક્ષ સરીખવૃક્ષ, સદા સદાદિપ્તવૃક્ષ દધિવર્ણવૃક્ષ, લોદ્રવૃક્ષ, ધવવૃક્ષ, ચંદનવૃક્ષ, નીપવૃક્ષ, કુટજવૃક્ષ, કદંબવૃક્ષ, ફણસવૃક્ષ તાડવૃક્ષ તમાલવૃક્ષ પ્રીયાળવૃક્ષ પ્રીયંગુવૃક્ષ પારાપતનામાવૃક્ષ, રાજવૃક્ષ રાવણ નંદીવૃક્ષ, પ્રમુખે સર્વ દીસે ચોમેર વિંટાણા છે, વ્યાપ્ત છે ને તિલકવૃક્ષ, જાવત્ નંદીવૃક્ષ,

મૂળરત છે, કદવત છે જાવત્ સુરૂપ રમણીક છે વળી તે તિલકરક્ષ, જાવત્ નદીરૃક્ષ, બીજી ઘણી પદ્મ લતાએ કરી જાવત્ સામ લતાએ કરી સર્વ દીસે ચોફેર વ્યાસ છે, વિગણા છે તે પદ્મલતા જાવત્ શ્યામલતા નિત્યે ફળી, ફુલીથકી જાવત્ પ્રતિરૂપ છે તે ચૈત્યવૃક્ષ ઉપરે ઘણા આઠ આઠ મંગળીક છે, ધ્વજા છે છત્રા તિ છત્ર છે

વળી તે ચૈત્યવૃક્ષ આગળે ત્રણ દીસે ત્રણ મણિપીઠીકા છે તે મણિમય પીઠીકા તે ચોતરા એક જોજન લાબપણે, પોહોળપણે છે ને અર્ધ જોજન જાડપણે છે સર્વ મણિમય છે જાવત્ પ્રતિરૂપ છે વળી તે મણિપીઠીકા ઉપરે પ્રત્યેક પ્રત્યેક મહેદ્રધ્વજ છે તે મહેદ્રધ્વજ સાડાસાત જોજન ઉંચા ઉંચપણે છે અધ ગાઉ જાડપણે છે વજ્ર રત્નમય વૃત્ત નિવડ મોહન સરસ્થાને સરસ્થીત ભલે પ્રકારે લષ્ટ, ઘૃષ્ટ, મૃષ્ટ સરસ્થીત વિસીષ્ટ મનોહર છે વળી તે મહેદ્રધ્વજ અનેક ઉત્તમ પંચવર્ણિ લઘુ ધ્વજા હજારોગમે તેણે કરી સહીત છે તે મહેદ્રધ્વજ વળી મનોહર છે વાયે કરી ઉડતી વિજય ને વિજ્યતી નામે ધ્વજા ને છત્રા તિ છત્ર તેણે કરી સહીત છે ઉંચા આકાશપ્રતે ઉળધના તેહના શીખર છે તે મહેદ્રધ્વજ જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે તે મહેદ્રધ્વજને ઉપરે આઠ આઠ મંગળીક છે, ધ્વજા છે, છત્રા તિ છત્ર છે

વળી તે મહેદ્રધ્વજને આગળે ત્રણ દીસે ત્રણ નંદા પુષ્કરણી (વાવ) છે તે નંદા પુષ્કરણી સાડાબાર જોજન લાબી છે સવા છ જોજન પહોળી છે ને દશ જોજન ઉંડી છે નિર્મળ છે સુકુમાળ છે તે પુષ્પકરણીનો વરણ પુરવરે જાણવો વળી તે પુષ્પકરણી પ્રત્યેક પ્રત્યેક વેદિકા સહીત છે પ્રત્યેક પ્રત્યેક વનખંડ સહીત છે તે પદ્મવર વેદિકા ને વનખડનો વર્ણન પૂર્વપરે જાણવો જાવત્ પ્રતિરૂપ છે તે નંદા પુષ્પકરણીને પ્રત્યેક પ્રત્યેક ત્રણ દીશે ત્રણ ત્રણ પગથીયા છે તે પગથીયાનો વર્ણન ને તોરણનો વર્ણન પુર્વપરે જાણવો જાવત્ છત્રા તિ છત્ર છે

વળી તે સુધર્મા સભાએ છ હજાર મનોહર ચોખુણા ઓટલા છે તે કહે છે પુર્વ દીશે બે હજાર, પશ્ચિમ દિશે બે હજાર, દક્ષણ દીશે એક હજાર ને ઉત્તર દીશે એક હજાર તે ઓટલાને વિષે ઘણા સુવર્ણ ને રૂપામય પાટીયા છે તે સુવર્ણ રૂપામય પાટીયાને વિષે ઘણા વજ્ર રત્નમય નાગદંતા છે તે વજ્ર રત્નમય નાગદંતાને વિષે ઘણી કૃષ્ણ સુત્રે બાંધી ફુલની માળાના સમુદાય છે જાવત્ શ્વેત સુત્રે બાંધી ફુલની માળાના સમુહ છે તે માળાને રાતા સુવર્ણના ઝુમકા છે જાવત્ સા રહે છે

વળી તે સુધર્માસભાએ છ હજાર ગોમાનસીકા સજ્યારૂપ સ્થાનક લાંબા ઓટલા કહ્યા છે તે કહે છે પૂર્વદીશે બે હજાર પશ્ચિમ દીશે બે હજાર દક્ષણ દીશે એક હજાર, ને ઉત્તર દીશે એક હજાર તે ગોમાનસીમને વિષે ઘણાં સુવર્ણ ને રૂપામય પાટીયાં કહ્યાં છે જાવત્ તે વજ્રમય રતના નાગદંતાને વિષે ઘણા રૂપામય સીકા છે તે રૂપામય સીકાને વિષે ઘણી વૈડુર્ય રત્નમય ધુપઘડી છે તે ધુપઘડી કૃષ્ણાગર ઉત્તમ કુંદરૂક પ્રમુખે કરી સહીત છે જાવત્ નાશીકા ને મન તેહને સુખનો ઉપજાવણહાર ગંધ એહવે ગંધે કરી

વળી તે માણવક ચૈત્યથંભને પશ્ચિમ દીસે ઇહા એક મોટી મણિપીઠિકા છે તે મણિપીઠિકા એક જોજન લાંબી પોહેળી છે ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે, નિર્મળ છે, જાવત્ પ્રતિરૂપ છે તે મણિપીઠિકા ઉપરે ઇહા એક મોટી દેવસજ્યા છે તે દેવસજ્યાનો એહવો એહવે રૂપે વર્ણવ કહ્યો છે નાના મણિમય ઢોલીયા હેઠે પાયાના પડવાયા છે ને સુવર્ણના પાયા છે નાના મણિમય પાયાના મસ્તક છે જબુનદ રત્નમય તેની ઈસ ને ઉપળા છે તેની વજ્ર રત્નમય સધી પુરી છે તે ઢોલીયા મધ્યે નાના રત્ન મણિમય પાટી ભરી છે રૂપામય તળાઇ છે લોહીતક્ષ રત્નમય ઓસીકા છે સુવર્ણમય ગાલમસુરીયા છે બે પાસે બે ઓસીકા છે તે મસ્તક ને પાગથીએ છે બે પાસે ઉંચી છે મસ્તક ને પાગથે પાસે મધ્યે ગંભીર ઉંડીછે ત્યા બે ગાલમસુરીયા છે ગંગા નદીના જે તટ તેહની વેળુ તેહનીપરે શુકમાળ નમતી સજ્યા છે તે સજ્યા રૂડુ નીપાવ્યુ દેવ દુ'ષ વસ્ત્ર તેણે કરી ઢાકી છે ભલા રચ્યા છે રજત્રાણરૂપ જ્યા વસ્ત્ર તેણે કરી સહીત રાતે વસ્ત્રે કરી તે ઢોલીયો પાયા લગે ઢાક્યો છે મનોહર છે જેહવુ મૃગચર્મરૂ, બુર, (વનસ્પતિ વિશેષ) માખણ, અકતુલ ઇત્યાદિકના સરખો સ્પર્શ છે જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે

વળી તે દેવસજ્યાને ઇશાનખુણે ઇહા એક મોટી મણિપીઠીકા કહી છે તે મણિપીઠીકા એક જોજન લાંબી પોહોળી છે ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે જાવત્ નિર્મળ છે પ્રતિરૂપ છે તે મણિપીઠીકા ઉપરે એક પુર્વલા મહેંદ્ર ધ્વજની અપેક્ષાએ લઘુ એહવો મહેંદ્ર ધ્વજ કહ્યો છે તે મહેંદ્ર ધ્વજ સાડાસાત જોજન ઉચો ઉચપણે છે ને અર્ધ કોશ પોહોળપણે છે વૈડુર્ય રત્નમય છે વ્રત લષ્ટ સસ્થીત છે તેમજ પુર્વલીપરે જાવત્ આઠ આઠ મંગળીક ધ્વજા ને છત્રા તી છત્ર સહીત છે,

વળી તે લઘુ મહેંદ્ર ધ્વજને પશ્ચિમદીસે વિજય દેવતાનો ચોપાળ નામે હથીયારનો ભંડાર કહ્યો છે ત્યા વિજય નામે દેવતાના ભોગળ, રત્ન પ્રમુખ ઘણા શસ્ત્ર રત્ન થાપ્યા થકા રહે છે તે શસ્ત્ર નિર્મળ છે કાટ રહિત છે, તેજવત છે તે શસ્ત્રની તીખી ધાર છે જોવા જોગ્ય છે જાવત્ પ્રતિરૂપ છે તે સુધર્મા સભા ઉપરે ઘણા આઠ આઠ મંગળિક, ધ્વજા ને છત્રા તી છત્ર છે

વળી તે સુધર્મા સભાથી ઇશાન ખુણે ત્યા એક મોટુ સીધ્યાયતન કહ્યુ છે તે સીદ્ધાયતન સાડા બાર જોજન લાબપણે છે, સવા ૭ જોજન પહોળપણે છે ને નવ જોજન ઉંચુ ઉંચપણે છે જાવત્ ગોમાણસીય તે લઘુ લાબા ઓટના ત્યા લગે અધિકાર જેમ સુધર્મા સભાએ વખાણ્યો તેમજ નિર્વિશેષપણે સીદ્ધાયતન પુર્વલી પરે કહેવુ વળી જેમ દ્વારના મુખ મંડપ ને પ્રેક્ષા ઘરના મંડપ ધ્વજા, થુભ, ચૈત્ય વૃક્ષ મહેંદ્ર ધ્વજ, નદા પુષ્પકરણી વાવ પ્રમુખ ઇત્યાદિકનુ પ્રમાણ સુધર્મા સભાના અધિકારથી જાણવુ વળી મનોગુલીકા તે ચોખુણા લઘુ ઓટલા ને ધુપઘડી પ્રમુખનો માન પુર્વલી પરે જાણવો. તેમજ વળી ધરની તળ અને ચદ્રુવા પ્રમુખ તેહનો સ્પર્શ પુર્વની પરે જાણવો વળી તે

ને આઠ વીંજણા, એકસો ને આઠ મનોહર રત્ન કરડ, એકસો ને આઠ હયકંઠક, (ભાજન) જાવત્ વૃષભ કંઠક, (ભાજન) એકસો ને આઠ ફુલની ચગેરી, એકસો ને આઠ પુંજણીની ચગેરી, એકસોને આઠ ફુલના પટલ, (ઢગલા) જાવત્ એકસો ને આઠ સુગંધી તેલના દાબડા, જાવત્ એકસો ને આઠ ધુપના કડછા ઇત્યાદિક થાપ્યા થકા રહે છે વળી તે સીદ્ધાયતન ઉપરે ઘણા આઠ આઠ મગળીક છે ધ્વજા છે છત્રા તી છત્ર છે તે સીદ્ધાયતનના શીખર સોળ પ્રકારને રત્ને કરી શોભીત કહ્યા છે, તે કહે છે રત્ન ૧, જાવત અરીષ્ટ રત્ન ૧૬ ઇત્યાદિકે શોભિત છે

વળી તે સિદ્ધાયતનને ઇશાન ખુણે ઇહા એક મોટી ઉપપાત સભા કહી છે તે વિજય દેવતાને ઉપજના જો યનો ઠામ છે તે જેહવી સુધર્મા સભા કહી તેહવી ઉપપાત સભા જાણવી જાવત્ ગોમાણસીમા પર્યંત તેમજ જાણવુ તે ઉપપાત સભાએ પણ દ્વાર મુખ માડવા (મુખ મંડપ) ભૂમિ ભાગ પ્રમુખ સર્વ સુધર્મા સભાની પરે જાવત્ મણિના સ્પર્શ પર્યંત અધિકાર જાણવો તે સભાના સમ રમણીક ભૂમિ ભાગને વિષે મધ્ય દેશ ભાગે ઇહા એક મોટી મણિપીઠીકા કહી છે તે એક જોજન લાંબી પહોળી છે ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે નિર્મળ છે તે મણિપીઠીકા ઉપરે ઇહા એક મોટી દેવતાની સજ્યા (ગોદીયારૂપ) છે તે દેવ સજ્યાનું વર્ણન પાઠ ઉપર જાણવું વળી તે ઉપપાત સભાને ઉપરે આઠ આઠ મગળીક, ધ્વજા સહીત છત્રા તી છત્ર છે જાવત્ જ્યા લગે ઉત્તમ આકાર છે ત્યા લગે સર્વ કહેવું

વળી તે ઉપપાત સભા થકી ઇસાન ખુણની દીસે ઇહા એક મોટો દ્રહ કહ્યો છે તે દ્રહ સાડાબાર જોજન લાંબપણે છે, સવા છ જોજન પોહોળપણે છે ને દશ જોજન ઊંડો ઉંડપણે છે આછો છે સુકમાળ છે, તેનો સર્વ વર્ણન જેમ નંદા પુષ્પકરણીનો કહ્યો છે તેમ કહેવો જ્યા લગે તોરણ ત્યા લગે કહેવો

વળી તે દ્રહ થકી ઇશાન ખુણની દીસે ઇહા એક મોટી અભિષેક સભા કહી છે તેહનું વર્ણન જેમ સુધર્મા સભાનું વર્ણન પાઠમા કીધુ છે તેમ નિરવિશેષપણે કહેવું જાવત્ ગોમાણસીમ (પીઠ વિશેષ) કહ્યા છે તે ભૂમિ ભાગ ઉપરે ઉલેચ છે તેમજ સર્વ કહેવું તે ઘણું સમ રમણિક સ્થાનકે ઘણું મધ્ય દેશ ભૂમિ ભાગે ત્યા એક મોટી મણિપીઠીકા કહી છે તે મણિપીઠીકા એક જોજન લાંબપણે પોહોળપણે છે, ને અર્ધ જોજન જાડપણે સર્વ મણિમય છે નિર્મળ છે તે મણિપીઠીકાને ઉપરે ત્યા એક મોટો સીંહાસન કહ્યા છે તે સીંહાસનનો વર્ણન પરીવાર રહીત કહેવો ત્યા સામાનીક પ્રમુખ દેવતાને બેસવાના ભદ્રાસન છે તે અભિષેક સભાને વિષે વિજય દેવતાને અભિષેક કરવાના ઘણા અભિષેક ભાંડ, કળશાદિક થાપ્યા થકા રહે છે તે અભિષેક સભા ઉપરે આઠ આઠ મગળીક છે જાવત્ ઉત્તમ આકાર છે, ને સોળ પ્રકારના રત્ન તેણે કરી ઉપશોભીત છે

વળી તે અભિષેક સભા થકી ઇશાન ખુણ દીસે ત્યા એક મોટી અલંકારની સભા કહી છે તેહની વ્યક્તવ્યતા સર્વ અભિષેક સભાની પરે સર્વ કહેવી જાવત્ ગોમાણસીમા

૩ વળી સગે ટીકાવાળી પ્રામે કથ છે તેહની ટીકામા કહ્યું છે કે—

**मन्येतताहि सगमकःमाय माहा मिथ्यादिष्टि देवे निमान स्छ सिद्धायतन प्रतिमा अपीनातनमिति चेतृनन्येतपन्युपुदि सगम यत अभव्य अपीदेवा मदियमिति वहुमानात् कल्प स्थितिवसानुरोधात् तदभत मभावादान कदाचीत असमजस क्रिया आरभ्यते ॥**

**ભાવાર્થ**—એ નગામે દેવતા અભવ્ય કહ્યો, અને છનો સામાનીક પણ કહ્યો સામાનીક દેવતા છ સરખા વૈમાનો ધણી ઉપજતી વેળાએ સૂરિયાભની પેરે પ્રતિમા દાગ પુજે પોતાની કપ સ્થિતિ માટે એ પ્રથતી શાખ આપી

૪ વળી સિદ્ધાન સાખ આપણે જેહએ અભવ્ય અને મિથ્યાત્વદ્રષ્ટિ સામાનીક દેવતાપણે ઉપજે નહી તો શ્રી મહાવીર પ્રત્યે સૂરિયાભ કેમ પુછ્યુ કે સ્વામી હુ ભવ્ય, અભવ્ય, સમ્યક્દ્રષ્ટી, મિથ્યત્વદ્રષ્ટી ઇત્યાદિક બાર બોલ કેમ પુછ્યા? ત્યારે સૂરિયાભ વૈમાને મિથ્યાત્વદ્રષ્ટી, અભવ્ય ઉપજે તહાનો સદેહ શેનો ઉપનો?

વળી કહે છે કે જેમ અનુત્તર વૈમાને અભવ્ય મિથ્યાત્વદ્રષ્ટી હોય નહીં તેમ વૈમાનના અધિપતિપણે પણ જાણવુ કહે તેનો ઉત્તર—જો પ્રતિમા પુજતા સમ્યક્દ્રષ્ટી હોત તો સૂરિયાભ તો ઉપજતાવેતજ પ્રતિમા પુજી છે અને ત્યારપછી ભગવત પાસે વાંદવા આવ્યો છે તો પ્રતિમા પુજતાજ સમ્યક્દ્રષ્ટિ ભવ્ય તો થઇ ચુક્યો સદેહ ન રહ્યો ત્યારે પછી ભગવતને પુછવાનુ શુ કારણ હતુ? ત્યારે કોઇ કહેશે કે એણે જાણતા છતા પણ નિસદેહ થવા માટે પુછ્યું એમ કહે તેનો ઉત્તર કે—જે જાણતો નિસદેહ થવા માટે પુછે તો આ મનુષ્ય લોકમા ગણધર સાધુ શ્રાવક, સમ્યક્દ્રષ્ટિ, રાજા, શેઠ, સેનાપતિ પોતાના હિત આશ્રી તથા મનુષ્ય આશ્રી એ બાર બોલ કોઇ પુછ્યા કહ્યા નથી જ્યાં ત્યાં બાર બોલની પુછા દેવતા આશ્રીયજ છે જુવો ભગવતી સતક સોળમે બીજે ઉદેશે સક્રદ્રના બાર બોલ ગૌતમે પુછ્યા વળી ભગવતી સતક ત્રીજે પહેલે ઉદેશે સનતકુમારના બાર બોલ પણ ગૌતમે પુછ્યા રાયપ્રસેણી મધ્યે સૂરીયાભે બાર બોલ પોતે પુછ્યા એમ જ્યા શબ્દ મધ્યે બાર બોલની પુછા વળી ઠેકાણે ચાલી છે, પણ ગણધર, સાધુ, શ્રાવક મનુષ્યના પુછ્યા નથી એટલાજ માટે એમજ જાણવુ કે વૈમાનના ધણીપણે પણ બાર બોલવાળા ઉપજે છે તે સર્વ પ્રતિમાને તારો પુજે છે, તે માટે પ્રતિમા દાગની પુજા સસાર હેતે છત આચારમા જાણવી, પણ સૂત્ર ધર્મને ચારીત્ર ધર્મ મધ્યે જાણવી નહીં

૧૪ વળી કોઇ કહે છે કે પ્રતિમાની પુજા દેવતાને ધર્મ ખાતે છે એમ કહે છે તેનો ઉત્તર—પ્રતિમા તો ભગવતના શરીર થકી જુદી છે પણ સાક્ષાત ભગવતનુ

શરીર તેનો મહોત્સવ તે પણ દેવતાએ જીત આચાર માં કહ્યા છે તો પ્રતિમાની પુજા ધર્મ વ્યવહાર મધ્યે ક્યાથી થાશે?

શ્રી જબુદ્વીપ પન્નતિ મધ્યે છપન દિશા કુમારી સાક્ષાત ભગવતના શરીરનો મહોત્સવ કરવા આવી ત્યાં પણ જીત આચાર કહ્યો છે તે પાઠ કહુછે

उपन्ने खलु भो जम्बुद्दीवे २ भगवं तित्थयरे तंजीय मेय तीय पच्चुप्पन्न मणागयाणं अहोलोग वथव्वाणं अठन्ह दिसाकुमारीणं भगवओ तित्थयरस्स जम्मण महिम करित्तए ॥

શબ્દાર્થ—ઉ૦ ઉપનો ખ૦ નિશ્ચે ભો૦ અહો! દેવિ આમંત્રણે જ૦ જબુદ્વીપ નામા દ્વીપને વિષે ભ૦ ભગવંત તિ૦ તિર્થંકર ત૦ તેહ ભણી જી૦ જીત આચાર છે એ૦ એહ અ૦ અતીત કાળ થયો પ૦ હમણા વર્તમાન કાળે છે અ૦ અને આગળે અનાગત કાળે થાશે અ૦ અધોલોકની વસનારી અ૦ આઠ દિશાકુમારી ભ૦ ભગવંત તિ૦ તિર્થંકરનો જ૦ જન્મ મહોત્સવ (મહીમા) ક૦ કરવાનો આચાર છે

વળી રૂષભદેવ સ્વામીના નિર્વાણ સમયને અધિકારે જબુદ્વીપ પન્નતીમાં સક્રે, એમ વિચાર્યું કે—

परिनिव्वुए खलु जम्बुद्दीवे २ भारहेवासे उसभे अरहा कोसलीये तं जीय मेय तीय पच्चुप्पन्न मणागयाणं सक्काणं देविंदाणं देवरायाणं तित्थगराणं परिनिव्वाण महिम करित्तए ॥

શબ્દાર્થ—પ૦ પરીનીર્વાન મોક્ષ પોહતા ખ૦ નિશ્ચે જ૦ જબુદ્વીપનામા દ્વીપને વિષે ભ૦ ભરતક્ષેત્રે ઉ૦ રૂષભદેવ અ૦ અરીહંત કો૦ કોસલીક ત૦ તે માટે જીત આચાર છે માહરો વળી અ૦ એહ અતીત કાળના પ૦ વર્તમાન કાળના અને અ૦ અનાગત કાળના સ૦ સુધર્મ. તે દે૦ દેવતાના ઈ. દે૦ દેવતાના રાજા હોય તે તી૦ તિર્થંકરનો પ૦ પરિનિર્વાણ મ૦ મહિમા (નીર્વાણ મોહોત્સવ) ક૦ કરે

ભાવાર્થ—એજ રીતે સર્વ ઈંદ્રને સક્રેંદ્રની પરે વિચારણા થઇ હવે જુવો સાક્ષાત જીનના શરીરનો મહોત્સવ જીત વ્યવહાર મધ્યે કહ્યો છે, તો પછે પ્રતિમાની પુજા ધર્મ વ્યવહાર મધ્યે ક્યાથી થાશે? જન્મ મહોત્સવ દિક્ષા મહોત્સવ અને નિર્વાણ મહોત્સવ મધ્યે અનેક ક્રોડોગમે દેવતા આવે તે સર્વે જીત વ્યવહાર મધ્યે ગણ્યા છે અને જ્યાં જીત વ્યવહાર કહ્યો ત્યાં સમ્યક્ત્વ દ્રષ્ટિ, મિથ્યાત્વદ્રષ્ટિ ભવ્ય અભવ્યનું શું કારણ રહ્યું?

વળી સક્ર સુરિયાભ પ્રમુખ દેવતા પ્રમુખ સહીત જે ભગવંતને વાંદવા આવ્યા ત્યાં જીત વ્યવહાર નથી કહ્યો માટે એમ જાણજો જે દેવતા જે જે કરતવ્ય કરે નમોથુણં, પુજા, જન્મ મહોત્સવ, દિક્ષા મહોત્સવ, નિર્વાણ મહોત્સવ, દાઢા લેવી, સ્તુભ કરાવવા

એ સવ કામ જીત વ્યવહારના છે જો ધર્મ વ્યવસાયના હોય તો મનુષ્ય, શ્રાવક, સમ્યક દ્રષ્ટિ, રાજા, શેઠ, સાર્થવાહાદિક કેમ ન કરે?

વળી કોઈ કહે કે ઋષભદેવ સ્વામી તથા બાહુ બળ મુક્તિ ગયા તેહના ચૈત્યસ્તુભ ભરથેશ્વરે કરાવ્યા એમ કહે છે તે વાત ખોટી છે કેમકે જંબુદ્વીપ પન્નતિ મધ્યે ઋષભ દેવનો એક સ્તુભ દેવતાએ કર્યો કહ્યુ છે તેમા ભરથેશ્વરનું નામ પણ નથી અને ત્રેવીસ તિર્થંકરના સ્થુભ ઈંદ્રે કર્યા, તે પોતાના જીત આચાર માટે પણ કોઈ મનુષ્ય શ્રાવકે કર્યા નથી કહ્યા વળી ઈંદ્ર સરખે પણ ગર્ભમા રહ્યા તિર્થંકરને નમોથુણં કર્યા, પ્રતિમા આગળ નમોથુણં કર્યા, પણ શ્રી વીતરાગનો નાના આના ત્યા સાક્ષાત ભગવતને નમોથુણં કોઈ દેવતાએ કહ્યુ નહીં તો શુ પ્રતિમા થકી ભગવત મોહ ઉત તા હતા? પણ એમ જાણવું કે દેવતાનો જીત વ્યવહાર એહવોજ જણાય છે

વળી ભગવતી શતક સતરમે ઉદ્દેશે બીજે કહ્યુ કે—

**जीवाण भंते किं धम्मेठिया अधम्मेठिया धम्माधम्मेठिया पुछा गोयमा जीवा धम्मेत्रिठिया अधम्मेत्रिठिया धम्माधम्मेत्रिठिया नेरइयाण पुछा गोयमा नेरइया नो धम्मेठिया अधम्मेठिया नो धम्माधम्मेठिया एव जाव चउरिंदियाण पचंदिय तिरिखजोणीयाण पुछा गोयमा नो धम्मेठिया अधम्मेठिया धम्माधम्मे ठिया मणुसा जहा जीवा वाणमतर जोइसिय वेमाणीया जहा नेरइया ॥**

**અર્થ**—જીવ હે ભગવત શુ ધર્મને વિષે રહ્યા કહીએ? અથવા અધર્મને વિષે રહ્યા કહીએ? કે ધર્માધર્મને વિષે રહ્યા કહીએ? ઈતિપ્રશ્ન ઉત્તર—હે ગૌતમ જીવ ધર્મને વિષે પણ રહ્યા કહીએ અધર્મને વિષે પણ રહ્યા કહીએ અને ધર્માધર્મને વિષે પણ રહ્યા કહીએ—નારકી હે ભગવત ઈત્યાદિક પ્રશ્ન પુછ્યે ઉત્તર હે ગૌતમ નારકીને સર્વ વીરતીના અભાવથકી ધર્માસ્થિત ન કહીએ, અધર્માસ્થિતજ કહીએ, તેમજ દેસવીરતીના અભાવથકી ધર્માધર્માસ્થિત પણ ન કહીએ એમ જાવત્ ઠેઠ ચઉરેંદ્રિય સુધી કહેવુ પછી પચેંદ્રિય તિર્યંચયોનીનો પ્રશ્ન પણ ઉપર પ્રમાણે પુછ્યો તેનો ઉત્તર કે હે ગૌતમ ધર્મને વિષે રહ્યા ન કહીએ અધર્મસ્થિત કહીએ ધર્માધર્મને વિષે પણ દેસવ્રતીના સદ્ભાવથકી રહ્યા કહીએ મનુષ્યના પ્રશ્નમા હે ગૌતમ જેમ સમચે જીવ કહ્યા તેમ કહેવા પછી વાણવ્યતર, જ્યોતિષી અને વૈમાનિકનો પ્રશ્ન પણ ઉપર પ્રમાણે કર્યો તે ઉત્તર જેમ નારકી કહ્યા તેમ કહેવા

**ભાવાર્થ**—એ લેખે દેવતાને ભગવતે અધર્માસ્થિત કહ્યા તે વ્રતસ્વરૂપ ધર્મ નથી, પણ સમ્યક્ત્વ આશ્રી તથા શુભ જોગ આશ્રી દેવતા ધરમી કહીએ વળી રાયપ્રસેણી મધ્યે પુસ્તક વાચીને દેવતા ઉઠ્યો ત્યારે " **धम्मीय ववसाइ गींन्हिजा** " કહ્યુ તે પાઠ ઉપર કોઈ કહે છે કે—પ્રતિમા પુજી તે ધર્મ વ્યવસાય મધ્યે છે તેનો ઉત્તર ક—

પ્રશ્ન—હે ભગવંત, તે પ્રદેશ જંબુદ્વીપમાહે કહીએ, કે લવણ સમુદ્રમાહે કહીએ?

ઉત્તર—હે ગૌતમ, તે પ્રદેશ જંબુદ્વીપમાહે કહીએ પણ તે પ્રદેશ લવણ સમુદ્રમાહે ન કહીએ (તે કેમ જે હસ્તને વિષે રહી જે તર્જની, જેણાંગુલી સ્પર્શિ છે તે પોતાના પ્રદેશને ભજે પણ પરપ્રદેશો ન ભજે તેણે ન્યાયે જંબુદ્વીપ ને લવણસમુદ્રના પ્રદેશ જુદા કહીએ એ ભાવ)

પ્રશ્ન—હે ભગવંત, લવણ સમુદ્રના પ્રદેશ જંબુદ્વીપને સ્પર્શ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, હા સ્પર્શ્યા છે

પ્રશ્ન—હે ભગવંત, તે પ્રદેશ લવણ સમુદ્રમાહે કહીએ, કે જંબુદ્વીપમાહે કહીએ?

ઉત્તર—હે ગૌતમ, તે પ્રદેશ લવણ સમુદ્રમાહે કહીએ પણ તે પ્રદેશ જંબુદ્વીપમાહે ન કહીએ (પુર્વરીતે)

પ્રશ્ન—હે ભગવંત, જંબુદ્વીપના જીવ એકેંદ્રિયાદિક મરીને લવણ સમુદ્રમાહે ઉપજે છે?

ઉત્તર—હે ગૌતમ, કેટલાએક જીવ ઉપજે છે ને કેટલાએક જીવ નથી ઉપજતા

પ્રશ્ન—હે ભગવંત, લવણ સમુદ્રના જીવ એકેંદ્રિયાદિક મરીને જંબુદ્વીપમાહે ઉપજે છે?

ઉત્તર—હે ગૌતમ, કેટલાએક જીવ ઉપજે છે ને કેટલાએક જીવ નથી ઉપજતા

## ૭૦. ઉત્તરકુરૂ ક્ષેત્રનો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત, જંબુદ્વીપનામા દ્વીપ એહવુ નામ સ્યે અર્થ કહો છો?

ઉત્તર—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપને વિષે મેરૂ પર્વતથકી ઉત્તર દિશે, નીલવંત વર્ષધર પર્વતને દક્ષિણદિશે, માલવંતનામા ગજદંતા (હાથીદાતને આકારે) વખારા પર્વતને પશ્ચિમદિશે, ગંધમાદનનામા ગજદંતા વખારા પર્વતો પુર્વદિશે ઇહા ઉત્તરકુરૂ નામે કુરૂક્ષેત્ર છે તે ક્ષેત્ર પુર્વ, પશ્ચિમદિશે લાંબુ છે ને ઉત્તર, દક્ષિણદિશે પોહોળુ છે અર્ધ ચંદ્રમાને આકારે સંસ્થીત છે તેહનો પ્રમાણ અગ્યાર હજાર, આઠસે, બેતાળીશ જોજન ને એક જોજનના ઓગણીશ ભાગ કરીએ એહવા બે ભાગ એટલું દક્ષિણ ઉત્તરે પહોળું છે (એટલો પ્રમાણ કેમ હોય તે કહે છે મહાવિદેહ ક્ષેત્રનું પહાળપણુ તેત્રીશ હજાર છસે ચોરાશી જોજન ને ચાર કળા તેમાથી મેરૂનું વિષ્કંભપણુ દશ હજાર જોજન બાદ કરતા બાકી તેવીશ હજાર, છસે, ચોરાશી જોજન અને ચાર કળા રહે તેહને બે ભાગે વહેચતા એટલે તેનું અર્ધ અગ્યાર હજાર, આઠસે, બેતાળીશ જોજન ને ઉપરે બે કળા એટલો પ્રમાણ હોય) તેહની જીવા (પણછરૂપ) તે ઉત્તર દિશે (નીલવંત તરફ) પહોળી છે ને પુર્વ પશ્ચિમે બે છેહડે બે વાંકપણે છે વખારા પર્વતો સ્પર્શિ છે તે કહે છે પુર્વ, પશ્ચિમને છેહડે તેમા પુર્વદિશે જીવાનો છેહડો માલવંત ગજદંતા વખારા પર્વતને સ્પર્શ્યો છે અને પશ્ચિમદિશે જીવાનો છેહડો પશ્ચિમ દિશીના ગંધમાદન ગજદંતા વખારા પર્વતને સ્પર્શ્યો છે તે જીવા ત્રેપન હજાર જોજન પુર્વ પશ્ચિમે લાંબપણે છે (તે કેમ તેનો પ્રમાણ

કહે છે મેરૂ પર્વતથકી પુર્વે ને પશ્ચિમે ભદ્રસાલ વનનો દીર્ઘપણો બાવીશ બાવીશ હજાર જોજનનો છે તે બે પાસેનો દીર્ઘપણો ભેળો કરતા ચઉમાલીશ હજાર જોજન થાય તેમા મેરૂ પર્વતનુ પહોળપણ દશ હજાર જોજન ભેળતા ચોપન હજાર જોજન થાય તેમાથી માલવંત અને ગંધમાદન બે ગજદંતા વખારા પર્વત પાચસે પાચસે જોજનના એટલે બને મળી એક હજાર જોજન થાય તે કાઢ્યા બાકી પ્રમાણ ત્રેપન હજાર જોજન રહે એ ભાવ) તેની ધનુપપીઠ દક્ષિણ દિશે સાઠ હજાર ચારસે અઢાર જોજન ને એક જોજનના ઓગણીશ ભાગ કરીએ એહવા બાર ભાગની કહી છે એટને એટલી પરધી છે (ગંધમાદન અને માલવંતનો જુદો જુદો પ્રમાણ કહે છે ત્રીશ હજાર બસે નવ જોજન અને ૬ કળા એટના લાબપણે છે એટલે બને મળી સાઠ હજાર ચારસે અઢાર જોજન અને બાર કળાના જાણવા)

**પ્રશ્ન**—હે ભગવંત ઉત્તર કુરુ ક્ષેત્રનો કેહવો આકાર ભાવ (સ્વરૂપ) કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેનો ઘણો સમ રમણીક ભુમિભાગ છે તે જેમ કોઇ આલીંગનામા (ઢોલ) વાજીંત્રનું પડ હોય યાવત્ જેમ એકરૂક અંતરદ્વીપની વક્તવ્યતા કહી તેમ સર્વ જાણવી યાવત્ દેવલોક ગતિના જાણહાર (જનાર) સર્વ મનુષ્યના સમુહ છે અહો શ્રમણો આયુષ્યમંતો! પણ એટનો વિશેષ છે જે ઉત્તરકુરૂના મનુષ્ય ૬ હજાર ધનુષ (ત્રણ ગાઉ) ઝ્યાએ ઉંચા છે અને બસે ને છપન પાસળી છે વળી તે જુગળને અઠમ ભક્તે એટલે ત્રણ દિવસને અંતરે ચોથે દિવસે આહારની ઇચ્છા ઉપજે છે તેનુ આયુષ જઘન્યથી દેશેઊણુ ત્રણ પલ્યોપમનુ છે તે પણ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણું છે ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુરૂં છે તે જુગળ પોતાના બાળકની ઓગણપચાશ દીન પ્રતિપાલણા કરે શેષ સર્વ અધિકાર એકરૂક અંતરદ્વીપની પરે જાણવો વળી ઉત્તર કુરૂક્ષેત્રને વિષે ૬ પ્રકારના મનુષ્ય ઉપજે તે કહે છે પદ્મગધા ૧, (પદ્મ કમળ સમાન જેના શરીરની સુગંધ તે) મૃગગધા ૨ (કસ્તુરીના જેવી જેના શરીરની ગંધ આવે તે) અમમા ૩, (મમતા રહિત) અસહ ૪, (ભાઇબંધના પ્રતિબંધ રહિત) તેતલી ૫, ને સનીચારી ૬

**પ્રશ્ન**—હે ભગવંત, ઉત્તરકુરૂ ક્ષેત્રને વિષે જમકનામા બે પર્વત ક્યાં કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, નીલવંત વર્ષધર પર્વતથકી દક્ષિણ દીશે આઠસે ચોત્રીસ જોજન ને એક જોજનના સાત ભાગ કરીએ એહવા ચાર ભાગ એટની આબાધાએ (વેગળા) સીતા મહા નદીને બે પાસે (બે કાઠે) ઇહા ઉત્તરકુરૂને વિષે બે જમક નામે પર્વત કહ્યા છે તે એક પૂર્વને કાંઠે ને એક પશ્ચિમને કાંઠે છે તે પર્વત એકેક હજાર જોજન ઉંચા ઉંચપણે છે, અઢીસે જોજન ભૂમિ માટે ઉંડા છે મુળે એક હજાર જોજન લાબપણે પહોળપણે છે વચ્ચે સાડા સાતસે જોજન લાબપણે, પહોળપણે છે ને ઉપરે પાચસો જોજન લાબપણે, પહોળપણે છે મુળે ત્રણ હજાર એકસો બાસઠ જોજન કાઇક ઝાઝેરા પરિધીપણે છે, વચ્ચે બે હજાર ત્રણસે બહોતેર જોજન કાઇક ઝાઝેરા પરિધીપણે છે, ને ઉપરે પંદરસે એકાસી જોજન કાઇક ઝાઝેરા પરિધીપણે છે મુળે વિસ્તીર્ણ છે, મધ્યે સંક્ષીપ્ત

(સાકરો) છે ને ઉપરે પાતળો છે, ગોપુચ્છને સઠ્યાને સંસ્થિત છે સર્વ સુવર્ણમય છે આછા સુકુમાળ જાવત્ પ્રતિરૂપ છે પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદીકાએ વીંટયા છે પ્રત્યેક પ્રત્યેક વનખંડે વીંટયા છે તે વેદીકાને વનખંડનો વર્ણન પુર્વલી રીતે કરવો વળી તે જમક પર્વતને ઉપરે ઘણુ સમ રમણિક ભૂમિ ભાગ છે, જાવત્ ત્યા દેવતા બેસે છે તે ઘણુ સમ રમણિક ભૂમિ ભાગને મધ્ય ભાગે (સમેવિચે) પ્રત્યેક પ્રત્યેક પ્રાસાદાવતંસક છે તે પ્રાસાદાવતંસક સાડી બાસઠ જોજન ઉંચા ઉંચપણે છે, ને સવા એકત્રીસ જોજન લાંબપણે, પહોળપણે છે અત્યંત ઉંચા નિકળતા શિખર છે તે પ્રાસાદાનું વર્ણન ભૂમિ ભાગ ઉલેચ સર્વ પુર્વલી રીતે કરવુ વળી તે પ્રાસાદ માંહે બે જોજનની મણિપીઠીકા છે, તે ઉપરે સીંહાસન પરીવાર સહીત કહેવુ જાવત્ ત્યા જમક નામે દેવતા રમે છે

**પ્રશ્ન**—હે ભગવંત, શ્યામાટે જમક પર્વત એહવુ નામ કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, જમકનામા પર્વતને વિષે તે તે ઠામે ત્યા ત્યા ઘણી નાની નાની વાવ જાવત્ બીલપંક્તિ છે તે નાની નાની વાવને વિષે જાવત્ બીલપંક્તીને વિષે ઘણા ઉત્પલ જાવત્ લક્ષપત્ર કમળ છે તે જમક સરખા પ્રભાએ છે, જમકને વર્ણ છે ને વળી ઇહા જમક નામે બે દેવતા મહર્ધિક (મોટી રૂધીના ધણી) છે જાવત્ પલ્યોપમની સ્થિતિના વસે છે તે દેવતા ત્યા પ્રત્યેક પ્રત્યેક ચાર હજાર સામાનિક દેવતાનું, ચાર અગ્ર મહીષીનુ સોળ હજાર આતમ રક્ષક દેવતાનુ, જાવત્ જમક પર્વતનું, જમક રાજ્યધાનીનુ, અનેરા ઘણા વ્યંતરીક દેવતા ને દેવાંગનાનું અધિપતિપણ જાવત્ પાળતાથકા વિચરે છે તે કારણે હે ગૌતમ જમક પર્વત એહવુ નામ કહીએ છીએ વળી હે ગૌતમ નિરંતરપણે નિશ્ચે એ જમક નામ સાસ્વતુ છે

**પ્રશ્ન**—હે ભગવંત, જમક દેવતાની જમક નામે રાજ્યધાનીયુ કયા છે?

**ઉત્તર**—હે ગૌતમ, જમક પર્વતને ઉતર દીસે તીર્છા અસંખ્યાતા દ્વીપ, સમુદ્ર વ્યતિક્રમી જઇએ ત્યા અનેરા જંબુદ્વીપનામા દ્વીપને વિષે બાર હજાર જોજન અવગાહીને જઇએ, ઇહા જમક દેવતાની જમક નામે બે રાજ્યધાની છે, તે રાજ્યધાની બાર હજાર જોજન લાંબી, પહોળી છે તે જેમ વિજય દેવતાની વિજય રાજ્યધાની કહી તેમ સર્વ કહેવી જાવત્ એહવા મહર્ધિક બે જમક દેવતા છે

### ૭૨. નિલવંત દ્રહનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવંત, ઉત્તરકુરૂ ક્ષેત્રને વિષે નીલવંત દ્રહ નામે દ્રહ કયા છે?

**ઉત્તર**—હે ગૌતમ, જમક પર્વતથકી દક્ષિણ દીસે આઠસે ચોત્રીસ જોજન ને એક જોજનના સાત ભાગ કરીએ એહવા ચાર ભાગની અબાધાએ (વેગળો) સીતા મહા નદીને ઘણુ મધ્ય દેશ ભાગે ઇહા ઉત્તરકુરૂ ક્ષેત્રે નીલવંત દ્રહનામા દ્રહ છે તે ઉત્તર દક્ષિણે લાંબો છે ને પૂર્વ, પશ્ચિમે પહોળો છે એક હજાર જોજન ઉત્તર દક્ષિણે લાંબપણે છે ને પાચસે જોજન પુર્વ પશ્ચિમે પહોળપણે છે દશ જોજન ઉંડા છે આછોસુકુમાળ રૂપામય તટ છે

લાંબી પહોળી છે તેથી તીગુણી ઝાઝેરી પરિધીપણે છે, અર્ધકોસ જાડપણે છે સર્વ કનક મય છે આછા જાવત્ પ્રતિરૂપ છે વળી તે કર્ણિકાને ઉપરે ઘણુ સમ રમણિક ભૂમિ ભાગ છે જાવત્ મણિનો વર્ણ ગંધ, સ્પર્શ પુર્વપરે કહેવો વળી તે મુખ્ય કમળને વાયવ્ય ખૂણે ઉત્તર દીસે ને ઇશાન ખૂણે નીલવંત દ્રહકુમાર દેવતાના ચાર હજાર સામાનીકના ચાર હજાર કમળ છે એમ સર્વ પરીવારના કમળ કહેવા વળી તે મુખ્ય કમળ અરીરી બીજી ત્રણ કમળની પરિધીએ કરીને સઘળે ચોફેર વીંટ્યુ છે તે કહે છે અભ્યંતરની પરિધી ૧, મધ્ય પરિધી ૨ ને બાહીરી પરિધી ૩ તેમા અભ્યંતરની પરિધીએ બત્રીસ લાખ કમળ છે, મધ્ય પરિધીએ ચાલીસ લાખ કમળ છે ને બાહીરલી પરિધીએ અડતાલીસ લાખ કમળ છે એ ત્રણે પરિધીના મળીને એક ક્રોડ ને વીસ લાખ કમળ હોય એમ તિર્થંકરે કહ્યું છે

(હવે સર્વ કમળ પરીવાર નીલવંત દ્રહમાં છે તે કહે છે મુખ્ય કમળ ૧ તેને પરિધી ૧૦૮ની તેની પરિધી ૩૪,૦૧૧ની તેને પરિધી ૩૨,૦૦,૦૦૦ની તેને પરિધી ૪૦,૦૦,૦૦૦ની તેની પરિધી ૪૮,૦૦,૦૦૦ની સર્વ મળીને ૧,૨૦,૫૦,૧૨૦ એક ક્રોડ વીશ લાખ પચાસ હજાર એકસો વીશ કમળ થાય હવે તેનો વીવરો કહી બતાવે છે

૧ મુખ્ય કમળ નીલવંત દ્રહકુમાર દેવતાનુ છે
૧૦૮ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાના ભંડારના છે
૪ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાની ચાર અગ્રમહીષીના છે
૭ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાની અનીક (કટક) સાત તેના સ્વામીના છે
૧૬ ૦૦૦ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાના આત્મ રક્ષકના છે
૪,૦૦૦ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાના સામાનીક દેવતાના છે
૮,૦૦૦ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાની અભ્યંતર પરખદાના દેવતાના છે
૧૦,૦૦૦ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાની મધ્ય પરખદાના દેવતાના છે
૧૨ ૦૦૦ કમળ નીલવંત દ્રહકુમાર દેવતાની બાહીરલી પરખદાના દેવતાના છે
૩૨,૦૦,૦૦૦ કમળ ત્રણ કોટ છે તેમા પહેલે કોટે એટલે પહેલી પરિધીએ છે
૪૦ ૦૦,૦૦૦ કમળ બીજે કોટે એટલે મુખ્ય કમળ થકી પાચમી પરિધીએ છે
૪૮,૦૦ ૦૦૦ કમળ ત્રીજે કોટે એટલે છઠ્ઠી પરિધીએ છે એમ
૧,૨૦,૫૦,૧૨૦ સર્વાળો ૧ કરોડ ૨૦ લાખ ૫૦ હજાર એકસોવીશ કમળ છે,

એ સર્વ કમળ સાસ્વતા પ્રથવી પરીણામે છે ત્યાં મુખ્ય કમળને વિષે નીલવંત દ્રહકુમાર દેવતા રહેછે તેની પ્રથમ પરિધીએ ઉપગ્કર તેના ભાડાદિક છે બીજી પરિધીએ તેનો પરિવાર છે ત્રીજી પરિધીએ તેના આત્મ રક્ષક દેવતા છે ચોથી, પાચમી અને છઠ્ઠી પરિધીએ તેના કીંકર દેવતા રહેછે વળી અભ્યંતર પરખદાના દેવતાના આઠ હજાર કમળ દક્ષિણે છે મધ્ય પરખદાના દેવતાના દસ હજાર કમળ નૈરૂત્ય ખુણે છે. ને બાહીરી પરખદાના દેવતાના બાર હજાર કમળ પશ્ચિમે સાત કમળ એવા ચોત્રીસ હજાર અગીઆર

ક્રમથી બીજી પરિધીએ છે ને ત્રીજી પરિધીએ ચારે દીસે ચાર ચાર હજાર આત્મ રક્ષક દેવતાના કમળ એમ સોળ હજાર કમળ એ પરીવાર જાણવો એ કમળનો વીવરો કરી બતાવ્યો)

**પ્રશ્ન**—હે ભગવંત, તે શ્યામાટે નીલવંત દ્રહ એહવું નામ કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, નીલવંત દ્રહને વિષે ત્યાં જે ઉત્પલ કમળ છે જાવત્ લક્ષપત્ર કમળ છે તે સર્વ નીલે વર્ણે, નીલી પ્રભાએ છે, નીલી પ્રભા કાન્તિ છે વળી નીલવંત દ્રહકુમાર નામે ઇંહા નાગકુમાર દેવતા વસે છે તે જમક દેવતા સરીખો કહેવો જાવત્ તે માટે નીલવંત દ્રહ એહવું નામ કહીએ છીએ

વળી તે નીલવંત દ્રહને પૂર્વદીસે ને પશ્ચિમદીસે બે પાસે દશ દશ જોજનને આંતરે ઇંહા દશ દશ કાચનગીરી પર્વત છે એ પાસે થઇને વીસ છે ને કાચનગીરી સો સો જોજન ઉંચા ધરતીથકી ઉંચપણે છે ને પચવીશ જોજન ઊંડા ધરતી માહે છે મૂળે એકેકા સો સો જોજન લાબપણે પોહોળપણે છે, વચ્ચે પચોતેર પચોતેર જોજન લાબપણે પોહોળ પણે છે ને ઉપરે પચાસ પચાસ જોજન લાબપણે પોહોળપણે છે મૂળે ત્રણસે સોળ જોજન કાઇક અધેરા પરિધીપણે છે, વચે બસે સાડત્રીશ જોજન કાઇક અધેરા પરિધીપણે છે ને ઉપરે એકસો અઠાવન જોજન કાંઇક અધેરા પરિધીપણે છે, મૂળે વિસ્તીર્ણ છે (સો જોજન માટે) વચે સાકડા છે (પચોતેર જોજન માટે) ને ઉપરે પાતળા છે (પચાસ જોજન માટે) ગોપુચ્છને સંસ્થાને (આકારે) સંસ્થીત છે સર્વ કનકમય છે અછા પ્રત્યેક પ્રત્યેક પદ્મવર વેદિકાએ ને પ્રત્યેક પ્રત્યેક વનખંડે વીંટ્યા છે તે કાચનગિરી પર્વતો ઉપરે ઘણું સમો રમણિક ભૂમિભાગ છે જાવત્ ત્યાં દેવતા, દેવતા રમે છે, વસે છે, ક્રીડા કરે છે વળી તે કાચન પર્વતે પ્રત્યેક પ્રત્યેક પ્રાસાદાવતંસક છે તે સાડીબાસઠ જોજન ઉંચા ઉંચપણે છે ને સવાએકત્રીશ જોજન લાબપણે પહોળપણે છે તે પ્રાસાદમાહે મણિપીઠીકા છે તે બે જોજનની છે તે ઉપરે સીંહાસન પરીવાર સહીતછે

**પ્રશ્ન**—હે ભગવંત, તે શ્યા માટે કાચનગિરી પર્વત એહવું નામ કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, કાચનગિરી પર્વતને વિષે તે તે ઠામે વાવી પ્રમુખે ઉત્પલ પ્રમુખ કાચનો વર્ણે કમળ છે જાવત્ ત્યાં કાચનગિરીનામા દેવતા મહર્ધિક જાવત્ વસે છે તે કારણે હે ગૌતમ, કાચનગિરી પર્વત એહવું નામ કહીએ છીએ

**પ્રશ્ન**—હે ભગવંત કાચન દેવતાની કાચનામા રાજ્યધાની કયાં છે?

**ઉત્તર**—હે ગૌતમ, કાચન પર્વત થકી ઉત્તર દીસે કાચના નામા રાજ્યધાની ત્રીજા અસંખ્યાતમે અનેરે જંબુદ્વીપને વિષે છે તેહનો વર્ણન સર્વ વિજય રાજ્યધાનીની પરે કહેવો

**પ્રશ્ન**—હે ભગવંત, જંબુદ્વીપે ઉત્તર કુરુક્ષેત્રે ઉત્તરકુરુનામા દ્રહ કયાં કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, નીલવંત દ્રહથકી દક્ષીણ દીસે આઠસે ચોત્રીસ જોજન ને એક જોજનના સાત ભાગ કરીએ એહના ચાર ભાગ એટલી અબાધાએ (છેટે) ઉત્તરકુરુ દ્રહ છે તે જેમ નીલવંત દ્રહ કહ્યો તેમ સર્વ અધિકાર તેના સરખો કહેવો દ્રહના નામે દેવતા છે સર્વે

દ્રહને પુવ દીસે ે પશ્ચિમ દીસે કાચન ગીરી પવત દસ દસ છે તે સવ પવત એક પ્રમાણે જાણુવા તે સર્વની રાજયધાની અસખ્યતમે અનેરા જબુદ્વીપને વિષે ઉત્તર દીસે છે એ બે દ્રહ કહયા હવે ચદ્ર દ્રહ ત્રીજો ઐરાવત દ્રહ ચોથો અને માનવત દ્રહ પાચમો એમ એકેકો દ્રહ નીનવત દ્રહ સરખો જાણુવો એ દ્રહના અધિપતિ દેવતા તેની રાજયધાની એ એ સર્વ જાણુ

( ત્રીજો ચદ્ર દ્રહ ઉત્તર કુરૂ દ્રહને દક્ષિણ દિશાના છેહડાથી ઉત્તર દક્ષિણ દિશે આઠ શો ચોત્રીશ જોજન ને જોજનના સાતીયા ચ્યાર ભાગ એટલે છેટે, સીતાનામે મહા નદીના ઘણા મધ્ય ભાગે ઉત્તરકુરૂ ક્ષેત્રને વિષે ચદ્ર દ્રહ નામે દ્રહ કહ્યો છે એહનો વર્ણવ નીનવત દ્રહની પરે લાબપણે, પોહોળપણે, બે પદ્મવર વેદિકા, વનખડ, ત્રીસોપાન, ( પગથીયા ) તોરણ મૂળભૂત્ત, પદમકમળ, પરિવારના કમળ સર્વ જાણવા, પણ એટલો વિશેષ જે તેહના કમળાદિક ચદ્રમાની પ્રભા કાન્તિ વાળા છે ચદ્રને આકારે છે ચદ્રનામે ત્યાં દેવતા વસેછે તે માટે ચદ્ર દ્રહ કહીએ જાવત્ ચદ્ર રાજ્યધાની, કાચન ગીરી પવત રાજયધાની લગે સવ પૂર્વની પરે કહેવુ

ચોથો ઐરાવત દ્રહ તે ચદ્ર દ્રહના દક્ષિણુના છેડાથી દક્ષણ દિશે આઠશો ચોત્રીશ જોજને ને જોજનના સાતીયા ચાર ભાગ અધિક એટલે છેટે સીતા મહા નદીના બહુ મધ્ય ભાગે ઐરાવત દ્રહ છે એહની હકીકત નીનવત દ્રહની પરે લાબપણે પોહોળપણે સર્વ કહેવી જાવત્ ઐરાવત રાજયધાની ઐરાવત દેવતા વીગેરે સર્વ પૂર્વની પરે જાણુવુ

પાચમો માનવત દ્રહ તે ઐરાવત દ્રહના દક્ષિણના છહડાથી ઓરા દક્ષિણદિશે આઠશો ચોત્રીસ જોજન ને જોજનના સાતીયા ચાર ભાગ અધીક એટલે છેટે સીતા મહાનદીના ઘણા મધ્યના ભાગે એટલે અતરે ઉત્તરકુરૂને વિષે માનવત નામા દ્રહ છે તેનો સર્વ વર્ણવ નીનવત દ્રહના સરખો જાણવો જાવત્ પદમ કમળ માલવત નામે દેવતા, માનવત રાજ્યધાની સર્વ તેમજ કહેવુ એ પાચે દ્રહના એકશો કાચનગીરી પવત થાય છે તે એમકે એકેકા દ્રહને એકેકે કાઠે દસ, દસ કાચનગીરી પવત છે એમ બે કાઠાના મળી વીશ થાય એમ પાચે દ્રહના મળી સો કાચનગીરી પર્વત છે તેનો વર્ણન પૂર્વ પરે જાણવો )

## ૭૩. જબુપીઠ ને જબુસુદર્શન વૃક્ષ. વિસ્તાર સાથે.

**પ્રશ્ન**—હે ભગવત, ઉત્તર કુરૂક્ષેત્રને વિષે જબુસુદર્શન વૃક્ષનો જબુપીઠનામા પીઠ કયા છે?
**ઉત્તર**—હે ગૈતમ, જબુદ્વીપનામા દ્વીપને વિષે મેરૂ પવતથકી ઇશાન ખુણે નીલવત વખારા પર્વતથકી દક્ષીણ દીસે, માલવત નામા ગજદતાકારે વખારા પવતથકી પશ્ચિમ દીસે, ગંધમાદન નામા ગજદતાકારે વખારા પર્વતથકી પૂર્વદીસે, સીતામહા નદીને પૂર્વદીશીને કાંઠે ઇહા ઉત્તરકુરૂને વિષે જબુપીઠ નામાપીઠ છે તે પીઠ પાચસે જોજન લાબપણે પોહોળપણે છે પદરમે એકાસી જોજન કાઇક ઝાઝેરો પરિધી પણે છે તેહને ઘણુ મધ્ય દેસ ભાગે

(વચે) બાર જોજન જાડપણે છે ત્યાર પછી માત્રાએ માત્રાએ પ્રદેશની હાણીએ ઘટતુ ઘટતુથકુ સરવે છેહડે ચોફેર બે કોસ જાડપણે છે તે સર્વ જંબુનદમય છે આછો જાવત્ પ્રતિરૂપ છે તે જંબુપીઠ એક પદ્મવર વેદિકાએ ને એક વનખંડે કરી સરવે ચોફેર વિટેર છે તે વનખંડ ને વેદિકાનું વર્ણન પૂર્વલીપરે કહેવુ તે જંબુપીઠને ચારે દીસે ચાર ત્રીસોપાન (પગથીયા) છે તેનો વર્ણન પૂર્વલીપરે જાવત્ તોરણ ધ્વજ છત્રાતિ છત્રસુધી કહેવો તે જંબુપીઠને ઉપરે ઘણુ સમ રમણીક ભૂમિભાગ છે તે જેમ ...ક માદળનુ પડ હોય જાવત્ મણિના સ્પર્શનગે કહેવુ તે ઘણો સમ રમણિક ભૂમિભાગને ઘણ મધ્ય દેશ ભાગે ઈહા એક મોટી મણિપીઠીકા છે તે મણિપીઠીકા આઠ જોજન લાબપણે પોહોળપણે છે ને ચાર જોજન જાડપણે છે સર્વ મણિમય આછી સુહાળી જાવત્ પ્રતિરૂપ છે

વળી તે મણિપીઠીકાને ઉપરે ઈહા એક મોટો જંબુસુદર્શના નામા વૃક્ષ કહ્યો છે તે આઠ જોજન ઉંચો ઉંચપણે છે અર્ધ જોજન ભૂમિમાહે ઉંડપણે છે બે જોજનનો સ્કંધ પ્રદેશ તે થડ છે તે થડ અર્ધ જોજન પોહોળપણે છે ને ૭ જોજનની ઉંચી નીકળતી, તેની શાખા છે તે જંબુસુદર્શન નામા વૃક્ષનો એહવો એહવે રૂપે વર્ણવાસ કહ્યો છે તે કહેછે વજ્ર રત્નમય મૂળ છે રૂપામય સુપ્રતિષ્ટ મૂળના અંકુર છે અરીષ્ટ રત્નમય વિસ્તીર્ણ કંદ છે વઈડુર્ય રત્નમય મોટેરો સ્કંધ તે થડ છે સુજાત ઉત્તમ રૂપામય ધુરથી વિસ્તીર્ણ શાખા છે અને મણિરત્નમય વિવિધ પ્રકારની શાખા પ્રશાખા છે વૈડુર્ય રત્નમય પત્ર છે રક્ત સુવર્ણમય પાનના બીટ છે જંબુનદ રત્નમય શાના મૃદુ સુકમાળ પ્રવાળ કુંપળ ને અંકુર તેનો ધરણહાર છે વિચિત્ર પ્રકારના મણિરત્નમય સુગંધી ફુલ છે ફળને ભારે કરી તેહની શાખા નમી છે પાસાદીત છે, કાન્તિવંત છે, સશ્રીક છે, ઉદ્યોતવંત છે અસંત મનને સુખકારી મન પ્રસન્નકારી છે તે જંબુસુદર્શનાને ચાર દીસે ચાર શાખા છે તે કહે છે પુર્વદીસે ૧ દક્ષિણદીસે ૨ પશ્ચિમદીસે ૩ ને ઉત્તરદીસે ૪

ત્યા જે પુર્વ દીસીની સાખા છે ઈહા એક મોટુ ભવન (ઘર) છે તે એક કોસ લાબપણે છે, અર્ધ કોસ પહોળપણે છે ને દેસે ઉણુ એક કોસ ઉંચુ ઉંચપણે છે અનેક સ્થંભે કરી સહીત છે તેના વર્ણન કહેવો જાવત્ ભવનાનુ દ્વાર તહેજ પ્રમાણે પાચસે ધનુષ ઉંચુ ઉંચપણે છે અઢીસે ધનુષ પહોળપણે છે જાવત્ વનમાળા ભૂમિ ભાગ ઉલેચનો વર્ણન પુર્વલી પરે કહેવો મણિપીઠીકા પાચસે ધનુષની ઉંચી ઉંચપણે છે દેવ સજ્યા સર્વ પુર્વલી રીતે વર્ણન કહેવો

વળી ત્યા જે દક્ષિણ દીસીની શાખા છે ઈહા એક મોટો પ્રાસાદાવતંસક છે, તે એક કોસ ઉંચો ઉંચપણે છે ને અર્ધ કોસ લાબપણે, પહોળપણે છે અત્યંત ઉંચો મોટો છે માટે વધુ સમો રમણિક ભૂમિ ભાગ છે ઉલેચનો વર્ણન કહેવો તે ઘણુ સમ રમણિક ભૂમિ ભાગને ઘણ મધ્ય દેસ ભાગે સીંહાસન પરીવાર સહીત વર્ણન કહેવુ

વળી ત્યાં જે પશ્ચિમ દીસીની શાખા છે ઈહા એક મોટો પ્રાસાદાવતંસક છે તેનું પણ તેહજ પ્રમાણ જાણવું સિંહાસન પરીવાર સહીત કહેવુ

વળી ત્યા જે ઉત્તર દીશીની શાખા છે, ઇહા એક મોટો પ્રાસાદાવતંસક છે તેનુ પણ તેહજ પ્રમાણુ જાણવુ ત્યા પણ સિંહાસન પરીવાર સહીત કહેવુ

વળી ત્યા જે સ્કંધ (થડ) ઉપરે મધ્ય ભાગે ઉંચી શાખા છે, ઇહા એક મોટ સિદ્ધાયતન છે તે એક કોસ લાંબપણે છે અર્ધ કોસ પહોળપણે છે ને દેસે ઉણુ એક કોસ (પોણો કોસ) ઉંચુ ઉંચપણે છે અનેક સૈકડાગમે સ્થંભે કરી સહીત છે તેહનો વર્ણ વાવની પરે કહેવો તેહને ત્રણ દીસે ત્રણ દ્વાર છે તે પાચસે ધનુષ ઉંચા ઉંચપણે છે, ને અઢીસે ધનુષ પહોળપણે છે તે માહે મણિપીઠીકા છે તે પાચસે ધનુષની લાંબી, પહોળી છે, તેની ઉપરે એક દેવછંદો પાચસે ધનુષ પહોળો છે કાંઇક અધીકેરા પાચસે ધનુષ ઉંચો છે ત્યા દેવછંદાની મધ્યે એકસો આઠ જીન (દેવતાની) પ્રતિમા છે, તે જીન (દેવતાની) કાયા પ્રમાણે છે એમ સર્વ સિદ્ધાયતનની વક્તવ્યતા પુર્વની પરે કહેવી જાવત્ ધુપના કડછા છે તે સિદ્ધાયતનનો ઉપરનો ભાગ મેળ પ્રમારન રત્ને કરી ઉપશોભીત છે

વળી તે જંબુ સુદર્શનો મુળે બાર પદ્મવર વેદિકાએ કરી સઘળે ચોફેર વેષ્ટીત છે. તે પદ્મવર વેદિકા અર્ધ જોજન ઉંચી ઉંચપણે છે પાચસે ધનુષ પહોળપણે છે, તેનો વર્ણન પુર્વની પરે કહેવો

વળી તે જંબુ સુદર્શન વૃક્ષ અનેરા એકસો આઠ જંબુ મૂળ જંબુથકી અર્ધ ઉંચપણે તેણે કરી સઘળે ચોફેર વ્યાપ્ત છે તે જંબુ વૃક્ષ ચાર જોજન ઉંચા ઉંચપણે છે, એક કોસ ઉંડપણે છે, એક જોજનનો સ્કંધ તે થડ છે તે થડ એક કોસ પહોળપણે છે ત્રણ જોજનની નીકળતી ઉંચી શાખા છે ઘણ મધ્ય દેશ ભાગે ચાર જોજન લાંબપણે પહોળપણે છે સનાચાર જોજન સનાગે ઉંચપણે છે તેના વજ્રમય મૂળ છે તેહનો વર્ણ ચૈત્યવૃક્ષના સરખો કરવો

વળી તે જંબુ સુદર્શનાને વાયવ્ય ખુણે ઉત્તર દીસે ઇશાન ખુણે ઇહા અનાધૃત દેવતાના, ચાર હજાર સામાનીક દેવતાના, ચાર હજાર જંબુ છે જંબુ સુદર્શનને પુર્વ દીસે ઇહાં અનાધૃત દેવતાની ચાર અગ્ર મહીષીના ચાર જંબુ છે એમ સર્વ પરીવાર કહેવો જંબુને જાવત્ ચારે દીસે આત્મ રક્ષકના સોળ હજાર જંબુ છે હવે તેનો વિસ્તાર કહેછે મૂળ જંબુ ૧ તેને ફરતા ૧૦૮, તેને ફરતા ૩૮૦૧૧ તેને ફરતા ૧૬,૦૦૦ સર્વ મળીને ૫૦,૧૨૦) જંબુ છે તે સર્વ પૃથ્વીકાય રૂપ છે સાસતે ભાવે છે તે મૂળ જંબુએ અનાધૃત દેવતા પોતે રહે છે ને તેની પહેલી પરિધીએ તેહના ભુષણાદિ ઉપકરણ છે બીજી પરિધીએ પરીવાર રહે છે ને ત્રીજી પરિધીએ આત્મ રક્ષક દેવતા રહે છે હવે સહુ સહુના જુદા જુદા જંબુ કહે છે

- ૧ મૂળ જંબુસુદર્શન અનાધૃત દેવતાનુ છે
- ૧૦૮ જંબુ સુદર્શન અનાધૃત દેવતાના ભંડાર છે
- ૪ જંબુ સુદર્શન અનાધૃત દેવતાની ચાર અગ્રમહીષીના છે
- ૭ જંબુ સુદર્શન અનાધૃત દેવતાના સાત કટકના સાત સ્વામીના છે

૪,૦૦૦ જંબુ સુદર્શન અનાદૃત દેવતાના સામાનીક દેવતાના છે
૮,૦૦૦ જંબુ અનાદૃત દેવતાની અભ્યંતર પરખદાના આઠ હજાર દેવતાના છે
૧૦,૦૦૦ જંબુ સુદર્શન અનાદૃત દેવતાની મધ્ય પરખદાના દશ હજાર દેવતાના છે
૧૨,૦૦૦ જંબુ અનાદૃત દેવતાની બાહીરની પરખદાના બાર હજાર દેવતાના છે
૧૬,૦૦૦ જંબુ સુદર્શન અનાદૃત દેવતાના આત્મરક્ષક દેવતાના ત્રીજી પરિધીએ છે
૫૦,૧૨૦ સર્વ સરવાળે પચાસ હજાર એકસો વીશ જંબુ સુદર્શન વૃક્ષ છે

એ વિસ્તાર કરી બતાવ્યો વળી જંબુ સુદર્શનની ચો ગમ સો જોજનના ત્રણ વનખંડ છે તેણે કરીને સર્વ ચોમેર પરીક્ષામ વેઢીત (વિંટ્યાં) છે તે કહે છે પહેલું ૧, બીજું ૨, ને ત્રીજું ૩ એ પ્રત્યેક સો સો જોજનના જાણવા

વળી તે જંબુ સુદર્શનની પુર્વદીશે પહેલું વનખંડ પચાસ જોજન અવગાહીને જઈએ ઇહાં એક મોટું ભવન છે તેનો વર્ણન જેમ જંબુ સુદર્શન ઉપરે પુર્વશાખાએ ભવન કહ્યું તેમ કહેવો યાવત્ દેવશય્યા સાંગે સર્વ કહવું, એમ દક્ષીણે, પશ્ચિમે, ને ઉત્તર દીશી ચાર ભવન કહેવાં

વળી તે જંબુ સુદર્શનથી ઉત્તર પૂર્વે ઇશાનખુણે પહેલું વનખંડ પચાસ જોજન અવગાહી જઈએ ઇહાં ચાર નંદા પુષ્પકરણી છે તેના નામ કહે છે પદ્મા ૧ પદ્મપ્રભા ૨, કુમુદા ૩ ને કુમુદપ્રભા ૪ તે એક કોશ લાંબી છે, અર્ધકોશ પહોળી છે ને પાંચસે ધનુષ ઉંડી છે આકાશ ફટીકમય સ્વચ્છ શુદ્ધ, મૃષ્ટ પંક રહીત રજ રહીત યાવત્ પ્રતિરૂપ છે તેનો વર્ણન પૂર્વલીપરે યાવત્ તોરણ લગે કહેવો વળી તે ચાર નંદા પુષ્પકરણીને વચ્ચે મધ્ય દેશભાગે ઇહાં એક પ્રાસાદાવતંસક છે, તે એક કોશ લાંબપણે છે, અર્ધકોશ પહોળપણે છે તેનો વર્ણન પુર્વલીપરે કહેવો યાવત્ સીંહાસન પરીવાર રહીત કહેવું એમ દક્ષીણ, પૂર્વ અગ્નીખૂણે પણ પચાસ જોજન અવગાહી જઈએ ત્યાં વનખંડમાંહે ચાર નંદા પુષ્પકરણી છે તે કહે છે ઉત્પલ ગુલ્મા ૧, નલીના ૨ ઉત્પલા ૩ ને ઉત્પલઉજ્વલા ૪ તેહનું પ્રમાણ પુર્વલીપરે તેમજ પ્રાસાદાવતંસક તેહનું પ્રમાણ પૂર્વપરે કહવું એમ દક્ષિણ, પશ્ચિમ ને નૈઋત્યખુણે પણ વનખંડમાંહે પચાસ જોજન અવગાહી જઈએ ત્યાં પણ ચાર નંદા પુષ્પકરણી છે તેહના નામ કહે છે ભૃંગા ૧, ભૃંગનિભા ૨, અંજના ૩ ને કજ્જળપ્રભા ૪ શેષ સર્વ તેમજ પૂર્વલીપરે કહેવું વળી જંબુ સુદર્શનથકી ઉત્તર પશ્ચિમે વાયવ્યખુણે પહેલું વનખંડ પચાસ જોજન અવગાહી જઈએ ઇહાં ચાર નંદા પુષ્પકરણી છે તેના નામ શ્રીકંતા ૧ શ્રીમહિતા ૨, શ્રીચંદ્રા ૩, તેમજ શ્રીનિલયા ૪ તેનું પ્રમાણ પણ તેમજ જાણવું ને તેમજ વીચે એક પ્રાસાદાવતંસક છે

વળી તે જંબુ સુદર્શનાએ પુર્વદીશાના ભવનને ઉત્તરદીશે ને ઇશાનખૂણાના પ્રાસાદાવતંસકને દક્ષિણ દિશે ઇહાં એક મોટો કૂટ કહ્યો છે તે આઠ જોજન ઉંચો ઉચ્ચપણે છે મૂળે બાર જોજન લાંબપણે, પહોળપણે છે, મધ્યવચ્ચે આઠ જોજન લાંબપણે પહોળપણે છે ને ઉપરે ચાર જોજન લાંબપણે પહોળપણે છે મૂળે કાંઇક ઝાઝેરા સાડત્રીશ જોજન

પરિધીપણે છે, વચે કાઇક આઝેરા પચવીશ જોજન પરિધીપણે છે ને ઉપરે કાઇંક આઝેરા બાર જોજન પરિધીપણે છે મુળે વિસ્તીણ છે (બાર જોજન માટે) વચે સાકડો છે (આઠ જોજન માટે) ને ઉપરે પાતળો છે (ચાર જોજન માટે) ગોપુછને સસ્થાને સસ્થીત છે સર્વ જંબુનદમય છે આછો જાવત્ પ્રતિરૂપ છે તે કુટ એક પદ્મવર વેદિકાએ ને એક વનખંડે કરી સઘળે ચોકફેર વિટયો છે તે વેદિકા ને વનખડનો વર્ણન પુર્વપરે કહેવો જાવત્ દેવતા બેસે છે વળી તે કુટને ઘણુ મધ્યદેશભાગે ઇહા એક મોટુ સિદ્ધાયતન છે તે એક કોશ લાબપણે છે, અર્ધકોશ પહોળપણે છે ને દેશેઉણ એક કોશ (પોણો કોશ) ઉંચુ ઉંચપણે છે જાવત્ એકસો આઠ જીન (દેવતાની) પ્રતિમા છે જાવત્ તેની વક્તવ્યતા સર્વ પુર્વેલીપરે કહેવી

વળી તે જંબુ સુદર્શનાએ પુર્વદીશીના ભવનને દક્ષિણદીશે ને અગ્નીખુણાના પ્રાસાદાવતસકને ઉત્તરદીશે ઇહા એક મોટો કુટ કહ્યો છે (એ બીજો કુટ) તેહજ પ્રમાણ પહેલા કુટનીપરે સા સિદ્ધાયતન છે

વળી જંબુ સુદર્શનાના વનખડમાહે દક્ષિણદીશીના ભવનને પુર્વદીશે ને દક્ષીણ પુર્વ અગ્નીખુણાના પ્રાસાદાવતસકને પશ્ચિમદીશે ઇહાં એક મોટો કુટ કહ્યો છે તેવું તેહજ પ્રમાણ ને સિદ્ધાયતન કહેવુ (એ ત્રીજો કુટ)

વળી જંબુસુદર્શનાના વનમા દક્ષણદીશીના ભવનને પશ્ચિમદીશે ને દક્ષિણ પશ્ચિમ નૈરુત્ય ખુણના પ્રાસાદાવતસકને પુર્વદીસે ઇહા એક મોટો કુટ કહ્યા છે (એ ચોથો કુટ) તેહજ પ્રમાણ ને સિદ્ધાયતન કહેવુ

વળી જંબુસુદર્શનાના વનમા પશ્ચિમ દીશીના ભવનને દક્ષિણદીસે ને દક્ષિણ પશ્ચિમ નૈરુત્યખુણના પ્રાસાદાવતસકને ઉત્તરદીસે ઇહા એક મોટો કુટ છે (એ પાચમો કુટ) તેહજ પ્રમાણ ને સિદ્ધાયતન કહેવુ

વળી જંબુસુદર્શનાના વનમા પશ્ચિમ દીશીના ભવનને ઉત્તરદીસે ને ઉત્તર પશ્ચિમ વાયવ્યખુણના પ્રાસાદાવતસકને દક્ષિણદીસે ઇહા એક મોટો કુટ છે (એ છઠો કુટ) તેહજ કુટનુ પ્રમાણ ને સા સિદ્ધાયતન કહેવુ

વળી જંબુસુદર્શનાના વનમા ઉત્તરદીસીના ભવનને પશ્ચિમદીસે ને ઉત્તર પશ્ચિમ વાયવ્યખુણના પ્રાસાદાવતસકને પુર્વદીસે ઇહા એક મોટો કુટ છે (એ સાતમો કુટ) તેહજ પ્રમાણ ને સિદ્ધાયતન કહેવુ

વળી તે જંબુસુદર્શનાના વનમાહે ઉત્તરદીસીના ભવનને પુર્વદીસે ને ઉત્તર પુર્વ ઇશાન ખુણના પ્રાસાદાવતસકને પશ્ચિમદીસે ઇહા એક મોટો કુટ છે (એ આઠમો કુટ) તેહજ પ્રમાણ પહેલા કુટની પરે અને ઉપરે તેમજ સિદ્ધાયતન કહેવુ

વળી તે સુદર્શના ઓરે ઘણે તિલક વૃક્ષે કરી લકુચ વૃક્ષે કરી જાવત્ રાજવૃક્ષે કરી જાવત્ ચોકફેર વીટેલ છે તે જંબુસુદર્શનાને ઉપરે ઘણા આઠ આઠ મગળીક છે તે

કહેછે સાથીઓ ૧, શ્રીન્ઠ ૨, જાવત્ દપણ ૮, કૃષ્ણચામર ધ્વજા જાવત્ ઝના તિ જ્ઞછે

વળી તે જંબુ સુદર્શનાના બાર નામ કહ્યા છે તે કહે છે સબમાર દર્શન માટે સુદર્શના ૧, નિ ફળ નહીં સાસ્વતા છે માટે અમોઘા ૨, મગિન્ન બધ માટે સુપ્રબદ્ધા ૩, જસવંત માટે જસોધરા ૪, જંબુદ્વીપ નામ વિસ્તારે માટે વિદેહ જંબુ ૫, ઉત્તમ વૃક્ષ માટે સોમનસ ૬ સાસ્વતા માટે નિયતા ૭, સ્થિર માટે નિત્યમંડીતા ૮, ભદ્રકારી માટે સુભદ્રા ૯, વિસ્તીર્ણ માટે વિશાળા ૧૦ ભલો તે સુજ્જયા ૧૧, જે દેખતા મન પ્રસન્ન થાય માટે સુમના ૧૨, એ બાર બેલ. એટલે સુદર્શના જંબુવૃક્ષના એ બાર નામ કહ્યા

પ્રશ્ન—હે ભગવંત તે શ્યા માટે જંબુ સુદર્શના એહવુ નામ કહોછો?

ઉત્તર—હે ગૌતમ, જંબુ સુદર્શનાનો વિષે જંબુદ્વીપનો અધિપતિ (સ્વામી) અનાધૃત નામે દેવતા મહર્ધિક જાવત્ પલ્યોપમના આઉખાવત વસેછે તે દેવતા ત્યા ચાર હજાર સામાનીક દેવતાનુ જાવત્ જંબુદ્વીપનુ, જંબુ સુદર્શનાનું, અનાધૃત રાજ્યધાનીનુ અધિપતિપણુ કરતો થકો જાવત્ વિચરે છે

પ્રશ્ન—હે ભગવંત અનાધૃત દેવતાની અનાધૃત નામે રાજ્યધાની ક્યા છે?

ઉત્તર—હે ગૌતમ, જંબુદ્વીપના મેરુ પર્વતથકી ઉત્તર દીશે તીર્છા અસંખ્યાતા દ્વીપ સમુદ્ર પછી અનેરો જંબુદ્વીપ આવે ત્યા અનાધૃત રાજ્યધાની છે જાવત્ મહર્ધિક એમ સર્વ વ્યક્તવ્યતા વિજય રાજ્યધાનીની પરે કહેવી. તેમ વળી હે ગૌતમ જંબુદ્વીપનામા દ્વીપે ઉત્તર કુરુ ક્ષેત્રને વિષે તે તે ઠામે ત્યા ત્યા ઘણા જંબુવૃક્ષ જંબુના વર્ણ, જંબુના વન ખંડ નિત્ય ફુલ્યા ફુલ્યા જાવત્ શોભાએ કરી અતીવ અતીવ ઉપ શોભતા થકા રહેછે તેણે અર્થ હે ગૌતમ જંબુદ્વીપનામા દ્વીપ એહવુ નામ કહીએ છીએ તેમ વળી સદાય નિરંતર છે હે ગૌતમ જંબુદ્વીપનામા દ્વીપનું નામ સાસ્વતુ છે જે કોઇ કાળે એ નામ હતું નહીં એમ નથી જાવત્ નિત્ય સાસ્વતુ છે

પ્રશ્ન—હે ભગવંત, જંબુદ્વીપનામા દ્વીપને વિષે કેટના ચંદ્રમા પ્રભાસ્યા પ્રભાસે છે ને પ્રભાસશે કેટલા સૂર્ય તપ્યા, તપે છે ને તપશે કેટલા નક્ષત્ર ચંદ્રમાદિ ગ્રહો સાથે જોગ જોડયા જોડે છે ને જોડશે કેટલા મહાગ્રહ ચાર ચરતા હુવા, ચરે છે ને ચરશે કેટલા તારાના સમુહની ક્રોડાક્રોડીઓ શોભતી હુઇ, શોભે છે, ને શોભશે (એ પાચે પ્રકારના જ્યોતીષીની નવે કાળની પુછા કરી)

ઉત્તર—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપને વિષે બે ચંદ્રમા પ્રભાસ્યા, પ્રભાસે છે ને પ્રભાસશે બે સૂર્ય તપ્યા તપે છે ને તપશે છપન નક્ષત્ર ચંદ્રમા સાથે જોગ જોડયા, જોડે છે ને જોડશે એક સો છોતેર મહાગ્રહ ચાર ચરતા હુઆ ચરે છે, ને ચરશે એક લાખ, તેત્રીશ હજાર નવસે ને પચાશ એટલી ક્રોડાક્રોડી ૧૩૩૯૫૦૦૦૦૦૦૦૦૦૦૦ તારાગણ સમુહ શોભતા હુઆ શોભે છે, ને શોભશે એટલે એ જંબુ દ્વીપનો અધિકાર સંક્ષેપ માત્ર પુરો થયો

તે જંબુદ્વીપનામા દ્વીપ પ્રતે લવણનામા સમુદ્ર વૃત્ત વળીયાને આકારે ગ્લોયકો જંબુ દ્વીપને સઘળે ચોકફેર વીંટીને રહ્યો છે જેથી કરી લવણ સમુદ્રનો અધિકાર હવે કહે છે

### ૭૮. લવણ સમુદ્રનો અધિકાર. ॥૨॥

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્ર શું સમ ચક્રવાળે સંસ્થિત છે કે વિષમ ચક્રવાળે સંસ્થિત છે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ ચક્રવાળે સંસ્થિત છે, પણ વિષમ ચક્રવાળે સંસ્થિત નથી

**પ્રશ્ન**—હે ભગવંત, લવણનામા સમુદ્ર કેટલો ચક્રવાળે પહોળપણે ફરતો છે? ને કેટલો પરિધીપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્ર બે લાખ જોજન ચક્રવાળ ફરતો પહોળપણે છે ને પંદર લાખ એકાસી હજાર એકસો ઓગણપચાશ જોજન કાંઇક ઝાઝેરા પરિધીપણે છે

તે લવણ સમુદ્ર એક પદ્મવર વેદિકાએ ને એક વનખંડે કરી સઘળે ચોકફેર વીંટીયો થકો રહે છે તે પદ્મવર વેદિકા ને વનખંડનો વર્ણન પુર્વ પરે કહેવો તે પદ્મવર વેદિકા અર્ધ જોજન ઉંચી ઉંચપણે છે પાંચસે ધનુષ પહોળપણે છે, ને લવણ સમુદ્ર જેવડી પરિધીપણે છે. શેષ સર્વ તેમજ પુર્વપરે કહેવુ તે વનખંડ દેસે ઉણા બે જોજન પહોળપણે છે જાવત્ દેવતા વિચરે છે

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રના કેટલા દ્વાર કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના ચાર દ્વાર કહ્યા છે વિજય ૧, વિજયંત ૨, જયંત ૩, ને અપરાજીત ૪

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રનું વિજય નામે દ્વાર કયાં કહ્યુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્રને પુર્વને અંતે ને ધાતકીખંડ દ્વીપને પુર્વાર્ધ પશ્ચિમની દીસે સીતા મહા નદીને ઉપરે ત્યાં લવણ સમુદ્રનું વિજયનામા દ્વાર કહ્યુ છે, તે દ્વાર આઠ જોજન ઉંચુ ઉંચપણે છે ને ચાર જોજન પહોળપણે છે એમ જંબુ દ્વીપના વિજયદ્વાર ની પરે સર્વ સરખો વર્ણન જાવત્ આઠ આઠ મંગળિકના વર્ણવ સુધી કહેવો પણ એટલો વિશેષ જે રાજ્યધાની પૂર્વને દીસે અનેરે લવણ સમુદ્રે કહી છે

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રનુ વિજયંતનામા દ્વાર કયાં કહ્યુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્રને દક્ષિણ દીસને અંતે ને ધાતકીખંડ દ્વીપને પાંતે દક્ષણાર્ધથકી ઉત્તરે વિજયંતનામા દ્વાર કહ્યુ છે શેષ સર્વ વિજયદ્વારની પરે કહેવુ

**પ્રશ્ન**—હે ભગવંત લવણ સમુદ્રનુ જયંતનામા દ્વાર કયાં કહ્યુ છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્રની પશ્ચિમ દીસીને અંતે ને ધાતકીખંડ દ્વીપને પાંતે પશ્ચિમાર્ધથકી પુર્વ સીતા મહા નદીને ઉપરે જયંતનામા દ્વાર કહ્યુ છે શેષ સર્વ તેમજ પુર્વ પરે કહેવુ

પ્રશ્ન—હે ભગવત, લવણ સમુદ્રનુ અપરાજીતનામા દ્વાર કયા કહ્યુ છે?

ઉત્તર—હે ગૌતમ, લવણ સમુદ્રની ઉત્તર દીશીએ અંતે ને ધાતકીખંડ દ્વીપને પતિ ઉત્તર ધયકી દક્ષિણે અપરાજીતનામા દ્વાર છે એમ સર્વ પૂર્વ પરે વિજયદ્વાર જેવુ કહેવુ

પ્રશ્ન—હે ભગવત, લવણ સમુદ્રના દ્વારદ્વારને એકને એક દ્વારથી બીજા દ્વારને આબા ધાએ કેટલુ અતર કહ્યુ છે?

ઉત્તર—હે ગૌતમ ત્રણ લાખ, પચાણુ હજાર, બસે એશી જોજન ને તે ઉપર એક કોસ એટલું આતરૂં કહ્યુ છે, (તે કેમજે એકેક દ્વારનું પહોળપણુ ચાર ચાર જોજનનું એટલે ચારે દ્વાર થઇને સોળ જોજન થાય વળી એકેકે દ્વાર બારસાખની સાખા એકેક કોસની એટલે ચાર દ્વારની સાખા ગણના ચાર દુ આઠ કોસ થાય. તે આઠ કોસના બે જોજનને પુરના સોળ જોજનમાં ભેળતા અગાર જોજન થાય, તે લવણની સઘળી પરિધી માહેથી બાદ કરીએ તે બાકી રહેતાને ચાર ભાગે વહેંચીએ ત્યારે ત્રણ લાખ, પચાણુ હજાર, બસે એશી જોજન એક કોસ એટલું એક દ્વારથી બીજા દ્વારને આતરૂં (છેદુ) જાણવુ એ ભાવાર્થ)

પ્રશ્ન—હે ભગવત, લવણ સમુદ્રના પ્રદેશ ધાતકીખંડને સ્પરયા છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ જબુદ્વીપનું વ્યાખ્યાન કહ્યુ તેમ ધાતકીનામને આલાવે પણ સર્વ તેમજ કહેવુ

પ્રશ્ન—હે ભગવત લવણ સમુદ્રના છવ મરીને ધાતકીખડે ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, જબુદ્વીપની પરે સર્વ આળાવા સહીત કહેવુ

પ્રશ્ન—હે ભગવત, લવણ સમુદ્ર એહવુ નામ શ્યામાટે કહો છો?

ઉત્તર—હે ગૌતમ, લવણ સમુદ્રનું ઉદક (પાણી) આવીલ, રજવત, ચેજેકરી કાળે વર્ણે, સ્વભાવે નિપર કડુવ લવણ (ખારૂ) સરખુ અપ્રીય છે ઘણા દુપદ, ચતુષ્પદ મૃગ, પશુ, પખીયા, સરીસર્પાદિ તેહને પીવા જોગ્ય નથી પણ એટલો વિશેષ જે ત્યાના ઉપના મચ્છાદિક તેહને અપ્રીય નથી (લવણ સમુદ્ર થકી ઉપના તે સ્વજોની માટે તેહને પ્રાય છે) વળી સુસ્થિત એહવે નામે મહર્ધિક ત્યા લવણાધિપતિ દેવના જાવત્ પલ્યોપમની સ્થિતિ વત છે તે ત્યા ચાર હજાર સામાનીક દેવતાનું જાવત્ લવણ સમુદ્રનુ, સુસ્થિત રાજ્યધાનીનું અનેરા ઘણાનુ અધિપતિપણું કરતો થકો વીચરે છે તેણે અર્થે લવણ સમુદ્ર એહવુ નામ કહીએ વળી લવણ સમુદ્ર એહવુ સાસ્વતું નામ કહ્યુ છે

પ્રશ્ન—હે ભગવત, લવણ સમુદ્રને વિષે કેટલા ચદ્રમા કાંતિએ કરી દીપતા હુવા, દીપે છે ને દીપસે? એમ સૂર્ય નક્ષત્ર, ગ્રહ, તારા એ પાંચ જ્યોતિષી પુછયા

ઉત્તર—હે ગૌતમ લવણ સમુદ્રને વિષે ચાર ચદ્રમા દીપતા હુવા, દીપેછે ને દીપશે ચાર સૂર્ય તપતા હુવા, તપેછે ને તપશે એકસો બાર નક્ષત્ર ચદ્રમાદિક સાથે જોગ જોડયા જોડેછે, ને જોડશે ત્રણસે બાવન ગ્રહ ક્ષેત્ર પ્રતે ચાર ચરતા હુવા, ચરેછે ને ચરશે બે

લાખ, સતસઠ હજાર ને નવમે એટલી ક્રોડા ક્રોડી એટના તારાના સમુહ (જથ્થો) લવણ સમુદ્ર માહે શોભતા હુતા, શોભેછે ને શોભશે

**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રનું જળ (પાણી) શ્યા કારણે ચઉદશ, આઠમ, અમાવાસ્યા, પુનમે અસત અધિક અધિક વધે ઘટે (ભરતી ઓટ થાય) છે?

**ઉત્તર**—હે ગૌતમ, જંબુદ્વીપનામા દ્વીપની ચારે દીસે બાહીરલી વેદિકાના અંતથકી લવણ સમુદ્ર પચાણુ પચાણું હજાર જોજન અવગાહી જાએ ત્યા ચાર અત્યંત મોગ આનમવત મોટા અવજર (ભાજન વિશેષ) તેહને સસ્થાને સસ્થિત માહા પાતાળા કળશા છે તેના નામ પૂર્વ દીસે વળયા મુખ ૧, દક્ષિણે કેતુમુખ ૨, પશ્ચિમે યુપ ૩, ને ઉત્તરે ઇશ્વર ૪ તે માહા પાતાળા કળશા એકેક લાખ, લાખ જોજન જળ માહે ઉંડપણે છે મુળે દશ હજાર જોજન પોહોળપણે છે ત્યારપછી એક પ્રદેશે વધતા વધતા થકા વીચે એક પ્રદેશની શ્રેણીએ એક લાખ જોજન પોહોળપણે છે ને ત્યારપછી વળી પ્રદેશ પ્રદેશ ઘટતા ઘટતા થકા ઉપરે મુખને મુળે દશ હજાર જોજન પોહોળપણે છે વળી તે માહા પાતાળા કળશાની ફરીને કાહ ઠીકરી સઘળે સરખી એક હજાર જોજન જાડપણે છે તે સર્વ વજ્ર રત્નમય નિર્મળ જાવત્ પ્રતિરૂપ છે ત્યા ઘણા જીવ, ઘણા પુદગળ આશ્રય છે, ઉપજે છે, ચવે છે તે ઠીકરી દ્રવ્યાથપણે સાસ્વતિ છે ને વર્ણાદિકને પર્યાયે કરી અસાસ્વતિ છે વળી તે ચાર પાતાળા કળશે ચાર દેવતા મહર્ધિક જાવત્ એક પલ્યોપમની સ્થિતિએ વસે છે તેના નામ વળયા મુખે કાળ ૧, કેયુપે મહાકાળ ૨, યુપે વૈલંબ ૩, ને ઇશ્વરે પ્રભંજન ૪ તે માહા પાતાળા કળશાને ત્રણ ત્રણ ભાગ છે તે કહેછે હેઠલો ત્રીભાગ ૧, મધ્યનો ત્રીભાગ ૨, ને ઉપરલો ત્રીભાગ ૩, તે ત્રણ ભાગ માહીલો એકેકો ત્રીભાગ તેત્રીસ હજાર, ત્રણસે તેત્રીસ જોજન ને એક જોજનનો ત્રીજો ભાગ એટલો જાડપણે છે (લાખના ત્રણ ભાગ કરવા) ત્યા જે હેઠલો ત્રીભાગ તેમા વાયુકાય કેવળ વાયરો છે ને જે વચલો ત્રીભાગ તેમા વાયુમય ને અપકાય (વાયરો, પાણી) ભેળો રહે છે ને જે ઉપરલો ત્રીજો ભાગ છે ત્યા કેવળ અપમય (પાણી) છે

તેમ વળી હે ગૌતમ લવણ સમુદ્રને વિષે તે તે ઠામે ઘણા નાહના અનંજર ભાજનને સસ્થાને સસ્થિત તે નાહના પાતાળા કળશા છે તે નાના પાતાળા કળશા એક હજાર જોજન ઉંડા છે મુળે સો જોજન પોહોળા છે ત્યાર પછી પ્રદેશે પ્રદેસે વધતા વધતાથકા વચ્ચે એક પ્રદેશની શ્રેણીએ એક હજાર જોજન પોહોળા છે ત્યાર પછી પ્રદેશે પ્રદેસે ઘટતાં ઘટતાથકા ઉપરે મુખને ઠામે સો જોજન પોહોળા છે, તે લઘુ (નાના) પાતાળા કળશા ની ઠીકરી સઘળે સરીખી દશ જોજન જાડી છે તે સર્વ વજ્રમય નિર્મળ જાવત્ પ્રતિરૂપ છે ત્યા ઘણાં જીવ ઘણા પુદ્દગળ ઉપજે છે, ચવે છે તે ઠીકરી દ્રવ્યપણે સાસ્વતિ છે ને વર્ણાદિકને પર્યાએ કરી અસાસ્વતિ છે પ્રત્યેક પ્રત્યેક અર્ધ પલ્યોપમની સ્થિતિના દેવતાએ સહીત છે તે લઘુ પાતાળા કળશાને પણ ત્રણ ત્રણ ભાગ છે તે કહે છે હેઠલો ત્રીભાગ ૧, વચનો ત્રીભાગ ૨, ને ઉપરનો ત્રીભાગ ૩ તે એકેકો ત્રીભાગ ત્રણસે, તેત્રીસ જોજન

## ૧૧૧. રૂચકવરાવભાસ દ્વીપ. ॥૧૭॥

તે આગળે સતરમો રૂચકવરાવભાસ દ્વીપ છે ત્યા રૂચકવરાવભાસ ભદ્ર ને રૂચકવરાવભાસ માહા ભદ્ર નામે ઇહા બે દેવતા મહર્ધિક છે

## ૧૧૨. રૂચકવરાવભાસ સમુદ્ર ॥૧૭॥

તે પછી રૂચકવરાવભાસ સમુદ્ર છે ત્યા રૂચકવરાવભાસવર ને રૂચકવરાવભાસ માહા વર નામે બે દેવતા વસે છે

## ૧૧૩. હાર દ્વીપ. ॥૧૮॥

તે પરે અઢારમો હાર દ્વીપ છે ત્યા હારભદ્ર ને હાર માહાભદ્ર નામે બે દેવતા વસેછે

## ૧૧૪. હાર સમુદ્ર. ॥૧૮॥

તે પરે હાર સમુદ્ર છે ત્યા હારવર ને હાર મહાવર નામે બે દેવતા વસે છે

## ૧૧૫. હારવર દ્વીપ. ॥૧૯॥

તે પછી ઓગણીશમો હારવર દ્વીપ છે ત્યા હારવર ભદ્ર ને હારવર મહાભદ્ર નામે બે દેવતા મહર્ધિક વસે છે

## ૧૧૬. હારવર સમુદ્ર. ॥૧૯॥

તે પછી હારવર સમુદ્ર છે ત્યા હારવર ને હાર મહાવર નામે બે દેવતા વસે છે

## ૧૧૭. હારવરાવભાસ દ્વીપ. ॥૨૦॥

તે પછી વીસમો હારવરાવભાસ દ્વીપ છે ત્યા હારવરાવભાસ ભદ્ર ને હારવરાવભાસ મહાભદ્ર નામે બે દેવતા વસે છે

## ૧૧૮. હારવરાવભાસ સમુદ્ર ॥૨૦॥

તે પછી હારવરાવભાસ સમુદ્ર છે ત્યા હારવરાવભાસવર ને હારવરાવભાસ મહાવર નામે બે દેવતા વસેછે

એમ સર્વ દ્વીપ, સમુદ્ર ત્રીપડ્યવતાર એટલે એકેક નામે ત્રણ ત્રણ જાણવા જાવત્ સૂર્યવરાવભાસ સમુદ્ર લગે ત્રીપડ્યવતાર જાણવા વળી દ્વીપને વિષે ભદ્ર ને મહાભદ્ર દેવતા ને સમુદ્રને વિષે વર ને મહાવર નામે દેવતા છે ને તેહને પુઠે દ્વીપ, સમુદ્રનુ નામ જોડીએ ઇક્ષુવર થકી માંડીને સ્વયંભૂરમણ દ્વીપ લગે સર્વ દ્વીપોને વિષે વાવ પ્રમુખ છે તે ઇક્ષુ રસ સમાન પાણીએ કરીને ભરી છે તે વાવ માહી ઉત્પાત પર્વત છે તે સર્વ વજ્ર રત્નમય છે

## ૧૧૯ દેવદ્વીપ. ॥૨૧॥

તે સૂર્યવરાવભાસ સમુદ્ર પછી દેવદ્વીપ છે ત્યા બે દેવતા મહર્ધિક દેવભદ્ર ને દેવ માહાભદ્ર નામે વસે છે

૧૨૦. દેવોદધી સમુદ્ર. ॥૨૧॥

તે પછી દેવોદધી સમુદ્ર છે ત્યા દેવવર ને દેવ મહાવર નામે બે દેવતા વસે છે

દેવ દ્વીપ, દેવ સમુદ્ર, નાગ દ્વીપ, નાગ સમુદ્ર, યક્ષ દ્વીપ, યક્ષ સમુદ્ર ભૂત દ્વીપ, ભૂત સમુદ્ર જાવત્ સ્વયભૂરમણ દ્વીપ ને સ્વયભૂરમણ સમુદ્ર તે પછી દ્વીપ, સમુદ્ર નથી, પણ અલોક છે જાવત્ સ્વયભૂરમણ દ્વીપે સ્વયભૂરમણ ભદ્ર ને સ્વયભૂરમણ મહાભદ્ર નામે બે દેવતા મહર્દ્ધિક વસે છે

૧૨૧. સ્વયભૂરમણ સમુદ્ર. ॥૨૨॥

તે સ્વયભૂરમણ દ્વીપને સ્વયભૂરમણ સમુદ્ર વૃત્ત વલીયાને આકારે ફરતો વીંટીને રહ્યો છે જાવત્ અસખ્યાતા લાખ જોજન પોહળપણે અને પરિધિપણે છે ( કોઈ લાખ જોજનને અધીક ગજનો ચોથો ભાગ પોહોળપણે છે )

**પ્રશ્ન**—હે ભગવત સ્વયભૂરમણ સમુદ્ર એવુ નામ શ્યે અર્થ કહો છો?

**ઉત્તર**—હે ગૌતમ, સ્વયભૂરમણ સમુદ્રનું પાણી નિર્મળ છે આછુ, પથ્ય નિરોગ, જાત્યુ હળવુ સ્ફટિક સરખુ વર્ણે કરી નિર્મળ ને સ્વભાવીક પાણી સમાન સ્વાદે કરી છે વળી સ્વયભૂરમણવર ને સ્વયભૂરમણમહાવર નામે બે મોટા દેવતા વસે છે શેષ સર્વ તેમજ પૂર્વીપરે જાણવુ જાવત્ અસખ્યાતી ક્રોડાક્રોડી તારાના સમૂહ શોભતા હુવા, શોભે છે ને શોભશે

૧૨૨. સર્વ દ્વીપ, સમુદ્ર આશ્રી અધિકાર

**પ્રશ્ન**—હે ભગવત કેટલા જબુદ્વીપ એવે નામે દ્વીપ છે?

**ઉત્તર**—હે ગૌતમ, અસખ્યાતા જબુદ્વીપ નામે દ્વીપ છે

**પ્રશ્ન**—હે ભગવત, કેટલા લવણ સમુદ્ર એહવે નામે સમુદ્ર છે?

**ઉત્તર**—હે ગૌતમ, અસખ્યાતા લવણ સમુદ્ર નામે સમુદ્ર છે

વળી એમ ધાતકીખડ નામે પણ અસખ્યાતા દ્વીપ છે એમ જાવત્ અસખ્યાતા સૂર્યવરાવભાસ સમુદ્ર નામે છે પણ દેવદ્વીપ નામે એકજ દ્વીપ છે તેમ દેવોદધી સમુદ્ર નામે એકજ સમુદ્ર છે એમ નાગ દ્વીપ, નાગ સમુદ્ર યક્ષ દ્વીપ, યક્ષ સમુદ્ર ભૂત દ્વીપ ભૂત સમુદ્ર, સ્વયભૂરમણ દ્વીપ, સ્વયભૂરમણ સમુદ્ર એ પાચ દ્વીપ, સમુદ્ર નામથકી એકેકાજ છે

**પ્રશ્ન**—હે ભગવત, લવણનામા સમુદ્રનુ પાણી કેવે સ્વાદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, લવણ સમુદ્રનુ પાણી આવીલ મલીન છે ગોમૂત્ર સરખુ, લુણસરખુ કડવુ, ખારૂ, અણપીવાજોગ્ય ઘણા દુપદ, ચઉપ , મૃગ, પશુ પખી સરીસપ, મનુષ્યને પીવા જોગ્ય નથી, પણ એટલો વિશેષ જે કેવળ તે જળમાહે જે મચ્છાદિક ઉપના છે તેહને પીવા જોગ્ય છે

**પ્રશ્ન**—હે ભગવત, કાળો ધી નામા સમુદ્રનું પાણી કહેવુ આસ્વાદે છે?

ઊત્તર—હે ગૌતમ, આસને સુખકારી, પુષ્ટકારી, મનોહર છે વર્ણ કાળુ છે અડદના પુંજ (ઢગના) સરખુ વર્ણ છે ને સ્વભાવીક પાણી સમાન સ્વાદ છે

પ્રશ્ન—હે ભગવંત, પુષ્કરોદધી સમુદ્રનુ પાણી કેહવુ સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, આછુ, નિર્મળ, જાત્યુ, હળવુ સ્ફટિક સરીખુ સ્વેત વર્ણે ને નિર્મળ સ્વાભાવિક પાણી સમાન સ્વાદે છે

પ્રશ્ન—હે ભગવંત, વારૂણોદધી સમુદ્રનું પાણી કેહવુ સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ પત્રનો આસવ હોય, ફુલનો આસવ હોય, ખજુરનો સાર હોય દ્રાખનો સાર (રસ) હોય, પાકી સેલડીનો રસ હોય, મેરક મદ્યજાતની કાપીસાયન (મદિરા વિશેષ) ચંદ્રપ્રભા મદિરા, મણિસીલાકા મદિરા, વરપ્રધાન સીધુ (મદ્ય) ઉત્તમ વારૂણી મદિરા, આઠ વાર પીષ્ટે પ ણીત મદિરા, જાંબુના ફળ સમાન વર્ણી ઉત્તમ મદિરા, ઉત્કૃષ્ટ મ ઘત, વગારેક હોઠે પીતા વિલબ કર (મીઠી માટે) ચડાકે કરી લગાવેજ આખ લાલ કરે આસ્વાદના જોગ્ય છે પુષ્ટકારી, મનોહર વર્ણ કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગાતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, વારૂણોદધી સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં વારૂણો દધી સમુદ્રનું પાણી એથકી અત્યંત ઇષ્ટ છે જાવત્ સ્વાદે કરીને કહ્યુ છે

પ્રશ્ન—હે ભગવંત, ક્ષીરોદધી સમુદ્રનુ પાણી કેહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગાતમ, જેમ કોઇ રાજા ચાતુરંત ચક્રવર્તિને અર્થ ચાતુરંત ચાર ઠામે પરણીત એહવુ ગાયનું દૂધ હોય (દશ હજાર ગાયનું દૂધ એક હજાર ગાયને પાઇએ, હજારનું સોને સોનુ દશને, અને દશ ગાયનું દૂધ એક ગાયને પાઇએ તે ચાતુરંત કહીએ) તે દૂધ વળી પ્રયત્ને, ઉદ્યમે કરીને મંદ અગ્નીએ કઢ્યુ વર્ણે કરી સહીત ઉત્તમ ખાંડ, ગોળ અને સાકર તેણે કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત ક્ષીરોદધી સમુદ્રનુ પાણી એહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગાતમ એ અર્થ સમર્થ નહીં એ ક્ષીર સમુદ્રનું પાણી એથકી અત્યંત ઇષ્ટ જાવત્ આસ્વાદે કરી છે

પ્રશ્ન—હે ભગવંત, ધૃતોદધી સમુદ્રનું પાણી કેહવુ સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ ધૃતોદધી સમુદ્રનુ પાણી જેમ કોઇ શરદ ઋતુનો ગોધૃતનો (ગાયનાઘીનો) માંડો, (સમુહ) સલકી તથા નવે કણયર તેહના ફુલને વર્ણ જેવો ભલી પરે કરીને ઉદાર મનોહર તાજુ તાવેલુ ઘીગા કચ્ચા રહીત વર્ણ કરી સહીત જાવત્ સ્પર્શે કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે છે

પ્રશ્ન—હે ભગવંત, ધૃતોદધી સમુદ્રનુ પાણી એહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં ઘૃતોદધી સમુદ્રનું પાણી એથકી અસત ઇષ્ટછે
પ્રશ્ન—હે ભગવંત, ક્ષુવર સમુદ્રનું પાણી કેહવુ સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ મોટી જાતની ખુ દેશની ઉપની, હળીયાળ સરીખી પીત વર્ણે પરીપકપણાથી કાળી ગાંઠ છે સાંઠાનો હેઠલો ભાગ ને ઉપરનો ભાગ વરજીને વચનો ભાગ રાખીને ભગવંત મનુષ્યે યંત્ર કોળા (ગીરોળા) માંહે ઘાલીને પીલી તેહનો જે રસ હોય તે વસ્ત્રે કરી ગળીત તજ એલની, કેશર કપુર એ ચાતુર્જાતકે વાસીત અસત પથ્ય નિરોગ હળવો વપુ કરી મહીન યાવત્ સ્પર્શ કરી સહીત હોય ત્યારે ગૌતમ પુછે કે

પ્રશ્ન—હે ભગવંત, ઇક્ષુવર સમુદ્રનું પાણી એહવે સ્વાદે છે?

ઉત્તર—હે ગાતમ, એ અર્થ સમર્થ નહીં ઇક્ષુવર સમુદ્રનું પાણી એથકી અસત ઇષ્ટ છે એમ શેષ સર્વ સમુદ્રના પાણી ઇક્ષુ રસ સરીખા જાણવા જાવત્ ભૂતોદધી સમુદ્ર લગે એમ કહેવું

પ્રશ્ન—હે ભગવંત, સ્વયંભૂ મણ સમુદ્રનું પાણી કેહવુ સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, સ્વયંભૂ મણ સમુદ્રનું પાણી આછું, જાત્યુ પથ્ય, નિર્મળ, જેમ પુષ્કરો દધી સમુદ્રનું પાણી કહ્યું તેમ કહેવું

પ્રશ્ન—હે ભગવંત, કેટલા સમુદ્રના પાણી જુદા જુદા સ્વાદવંત છે?

ઉત્તર—હે ગાતમ, ચાર સમુદ્રના પાણી, જુદા જુદા સ્વાદવંત છે લવણ સમુદ્ર ૧, વારૂણોદધી સમુદ્ર ૨, ક્ષીરોદધી સમુદ્ર ૩, ને ઘૃતોદધી સમુદ્ર ૪ એ ચારના જુદા જુદા સ્વાદ છે

પ્રશ્ન—હે ભગવંત, કેટલા સમુદ્રના પાણી સ્વભાવીક પાણી જેહવા સ્વાદે છે?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ સમુદ્રના પાણી સ્વભાવીક પાણી સરખા સ્વાદે છે કાળોદધી સમુદ્ર ૧, પુષ્કરોદધી સમુદ્ર ૨, ને સ્વયંભૂરમણ સમુદ્ર ૩, એમ શેષ સર્વ સમુદ્રના પાણી પ્રાએ સેળડીના રસ સમાન સ્વાદવંત છે અહો શ્રમણો આવખારતો!

પ્રશ્ન—હે ભગવંત, કેટલા સમુદ્ર ઘણે મચ્છ કચ્છપાદિ જળચર જીવે કરી સહીત સમુદ્રછે?
ઉત્તર—હે ગૌતમ ત્રણ સમુદ્ર ઘણે મચ્છ કચ્છાદિ જળચર જીવે કરી સહીત છે લવણ સમુદ્ર ૧ કાળોદધી સમુદ્ર ૨, ને સ્વયંભૂરમણ સમુદ્ર ૩ અવશેષ બીજા સર્વ સમુદ્ર થોડે મચ્છ કચ્છપે કરી સહીત છે

પ્રશ્ન—હે ભગવંત લવણ સમુદ્રને વિષે કેટલી મચ્છની કુળકોડી છે ને જેનીના લક્ષ છે?
ઉત્તર—હે ગૌતમ, સાત લક્ષ કુળકોડી મચ્છની જાત છે ને અનેક જોની છે
પ્રશ્ન—હે ભગવંત, કાળોદધી સમુદ્ર તેને વિષે કેટલી મચ્છની જાતી કુળકોડી જોની છે?
ઉત્તર—હે ગૌતમ, નવ લક્ષ કુળકોડી મચ્છની જાત છે

**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયભૂરમણ સમુદ્રો વિષે કેટલી મચ્છની કુળકોડી જાત છે?
**ઉત્તર**—હે ગૌતમ, સાડીબાર લાખ કુળકોડી મચ્છની જાત છે
**પ્રશ્ન**—હે ભગવંત, લવણ સમુદ્રને વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહના છે?
**ઊત્તર**—હે ગૌતમ, જઘન્યથી આગુળનો અસખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે પાચસે જોજન મચ્છના શરીર છે
**પ્રશ્ન**—હે ભગવંત, કાળો ધી સમુદ્રને વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહના છે?
**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આગુળનો અસખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે સાતસે જોજન મચ્છના શરીર છે
**પ્રશ્ન**—હે ભગવંત, સ્વયભૂરમણ સમુદ્રો વિષે મચ્છની કેવડી મોટી શરીરની અવગાહનાછે?
**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય આગુળનો અસખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટપણે એક હજાર જોજન મચ્છના શરીર છે
**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે નામે કરી દ્વીપ, સમુદ્ર છે?
**ઉત્તર**—હે ગૌતમ, જેટલા લોકને વિષે સુભ નામ છે, સુભ વર્ણ છે જાવત્ સુભ સ્પરા છે, એટલે નામે દ્વીપ, સમુદ્ર છે
**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ, સમુદ્ર કેટના ઉદાર સમયે માને કહ્યા છે?
**ઉત્તર**—હે ગૌતમ, જેટના અઢી સાગરોપમના ઉદ્ધાર સમય થાય (ઉછેદા આગુળના જોજન પ્રમાણ લાબો પોહોળો પાલો કરીએ તેમા જુગળીયાના બાળકના કેશ (મોવાળા) એકના સખ્યાના ખડ કાપીને તેણે ઠામે ભરીએ તે સમયે સમયે એકેકો ખડ કાઢતા જેટલે કાળે તે પાનો ઠાલો થાય ત્યારે એક ઉદ્ધાર પલ્યોપમ થાય એહવા દશ કોડાકોડ પલ્યોપમે એક ઉદ્ધાર સાગરોપમ થાય એહવા અઢી સાગરોપમના સમય પ્રમાણ દ્વીપ, સમુદ્ર છે) એટના દ્વીપ, સમુદ્ર ઉદ્ધાર સમયને માને છે
**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ, સમુદ્ર શુ પૃથ્વી પરીણામે છે, કે જીવ પરીણામે છે, કે પુદ્દગળ પરીણામે છે?
**ઉત્તર**—હે ગૌતમ, પૃથ્વી પરીણામે છે જીવ પરિણામે છે ને પુદ્દગળ પરીણામે છે
**પ્રશ્ન**—હે ભગવંત, દ્વીપ સમુદ્રને વિષે સર્વ પ્રાણી (બેઇદ્રિયાદિક) સર્વ ભુત* (વનસ્પતિ) સર્વ જીવ (પચેદ્રિ) સર્વ સત્વ (પૃથ્વ્યાદિ) પૃથ્વીકાયપણે જાવત્ ત્રસકાયપણે પૂર્વે ઉપના છે?
**ઉત્તર**—હે ગૌતમ, અનેકવાર વારવાર અનંતવાર સર્વે ઉપના છે એ દ્વીપ, સમુદ્રનો અધિકાર સર્વ પુરો થયો

## ૧૬૩. ઇદ્રિયનો વિષય અને દેવસત્તા.

**પ્રશ્ન**—હે ભગવંત, કેટલે ભેદે ઇદ્રિ વિષયરૂપ પુદ્દગળ પરીણામ કહ્યા છે?
**ઊત્તર**—હે ગૌતમ, પાચ ભેદે ઇદ્રીય વિષય પુદ્દગળ પરીણામ કહ્યા છે તે શ્રોતેદ્રીનો વિષય ૧, જાવત્ સ્પર્શદ્રીનો વિષય ૫

**પ્રશ્ન**—હે ભગવત, શ્રોતેંદ્રીયનો પુદ્ગળ પરીણામ કેટલે ભેદે કહ્યો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે શુભ શબ્દ પરીણામ ૧, ને દુષ્ટ સબ્દ પરીણામ ૨

**પ્રશ્ન**—હે ભગવત, ચક્ષુ ઈંદ્રિયનો વિષય પુદ્ગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે સુરૂપ પરીણામ ૧ ને દુરૂપ પરીણામ ૨

**પ્રશ્ન**—હે ભગવત, ઘાણેંદ્રિયનો વિષય પુદ્ગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે સુગધ પરીણામ ૧ ને દુર્ગંધ પરીણામ ૨

**પ્રશ્ન**—હે ભગવત, રસેંદ્રિય વિષયનો પુદ્ગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે શુભ રસ પરીણામ ૧ ને દુષ્ટ રસ પરીણામ ૨

**પ્રશ્ન**—હે ભગવત, સ્પર્શેદ્રિય વિષયનો પુદ્ગળ પરીણામ કેટલે ભેદે કહયો છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહયો છે સુસ્પર્શ પરીણામ ૧ ને દુસ્પર્શ પરીણામ ૨

**પ્રશ્ન**—હે ભગવત તે નિસ્ચે અનેક પ્રકારના શબ્દ પરીણામને વિષે, અનેક પ્રકારના રૂપ પરીણામને વિષે, એમ ગંધ પરીણામને વિષે, રસ પરીણામને વિષે, સ્પર્શ પરીણામને વિષે પરીણમતા પુદ્ગળ તેહને પરીણામે છે એમ કહીએ?

**ઉત્તર**—હે ગૌતમ, હા અનેક પ્રકારના શબ્દ પરીણામને વિષે યાવત્ પરીણમતા પુદ્ગળ તેહને પરીણામે છે એમ કહીએ

**પ્રશ્ન**—હે ભગવત, તે નિશ્ચય શુભ શબ્દના પુદ્ગળ દુષ્ટ શબ્દપણે પરીણમે? ને દુષ્ટ શબ્દના પુદ્ગળ શુભ શબ્દપણે પરીણમે?

**ઉત્તર**—હે ગૌતમ હા શુભ શબ્દના પુદ્ગળ દુષ્ટ શબ્દપણે પરીણમે છે ને દુષ્ટ શબ્દના પુદ્ગળ શુભ શબ્દપણે પરીણમે છે

**પ્રશ્ન**—હે ભગવત, તે નિશ્ચય સુગધ પુદ્ગળ દુર્ગંધપણે પરીણમે છે? ને દુર્ગંધ પુદ્ગળ સુગધપણે પરીણમે છે?

**ઉત્તર**—હે ગૌતમ હા એમ સુગધ પુદ્ગળ દુર્ગંધપણે પરીણમે છે ને દુર્ગંધ પુદ્ગળ સુગધપણે પરીણમે છે

**પ્રશ્ન**—હે ભગવત, એમ સુરસ પુદ્ગળ દુરસપણે? ને દુરસ પુદ્ગળ સુરસપણે પરીણમે છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા એમજ પરીણમે છે

**પ્રશ્ન**—હે ભગવત, એમ સુસ્પર્શ પુદ્ગળ દુસ્પર્શપણે? ને દુસ્પર્શ પુદ્ગળ સુસ્પર્શપણે પરીણમે છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા એમજ પરીણમે છે

**પ્રશ્ન**—હે ભગવત, કોઇક દેવતા મહર્વિક યાવત્ મોટા પ્રભાવવત છે તે પૂર્વે જે પુદ્ગળ પાષાણાદિક પ્રતે બળે કરી નાખીને સમર્થ થાય? તેહીજ પાષાણાદિકને પુઠે ફરીને ધરતીએ પડ્યા પહેલા ગ્રહી શકે?

**ઉત્તર**—હે ગૈતમ, હા એમ કરવાને સમર્થ થાય

**પ્રશ્ન**—હે ભગવંત, તે કેણે અર્થ એમ કહો છો જે દેવતા મહર્ધિક જાવત્ ગ્રહી શકે?

**ઉત્તર**—હે ગૈતમ, પાષાણાદિક પુદ્ગલ નાખતી વેળાએ પ્રથમ સીઘ્ર (ઉતાવળી) ગતીવંત થઇને, ત્યાર પછી મંદ (હળવી) ગતીવંત થાય તે દેવતા મહર્ધિક જાવત્ માહા પ્રભાવંત પૂર્વે પણ તે પછી પણ ઉતાવળો ઉતાવળી ગતીવંત હોય તેણે અર્થ હે ગૈતમ! એમ કહીએ છીએ જે જાવત્ તે દેવતા નિશ્ચે જંબુદ્વીપને પછવાડે એકવીસ વાર ફરીને તે પુદ્ગળને ગ્રહે મેરૂની ચૂલિકાએ દેવતા ખડો ને જગતીની પોળે દેવાંગ્ના રહી ને તે હાથથી પાષાણાદિ પુદ્ગળ નાખે ભૂમિ ઉપર મુકે એટલે તે દેવતા મેરૂથકી જંબુદ્વીપની પાછળ એકવીશ વાર ફરીને તે પાષાણાદિક પુદ્ગળને ભૂમિએ પડે નહીં એટલામાં ગ્રહણ કરી લે એવી સીઘ્ર ગતિ દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા કોઇક મહર્ધિક જાવત્ માહા પ્રભાવવંત બાહીરલા અન્ય પુદ્ગલ શરીરથી લીધા વિના પૂર્વ પહેલાજ વાળ પ્રતે છેદ્યા ભેદ્યા વિના ગ્રહવા સમર્થ થાય? ગાંઠ બાંધી શકે?

**ઉત્તર**—હે ગૈતમ, એ અર્થ સમર્થ નહી (એને ગ્રહણ કરવા સમર્થ ન થાય)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરના અન્ય પુદ્ગળ, શરીરથી લીધા વિના પૂર્વંજ વાળપ્રતે છેદી ભેદીને ગ્રહવા સમર્થ થાય? ગાંઠ બાંધી શકે?

**ઉત્તર**—હે ગૈતમ, એ અર્થ સમર્થ નહીં એટલે ગ્રહણ કરવા સમર્થ ન થાય

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્ગળ ગ્રહીને પૂર્વંજ વાળ પ્રતે છેદ્યા ભેદ્યા વિના ગ્રહવા સમર્થ થાય? ગાંઠ કરી શકે?

**ઉત્તર**—હે ગૈતમ એ અર્થ સમર્થ નહીં

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરલા પુદ્ગળ ગ્રહીને પૂર્વંજ વાળપ્રતે છેદી ભેદીને ગ્રહવા સમર્થ થાય? ગાંઠ કરી શકે?

**ઉત્તર**—હે ગૈતમ, હા સમર્થ થાય ગ્રંથી કરવા દ્રઢ બંધને બાંધે તેનેજ ગાંઠ પ્રતે છદ્મસ્થ જીવ ન જાણે ન દેખે એહવી સુક્ષ્મ ગાંઠ તે દેવતા કરે

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરના પુદ્ગળ અણગ્રહેથકે પૂર્વંજ વાળ પ્રતે છેદ્યા વિના ભેદ્યા વિના દીર્ઘ (મોટો લાંબો) કરવા અથવા હ્રસ્વ (નાનો ટુંકો) કરવા સમર્થ થાય?

**ઉત્તર**—હે ગૈતમ એ અર્થ સમર્થ નહીં (કરી શકે નહીં)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્ધિક બાહીરના શરીરથી અન્ય પુદ્ગળ લીધા વીના પૂર્વંજ વાળ પ્રતે છેદી ભેદીને દીર્ઘ કરવા અથવા લઘુ કરવા સમર્થ થાય?

**ઉત્તર**—હે ગૈતમ, એ અર્થ સમર્થ નહીં (કરી શકે નહીં)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્દ્ધિક આદીરના પુદ્ગળ ગ્રહીને પૂર્વજ વાળ અને છેદ્યા ભેદ્યા વિના સમર્થ થાય? દીર્ઘ કરવા અથવા લઘુ કરવા?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં (એમ થઈ શકે નહીં)

**પ્રશ્ન**—હે ભગવંત, દેવતા મહર્દ્ધિક બાહીરના પુદ્ગળ ગ્રહીને પૂર્વજ વાળ અને છેદી ભેદીને સમર્થ થાય? તે ગાઢ દીર્ઘ કરવા અથવા લઘુ કરવા?

**ઉત્તર**—હે ગૌતમ, હા સમર્થ થાય તે ગાઢ પ્રતે છદ્મસ્થ કોઈ ન જાણે ન દેખે એહવી સુક્ષ્મપણે ગાઢો દીર્ઘ (મોટી) કરે અથવા લઘુ (નાની) કરે એ ઈીય વિષય તથા દેવ સત્તાનો વિચાર પુરો થયો હવે ચાલતી જોતિષિની વાત કહે છે

## ૧૨૮ જ્યોતિષી દેવતાનો અધિકાર ચાલુ.

**પ્રશ્ન**—હે ભગવંત, ચંદ્રમા સૂર્યના વૈમાનની હેઠે જે તારારૂપ જ્યોતિષી દેવતા છે તે કાન્તે કરી હીણ (ઓછા) તથા તુલ્ય (સરીખા) છે? વળી ચંદ્રમા સૂર્યને સમભાગે (જોડે) તારા છે તે કાન્તે કરી હીણ તથા તુલ્ય છે? વળી ચંદ્રમા સૂર્યના વૈમાનને ઉપરે તારા છે તે કાન્તે કરી હીણ તથા તુલ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, હા તે તારા કાન્તે કરી હીણ તથા તુલ્ય છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે એ અર્થ એમ કહો છો જે ચંદ્રમા સૂર્યના વૈમાનની હેઠે જાવત્ ઉપરે તારા છે તે કાન્તિયાદિકે કરી હીણ તથા તુલ્ય છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ જેમ જેવા જેના તે તારારૂપ વૈમાનના અધિષ્ઠાયક દેવતાના પૂર્વે ભવને વિષે તપ, નિયમ, બ્રહ્મચર્ય પ્રમુખ ઉત્કૃષ્ટા કીધા ઉદયે આવ્યા તેમ તેમ તે દેવતાને કાન્તાદિકે કરી તેના તેના લઘુપણે તુલ્ય બરોબરપણે કહેવાય તેણે અર્થે હે ગૌતમ! ચંદ્રમા સૂર્યને જાવત્ ઉપરે પણ તારા કાન્તાદિકે હીણ તથા તુલ્ય છે (જેણે પાછલે ભવે તપ, નિયમ, બ્રહ્મચર્યાદિક મંદપણે કર્યા છે તે પ્રાણી તારારૂપ વૈમાનાધિપતિ દેવ ભવો પામ્યા ચંદ્ર સૂર્યથી દ્યુતિ કાન્તિ વૈભવાદિકની અપેક્ષાયે હીન થાય છે, ને જેણે ભવાન્તરને વિષે તપ, નિયમ બ્રહ્મચર્યાદિ ઉત્કૃષ્ટપણે આચર્યા છે તે પ્રાણી તારારૂપ વૈમાનનું અધિપતિ પણ પામ્યા દ્યુતિ કાન્તિ વૈભવાદિકે ચંદ્ર સૂર્ય, દેવ બરોબર સમાન હોય, જેમ મનુષ્ય રાજ્ય પામ્યા નથી પણ રાજાની બરોબર સુખ ભોગવે છે તેમ)

**પ્રશ્ન**—હે ભગવંત એકેકા ચંદ્રમા સૂર્યને કેટલા નક્ષત્રનો પરીવાર છે? કેટલા મોટા ગ્રહનો પરીવાર છે? ને કેટલી ક્રોડાક્રોડી તારાનો પરીવાર છે?

**ઉત્તર**—હે ગૌતમ, એકેકા ચંદ્રમા સૂર્યને અઠ્યાસી મોટા ગ્રહ (મંગળ પ્રમુખ) ને અઠ્યાવીસ નક્ષત્ર (અભિચિત પ્રમુખ) એ એક ચંદ્રમાનો પરીવાર છે (ગ્રહ, નક્ષત્ર, તારા એ સર્વ ચંદ્રમાના સેવક છે તો પણ બે સૂર્ય ચંદ્રમા બે ઇંદ્ર છે તે માટે બનેનો મધ્યસ્થ ભાવે પરીવાર કહ્યો) હવે તારાની સંખ્યા કહે છે છાસઠ હજાર, નવસે પંચોતેર એટલી ક્રોડાક્રોડી તારા એક ચંદ્રમાનો પરીવાર છે

**પ્રશ્ન**—હે ભગવત, જંબુદ્વીપનામા દ્વીપે મેરૂ પર્વતના પૂર્વ દીશીના ચરીમાંતથકી કેટલા અબાધાએ (વેગળા) જ્યોતિષી દેવતા ચાર કરે છે? (ફરે છે?)

**ઉત્તર**—હે ગૌતમ, અગ્યારસે ને એકવીશ જોજન એટલા અબાધાએ (છેટે) જ્યોતિષી ફરે છે એમ દક્ષિણના, પશ્ચિમના, ઉત્તરના છેડાથી અગ્યારસે એકવીસ જોજન વેગળે જગત્ ફરે છે મેરૂથી એટલે છેટે જ્યોતિષી છે

**પ્રશ્ન**—હે ભગવત, લોકના અંતથકી (માહીલીકોરે) કેટલે વેગળા જ્યોતિષી રહે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અગ્યારસે ને અગ્યાર જોજનની અબાધાએ જ્યોતિષી રહે છે

**પ્રશ્ન**—હે ભગવત એ રત્નપ્રભા પૃથ્વીના ઘણુ સમ રમણિક ભૂમિ ભાગથકી (સમભૂતળ થકી) કેટલે ઉંચા સર્વથી હેઠના તારામંડળ ચાર કરે છે? કેટલે ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે? કેટલે ઉંચા ચંદ્રમા વૈમાન ચાર કરેછે? કેટલે ઉંચા સર્વથી ઉપરના તારામંડળ ચાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એ રત્નપ્રભા પૃથ્વીના ઘણુ સમ રમણિક ભૂમિભાગથકી સાતસે, નેવુ જોજન ઉંચા સર્વથકી હેઠના તારા ચાર કરે છે સમભૂતળથકી આઠસે જોજન ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે સમભૂતળથકી આઠસે, એંસી જોજન ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે છે સમભૂતળથકી નવસે જોજન ઉંચા સર્વથકી ઉપરલા તારામંડળ ચાર કરેછે

**પ્રશ્ન**—હે ભગવત, સર્વથકી હેઠના તારામંડળથકી કેટલે ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે? કેટલે ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે છે? કેટલે ઉંચા સર્વથકી ઉપરના તારામંડળ ચાર કરે છે? (ફરે છે)

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી હેઠલા તારાથકી દશ જોજને ઉંચા સૂર્ય વૈમાન ચાર કરે છે નેવુ જોજને ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે છે એકસો દશ જોજને ઉંચા સર્વથકી ઉપરના તારામંડળ ચાર કરે છે

**પ્રશ્ન**—હે ભગવત, સૂર્ય વૈમાનથકી કેટલે ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરેછે? ને કેટલે ઉંચા સર્વથકી ઉપરલા તારા ચાર કરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સૂર્ય વૈમાનથકી એંશી જોજન ઉંચા ચંદ્ર વૈમાન ચાર કરે ને એકસો જોજન ઉંચા સર્વથકી ઉપરના તારામંડળ ચાર કરે છે

**પ્રશ્ન**—હે ભગવત, ચંદ્ર વૈમાનથકી કેટલા ઉંચા સર્વથકી ઉપરના તારામંડળ ચાર કરે?

**ઉત્તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાનથકી વીશ જોજન ઉંચા સર્વથકી ઉપરના તારામંડળ ચાર કરે છે

એવી રીતે સર્વ મળીને એકસો દશ જોજન જાડપણે ને [illegible] દેવતાનો નિવાસ છે

**પ્રશ્ન**—હે ભગવત જંબુદ્વીપનામા દ્વીપને વિષે કયુ નક્ષત્ર [illegible]

કરે છે? કયુ નક્ષત્ર સર્વથકી બહીરલે માડલે ચાર ચરે છે? કયુ નક્ષત્ર સર્વથકી ઉચો ચાર ચરે છે? અને કયુ નક્ષત્ર સર્વથકી હેઠનો ચાર ચરે છે?

**ઉત્તર**—હે ગૌતમ, જબુદ્વીપનામા દ્વીપને વિષે અભીજીત નક્ષત્ર સર્વથકી માહીલે માડલે ચાર ચરે છે મૂળ નક્ષત્ર સર્વથકી બાહીરલે માડલે ચાર ચરે છે સ્વાતી નક્ષત્ર સર્વથકી ઉપરલે માડલે ચાર ચરે છે અને ભરણી નક્ષત્ર સર્વથકી હેઠે ચાર ચરે છે

**પ્રશ્ન**—હે ભગવત, ચદ્રમાનુ વૈમાન કયે સસ્થાને સસ્થીત છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધા કોઠ ફળને સસ્થાને સસ્થીત છે સર્વ સ્ફટિકરત્નમય છે અભ્યુદ્દગત ઉંચી વધતી પ્રબળપણે સર્વ દિશાઓમા પ્રસરતી પ્રભા કાન્તિ તેણે કરી મનોહર વર્ણન પુરનીપરે કહેવુ

એમ સર્વ વૈમાન, ગૃહ વૈમાન નક્ષત્ર વૈમાન, અને તારા વૈમાન એ સર્વ વૈમાન અર્ધા કોઠને સસ્થાને (આકારે) સસ્થીત છે

**પ્રશ્ન**—હે ભગવત, ચદ્રમાનુ વૈમાન કેટલું લાબપણે પોહાળપણે છે? કેટલું પરિધિપણે છે? ને કેટલું જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક જોજનના એકસઠ ભાગ કરીએ એહના છપન ભાગ લાબપણે પોહોળપણે છે તેથકી ત્રગણુ ઝાઝેરૂ પરિધિપણે છે ને એક જોજનના એકસઠ ભાગ કરીએ એહના અઠાવીશ ભાગ જાડપણે (ઉંચપણે) છે

**પ્રશ્ન**—હે ભગવત સૂરનુ વમાન કેટલુ લાબપણે પોહોળપણે, પરિધિપણે અને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક જોજનના એકસઠ ભાગ કરીએ એહના અડતાલીસ ભાગ લાબપણે પોહોળપણે છે, તેથી ત્રાગણુ ઝાઝેરૂ પરિધિપણે છે ને એક જોજનના એકસઠ ભાગ કરીએ એહના ચોવીશ ભાગ જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવત, ગૃહ વૈમાન કેટલુ લાબપણે, પોહોળપણે પરિધિપણે ને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધ જોજન લાબપણે પોહોળપણે છે તેથી ત્રીગણુ ઝાઝેરૂ પરિધિપણે છે ને એક કોશ જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવત નક્ષત્ર વૈમાન કેટલું લાબપણે, પોહોળપણે, પરિધિપણે ને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક કોસ લાબપણે પોહોળપણે છે તેથી ત્રીગણુ ઝાઝેરૂ પરિધિપણે છે ને અર્ધ કોસ જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવત, તારાના વૈમાન કેટલા લાબપણે પોહોળપણે પરિધિપણે અને જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અર્ધ કોસ લાબપણે પોહોળપણે છે તેથી ત્રીગણું ઝાઝેરૂ પરિધિપણે છે ને પાંચસે ધનુષ જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવત ચદ્રમાનુ વૈમાન કેટલા હજાર દેવતા ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સોળ હજાર દેવતા ઉપાડે છે પૂર્વદિશે ચાર હજાર દેવતા ઉપાડે છે, એમ યાવત્ ઉત્તર દીશે ચાર હજાર દેવતા ઉપાડેછે

**પ્રશ્ન**—હે ભગવત, ચંદ્રમાનું વૈમાન સોળ હજાર દેવતા ઉપાડે છે તેમા ચાર હજાર દેવતા પૂર્વ દિશે ઉપાડે છે તે કેહવે રૂપે ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચંદ્ર વૈમાને પૂર્વ દિશે ચાર હજાર દેવતા સીંહને રૂપે ઉપાડે છે તે સીંહ કહેવા છે તે કહેછે શ્વેત ધોળા ઉત્તમ કાન્તિવત જેહવુ સખનુ તળુ ધોળુ હોય તથા નિર્મળ દધીનો પીંડ તથા ગાયના દુધના ફીણ તથા રજનીકર (ચદ્રમા) તે સરીખા ધોળા પ્રભાવત છે વળી સ્થિર અગ લષ્ટ અત્યત પુષ્ટ સ્નિગ્ધ ઘન ગોળ અત્યત તીખી એહવી દાઢાએ કરી તેહનુ મુખ શોભીત છે રાતા કમળની પરે સુકમાળ તેહની જીભ ને તાળવુ છે પ્રસસ્ત ભલા વૈડુર્ય રત્નમય દેદિપ્યમાન કર્કસ તેહના નખ છે વિસ્તીર્ણ ને પુષ્ટ ઉરૂ તેના સાથળ છે પ્રતિપુર્ણ વિપુલ તેહના સ્કધ છે મૃદુ વિસદ અતી સુકમાળ પ્રસસ્ત સુક્ષ્મ લક્ષણવત વિસ્તારવત એહવે કેસરાને આટોપે કરીને શોભીત છે ચક્ર મીતા, લતીતા, પુનીતા, ગતી અને ધાવન (દોડવુ) તેણે કરી ગવત તેહની ગતી છે ઉચુ કરીને ભમાડયુ નીચુ જાતીવત આસ્ફાલીતુ એહવુ તેહનું પુછ છે વજ્ર રત્નમય તેહના નખ છે વજ્ર રત્નમય તેહની દાઢા છે રાતા સુવર્ણમય તેની જીભ છે રાતા સુવર્ણ મય તેહનું તાળવુ છે રક્ત સુવર્ણને જોત્રે કરી જોતર્યા છે ઇચ્છાએ તેહનું ગમન છે પ્રીતી કારી ગમનવત મનનીપરે ઉતાવળી ગતીવત મનોહર અણુગવી (મપાય નહીં તેવી) તેહની ગતી છે અતુલ ઘુ બળ વીર્ય પુરૂષાકાર તેહનુ પરાક્રમ છે મોહોટા આસ્ફોટિત સીંહનાદ બોલ કળકળ તે ઘણાનો કોલાહલ એહવે શબ્દે કરી, મનોહર શબ્દે કરી આકાશપ્રતે પુરતાથકા દશે દિશપ્રતે શોભાવતા થકા એહવા ચાર હજાર દેવતા સીંહ રૂપના ધરણહાર પૂર્વ દિશીની બાહાપ્રતે વહેછે

**પ્રશ્ન**—હે ભગવત, તીહા ચદ્ર વૈમાને દક્ષિણ દિશે ચાર હજાર દેવતા ઉપાડે છે તે દેવતા કહેવે રૂપે ઉપાડે છે

**ઊત્તર**—હે ગૌતમ, ચદ્ર વૈમાને દક્ષીણ દિશે ચાર હજાર દેવતા હાથીને રૂપે ઉપાડે છે તે હાથી કહેવા છે તે કહેછે ધોળા સુભ કાન્તિ સહીત જેહવુ સખનું તળુ હોય, જેહવો નિર્મળ દધીનો પીડ હોય, ગાયના દુધના ફીંણ, રજનીકર ચદ્રમા તેહ સરીખો તેહનો ધોળો પ્રકાશ છે વજ્ર રત્નમય કુભસ્થળ જુગળ તેહને વિષે સુસ્થિત પીવર પુષ્ટ વજ્ર મય સોડી (સુઢ) તેણે કરી દેદિપ્યમાન રક્ત કમળ સમાન અભ્યુનત શોભતા તેહના મુખ છે રક્ત સુવર્ણમય વિસ્તિર્ણ ચચળ અતી ચપળ એહવા તેહના કાન વિમળ (ઉજળા) છે મધુર વર્ણે દીપતા સ્નીગ્ધ પીંગળ પાપણ સહીત ત્રણ વર્ણના મણિરત્નમય તેહના લોચન છે ઉંચા ઉપન્નતા છે અચળ (હાલે નહીં) માલીકાના ફુલ જેહવા ધોળા સમ સરીખા ન્હાના વર્ણે સહીત દઢ સ્ફટિક રત્નમય સુજાત ભલા એહવા દતમુસળ તેણે કરી શોભીત છે સોનાની ખોળાએ જડ્યા દાતના અગ્ર ને વળી નિર્મળ મણિરત્ને કરી

ખુરી છે સ્ફટિક રત્નમય તેહના દાત છે રાતા સુવર્ણમય તેહની જીભ છે રાતા સુવર્ણ મય તેહનું તાળુ છે રાતા સુવર્ણમય જોતરે કરી જોતર્યા છે ઇચ્છાએ તેહનું ગમન છે પ્રીતિકારી તેહનુ ગમન છે મનને અનુસારે તેહનું ગમન છે મનોહર છે અણુમની તેહની ગતિ છે અપ્રમન્યુ બળ વીર્ય પુરૂષાકાર તેહનુ પ્રાક્રમ છે મોહોટે ગભીર ગર્જિત શબ્દે કરીને ગાજુ કરવે કરીને મધુર મનોહર શબ્દે કરીને આકાશ પ્રતે પુરતાથકા દશે દિશીપ્રતે શોભાવતાથકા એહવા ચાર હજાર દેવતા વૃષભના રૂપના ધરણહાર પશ્ચિમ દિશાની બાહા પ્રતે વહે છે

**પ્રશ્ન**—હે ભગવન ચદ્ર વૈમાને ઉત્તર દિશે ચાર હજાર દેવતા ઉપાડ છે તે કેહવે રૂપે ઉપાડે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચદ્ર વૈમાને ઉત્તર દિશે ચાર હજાર ઘોડાને રૂપે ઉપાડેછે તે ઘોડા કેહવા છે તે કહેછે સ્વેત સુભગ કાન્તિવત જાતિવત પ્રધાન યોવનવત તરૂણ હરિમેલા વનસ્પતિ વિશેષ, મલિમ વનસ્પતિ તેના જેવી ઉજ્વળ છે આખ જેહની ઘન નિવડ નિચિત પુષ્ટ એહના મા ળની પરે ઉનત ચક્રમિત, લલિત પુલિત, એહવી ચચળ ચપળ તેહની ગતી છે ઉનઘનુ, વળગનુ દ્રોડવુ શ્રેણીબધ ચાલવુ, ત્રીપદી છેદની એહવી સીખી છે ગતી જેણે નમતા તેહના પાસા છે સુજાત ભલા પાસા છે મિત માનાએ મળ્યા પુષ્ટ પીન તેહના પાસા છે મચ્છ તથા પખીની પરે સુજાત ઉત્તમ તેહની કુક્ષી છે પીનપુષ્ટ ગત આકારે સુસ્થિત તેહની કડી છે અવનળ, પ્રલમ લખાયમાન લક્ષણે કરી પ્રમાણ રમણીક તેહના પુઠ છે તારૂ પાતળા સુક્ષમ સુજાત સ્નીગ્ધ એહવી રોમરાયના ધરણહાર છે મૃદુ સુકમાળ વિશાળ પ્રમસ્ત સુક્ષ્મ લક્ષણોપેત વિસ્તિર્ણ એહવા કાધના કેશ તે કેશવાળી કહીએ તેહના ધરણહાર છે, લલિત લાસક વર ઉત્તમ ભૂષણના ધરણહાર છે મુખનુ મડન ગાયના મન પુછના ચામર, ઘોસગ આભરણ વિશેષ તેણે કરી પરીમડીત છે કટી પ્રદેશ જેનો રાતા સુવર્ણમય તેહની ખુરી છે રાતા સુવર્ણમય તેહની જીભ છે રાતા સુવર્ણમય જોતરે કરી જોતર્યા છે ઇચ્છાએ તેહનુ ગમન છે પ્રિતિકારી તેહનું ગમન છે મનને અનુસારે તેહનું ગમન છે, મનોહર છે અણુમવી તેહની ગતી છે અણુમવ્યુ બળ વીર્ય પુરૂષાકાર તેહનુ પ્રાક્રમ છે મોટો ઘોડાના હેષારવ શબ્દ અને ઘણા ઘોડાનો એકઠો શબ્દ તે કલકલાટ શબ્દ તેણે કરીને મધુર મનોહર શબ્દે કરીને આકાશપ્રતે પુરતાથકા દિશીપ્રતે શોભાવતાથકા એવા ચાર હજાર દેવતા ઘોડાને રૂપે ઉત્તર દિશીની બાહાપ્રતે વહે છે

**પ્રશ્ન**—હે ભગવત, સૂર્ય વમાન કેટલા હજાર દેવતા ઉપાડે છે?

**ઊત્તર**—હે ગાતમ, સોળ હજાર દેવતા ઉપાડે છે તે પૂર્વલી ચદ્ર વૈમાનની પરે સર્વ જાણવુ

**પ્રશ્ન**—હે ભગવત, ગ્રહ વૈમાન કેટલા દેવતા ઉપાડે છે?

**ઉત્તર**—હે ગાતમ આઠ હજાર દેવતા ઉપાડે છે તે પૂર્વલીપરે બે હજાર દેવતા પૂર્વ દિશીની બાહા ઉપાડે છે તે સિહને રૂપે છે પૂર્વલીપરે બે હજાર દેવતા દક્ષિણ દિશિના

બાહ્ય હાથીને રૂપે વહે છે બે હજાર દેવતા પશ્ચિમ દિશીની બાહા વૃષભને રૂપે વહે છે ને બે હજાર દેવતા ઉત્તર દિશીની બાહા ઘોડાને રૂપે વહે છે

પ્રશ્ન—હે ભગવંત, નક્ષત્ર વૈમાન કેટલા દેવતા ઉપાડે છે?

ઉત્તર—હે ગૌતમ, ચાર હજાર દેવતા ઉપાડે છે તે કહે છે સિંહ રૂપના ધરનાર એક હજાર દેવતા પૂર્વ દિશીની બાહા ઉપાડે છે એમ ચારે દિશાએ એકેક હજાર જાણવા

પ્રશ્ન—હે ભગવંત, તારા વૈમાન કેટલા દેવતા ઉપાડે છે?

ઉત્તર—હે ગૌતમ, બે હજાર દેવતા ઉપાડે છે તે કહે છે સિંહ રૂપના ધરનાર પાંચસે દેવતા પૂર્વ દિશીની બાહા ઉપાડે છે એમ ચારે દિશે પાંચસે પાંચસે જાણવાં

પ્રશ્ન—હે ભગવંત, ચંદ્રમા ૧, સૂર્ય ૨, ગ્રહ ૩, નક્ષત્ર ૪ ને તારા ૫ એ માહે કયા કયા થકી ઉતાવળી ગતીવંત છે? અથવા હળવી ગતીવંત છે?

ઉત્તર—હે ગૌતમ, ચંદ્રમા થકી સૂર્ય શીઘ્ર (ઉતાવળી) ગતીવંત છે સૂર્યથકી ગ્રહ શીઘ્ર ગતીવંત છે ગ્રહથકી નક્ષત્ર શીઘ્ર ગતીવંત છે નક્ષત્રથકી તારા શીઘ્ર ગતીવંત છે ને સર્વે થકી ચંદ્રમા મંદ (હળવી) ગતીવંત છે ને સર્વ થકી તારા શીઘ્ર ગતીવંત છે

પ્રશ્ન—હે ભગવંત, ચંદ્રમા ૧ સૂર્ય ૨, ગ્રહ ૩, નક્ષત્ર ૪ ને તારા ૫ એ માહે કયા કયા થકી અલ્પ રૂધીવંત છે? અથવા મહા રૂધીવંત છે?

ઉત્તર—હે ગૌતમ, તારાથકી નક્ષત્ર મહર્ધિક (મોટી રૂધીવંત) છે નક્ષત્રથકી ગ્રહ મહર્ધિક છે ગ્રહથકી સૂર્ય મહર્ધિક છે ને સૂર્યથકી ચંદ્રમા મહર્ધિક છે સર્વથકી અલ્પ રૂધીવંત તારા છે ને સર્વથકી મોટી રૂધીવંત ચંદ્રમા છે

પ્રશ્ન—હે ભગવંત, જંબુદ્વીપો વિષે એક તારાથકી બીજા તારાને કેટલું અબાધાએ અંતર છે?

ઉત્તર—હે ગૌતમ બે પ્રકારે અંતર કહ્યું છે તે કહે છે એક વ્યાઘાતપણે અંતર ને બીજું નિર્વ્યાઘાતપણે અંતર ત્યાં જે વ્યાઘાતપણે અંતર છે તે જઘન્ય થકી બસે છાસઠ જોજન અંતર છે (તે કેમ જે નિષધ ને નિલવંત પર્વત સ્વભાવે ચારસે જોજન ઉંચા છે, તે ઉપરે પાંચસે જોજનના કુટ ઉંચા છે તે મૂળે પાંચસે જોજનના લાંબા પહોળા છે, મધ્યે ત્રણસે પચોતેર જોજનના ને શીખર ઉપરે તે બને પર્વતના કુટ અઢીસો જોજન પોહોળા છે ને તેને બે પાસે આઠ આઠ જોજન વેગળા (છેટે) તારા ચાલે છે એમ મળીને બસે છાસઠ જોજન વ્યાઘાતપણે જઘન્ય અંતર હોય) ને ઉત્કૃષ્ટપણે બાર હજાર, બસે બેતાલીસ જોજન અંતર હોય (તે કેમ જે દશ હજાર જોજનનો મેરૂ પર્વત પોહોળપણે છે ને તેને બે પાસે અગીયારસે ને એકવીસ જોજન વેગળા તારા ચાલે છે એ રીતે ત્રણ પીંડ મળીને બાર હજાર બસે બેતાલીસ જોજન વ્યાઘાતપણે ઉત્કૃષ્ટ અંતર હોય એ ભાવ) વળી ત્યાં જે નિર્વ્યાઘાતપણે અંતર છે તે જઘન્ય થકી પાંચસે ધનુષ્યનો ને ઉત્કૃષ્ટપણે બે ગાઉનો એક તારાથી બીજા તારાને અંતર (છેટું) કહ્યું છે

**પ્રશ્ન**—હે ભગવત, ચદ્રમા જ્યોતીષીનો ઇંદ્ર જ્યોતીષીનો રાજા તેને કેટલી અગ્રમહિષી છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચાર અગ્રમહિષી (દેવાંના સ્ત્રી) છે તે કહે છે ચદ્રપ્રભા ૧, દોશી નાભા ૨, અચિમાની ૩, ને પ્રભકરા ૪, ત્યા એ ચાર માહીની એકેકી દેવીને ચાર ચાર હજાર દેવાંગ્નાનો પરીવાર છે એમ સોળ હજાર દેવાના જાણવી તે અગ્રમહિષી માહીની એકેકી દેવી અનેરી ચાર ચાર હજાર દેવાનાનો પરીવાર વિકુર્વવાને સમર્થ થાય એમ સર્વ મગી સોળ હજાર દેવાંના વિકુવણાની થાય એ ત્રુટિત અતપુરો પરીવાર કહીએ

**પ્રશ્ન**—હે ભગવત ચદ્રમા જ્યોતીષીનો ઇંદ્ર જ્યોતીષીનો રાજા ચદ્રાવતસક વૈમાનને વિષે સુધર્મા સભાએ ચદ્રનામા સિહાસને તે ત્રુટીત સ્ત્રીના વૃદ સાથે દેવ સબધી ભોગ ભોગવતો થકો વીચરવાને સમર્થ થાય?

**ઉત્તર**—હે ગૌતમ, એ અર્થ સમર્થ નહીં (ભોગ ભોગવે નહીં)

**પ્રશ્ન**—હે ભગવત, તે શે અર્થે એમ કહોછો જે એ અર્થ સમર્થ નહીં?

**ઉત્તર**—હે ગૌતમ, ચદ્રમા જ્યોતીષીનો રાજા ચદ્રાવતસક વૈમાનને વિષે સુધર્મા સભાએ ચદ્રનામા સિહાસને ત્રુટિત તે સ્ત્રીના વૃદ સાથે દેવતા સબધી ભોગ ભોગવતો થકા વીચરે નહીં હે ગૌતમ! ચદ્રમા જ્યોતિષીનો ઇંદ્ર જ્યોતીષીના રાજાને ચદ્રાવતસક વૈમાને સધર્મા સભાએ માણવકનામા ચૈત્ય સ્થભ છે તેહને વિષે વજ્ર રત્નમય ગોળ વૃત દાબડા છે તેહને વિષે ઘણી જીન દાઢા છે તે દાઢા ચદ્રમા જ્યોતિષીનો ઇંદ્ર જ્યોતિષિના રાજાને ને અનેરાએ ઘણા જ્યોતિષી દેવતા દેવાંગ્નાને અરચવા જોગ્ય છે જાવત્ સેવવા જોગ્ય છે તેહને માટે સમર્થ નહીં ચદ્રમા જ્યોતીષીનો રાજા ચદ્રાવતસક વૈમાને ચદ્ર સીંહાસનને વિષે સ્ત્રીના વૃદ સાથે દેવ સબધી ભોગ ભોગવતો થકો વિચરે નહીં હે ગૌતમ! સમર્થ નહીં ચદ્રમા જ્યોતીષીનો રાજા ચદ્રાવતસક વૈમાને સુધર્માસભાએ ચદ્રનામા સીંહાસનને વિષે સ્ત્રીના વૃદ સાથે દેવ સબધી ભોગ ભોગવતો થકો વીચરે નહીં તેમ વળી હે ગૌતમ! સમર્થ છે ચદ્રમા જ્યોતીષીનો ઇંદ્ર જ્યોતીષીનો રાજા ચદ્રાવતસક વૈમાને સુધર્મા સભાએ ચદ્રનામા સીંહાસનને વિષે ચાર હજાર સામાનીક દેવતા જાવત્ સોળ હજાર આત્મ રક્ષક દેવતા અનેરાએ ઘણા જ્યોતીષિ દેવતા દેવાંગ્ના સાથે પરીવર્યો થકો મોહોટે શબ્દે વજાડના નાટીક, ગીત, વાજીત્ર, તત્રી વીણા, હસ્તતાલ, વણ કાસ્યતાળ, મૃદગ, ત્રુટિત એહવા પડહા વાજીત્રો શબ્દે કરી દેવતા સબધી ભોગ ભોગવતો વીચરે ગીત વાજીત્ર નાટક જોય કેવલ વિષય ત્રણ્ણા રહીત સ્ત્રીના વૃદને દ્રષ્ટી કરી જોવે પણ ત્યા મૈથુનસત્તા ન કરે

**પ્રશ્ન**—હે ભગવત, સૂર્યનામા જ્યોતિષીના રાજાને કેટલી અગ્રમહિષી છે?

## ૧૦૫. વૈમાનિક દેવતાના અધિકારનો પહેલો ઉદ્દેશો.

**પ્રશ્ન**—હે ભગવત, વૈમાનીક દેવતા ના વૈમાન કયા કહ્યા છે? ને વૈમાનિક દેવના કયા વસે છે?

**ઉત્તર**—હે ગૌતમ, જેમ પનવણાના બીજા સ્થાનપદને વિષે કહ્યુ છે તેમ સર્વ કહેવુ પણ એટલો વિશેષ જે પખ કહેવી જાવત્ ત્યા શક્ર સૌધર્મ ઇંદ્ર ચોરાશી હજાર સામાનીક જાવત્ ઓરાએ ઘણા સુધર્મ દેવતાના વાસી વૈમાનીક દેવતા, દેવીનુ અધિપતિપણું કરતો થકો વિચરે છે

**પ્રશ્ન**—હે ભગવત, શક્રનામા દેવેદ્ર દેવતાના રાજાની કેટલી પરીખદા કહી છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા કહી છે સમિતા ૧, ચડા ૨, ને જાયા ૩ તેમા અભ્યતર પરખદા સમમિતા ૧, મધ્ય પરખદા ચડા ૨, ને બાહ્ય પરખદા જાયા ૩

**પ્રશ્ન**—હે ભગવત સક્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાએ કેટલા હજાર દેવતાછે, મધ્ય પરખદાએ કેટલા હજાર દેવતાછે, ને બાહ્ય પરખદાએ કેટલા હજાર દેવતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સક્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાએ બાર હજાર દેવતા છે, મધ્ય પરખદાએ ચઉદ હજાર દેવતા છે, ને બાહ્ય પરખદાએ સોળ હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવત, સક્રેંદ્ર દેવતાના રાજા તેની અભ્યતર પરખદાએ કેટલી સો દેવી છે? જાવત્ બાહીરલી પરખદાએ કેટલી સો દેવી છે?

**ઉત્તર**—હે ગૌતમ, સક્રેંદ્ર દેવીંદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાએ સાતસે દેવી છે મધ્ય પરખદાએ છસે દેવી છે ને બાહીરલી પરખદાએ પાચસે દેવી છે

**પ્રશ્ન**—હે ભગવત, સક્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાના દેવતાની કેટલા કાળની સ્થિતિ છે? એમ મધ્ય પરખદાએ કેટલી સ્થિતિ છે ને બાહ્ય પરખદાએ કેટલી સ્થિતિ છે? એમ જાવત્ દેવીની ત્રણ પરખદાની સ્થિતિ પુછી

**ઉત્તર**—હે ગૌતમ સક્રેંદ્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાએ દેવતાની પાચ પલ્યોપમની સ્થિતિ છે મધ્ય પરખદાએ દેવતાની ચાર પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાએ દેવતાની ત્રણ પલ્યોપમની સ્થિતિ છે અભ્યતર પરખદાએ દેવીની ત્રણ પલ્યોપમની સ્થિતિ છે મધ્ય પરખદાએ દેવીની બે પલ્યોપમની સ્થિતિ છે, ને બાહ્ય પરખદાએ દેવીની એક પલ્યોપમની સ્થિતિ છે

ત્રણે પરખદાનો અર્થ તેમજ ભવનપતિની પરે કહેવો

**પ્રશ્ન**—હે ભગવત, ઇશાન દેવતાના દેવતાના વૈમાન ક્યા કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેમજ સર્વ પનવણાના સ્થાનપદની પરે કહેવુ જાવત્ ઇશાન ઇંદનામા બીજા દેવેદ્ર દેવતાનો રાજા વસે છે

**પ્રશ્ન**—હે ભગવત ઇશાનઇંદ્રનામા દેવેદ્ર દેવતાના રાજાને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને ત્રણ પરખદા છે સમિતા ૧ ચડા ૨ ને જાયા ૩ તેમજ

સન કહેવુ પણ એટલો વિશેષ જે અભ્યતર પરખદાએ દશ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ બાર હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ ચઉદ હજાર દેવતા છે

પ્રશ્ન—હે ભગવત, ઇશાનઇદ્રનામા દેવેદ્ર દેવનાના રાજાને અભ્યતર પરખદાએ કેટલી દેવી છે, મધ્ય પરખદાએ કેટલી દેવી છે, ને બાહ્ય પરખદાએ કેટલી દેવી છે?

ઉત્તર—હે ગાતમ, ઈશાનઇદ્રનામા દેવેદ્ર દેવતાના રાજાને અભ્યતર પરખદાએ નવસે દેવી છે, મધ્ય પરખદાએ આઠસે દેવી છે, ને બાહ્ય પરખદાએ સાતસે દેવી છે

પ્રશ્ન—હે ભગવત ઇશાન ઇદ્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાના દેવતાની કેટલા કાળની સ્થિતિ છે જાવત્ બાહ્ય પરખદાએ દેવતાની કેટલી સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ અભ્યતર પરખદાએ દેવતાની સાત પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાએ દેવતાની છ પલ્યોપમની સ્થિતિ છે, ને બાહ્ય પરખદાએ દેવતાની પાચ પલ્યોપમની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવત, ઇશાન ઇદ્રનામા દેવેદ્ર દેવતાના રાજાની અભ્યતર પરખદાની દેવીની કેટલા કાળની સ્થિતિ છે જાવત્ બાહ્ય પરખદાએ દેવીની કેટલી સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, અભ્યતર પરખદાએ દેવીની પાચ પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાએ દેવીની ચાર પલ્યોપમની સ્થિતિ છે, ને બાહ્ય પરખદાએ દેવીની ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

ત્રણે પરખદાનો અર્થ તેમજ ભવનપતિની પરે કહેવો

પ્રશ્ન—હે ભગવત, ત્રીજા સનતકુમાર દેવલોકના વૈમાન પુછ્યા?

ઉત્તર—હે ગાતમ, તેમજ પન્નવણાના બીજા સ્થાનપદની પરે કહેવુ જાવત્ સનત કુમારેદ્રને ત્રણ પરખદા છે સમિતા ૧ ચડા ૨, ને જાયા ૩ તેમજ કહેવી પણ એટલો વિશેષ જે અભ્યતર પરખદાએ આઠ હજાર દેવતા છે મધ્ય પરખદાએ દશ હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ બાર હજાર દેવતા છે

પ્રશ્ન—હે ભગવત, ત્રીજા સનતકુમાર દેવલોકના ઇદ્રને અભ્યતર પરખદાના દેવતાની કેટલા કાળની સ્થિતિ છે જાવત્ બાહ્ય પરખદાએ દેવતાની કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ અભ્યતર પરખદાએ દેવતાની સાડા ચાર સાગરોપમ ને પાચ પલ્યોપમની સ્થિતિ છે મધ્ય પરખદાએ દેવતાની સાડા ચાર સાગરોપમ ને ચાર પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાના દેવતાની સાડા ચાર સાગરોપમ ને ત્રણ પલ્યોપમની સ્થિતિ છે (ત્રીજા દેવલોક ઉપરાત દેવી નથી)

અથ તેવીજ પ્રવીપરે જાણવો

પ્રશ્ન—હે ભગવત, મહેદ્ર દેવલોકનુ પુછ્યુ?

ઉત્તર—હે ગૌતમ, એમ મહેદ્રદેવપે પણ તેમજ કહેવુ જાવત્ ત્રણ પરખદા, પણ એટલો

વિશેષ જે અભ્યંતર પરખદાએ ૭ હજાર દેવતા છે, મધ્ય પરખદાએ આઠ હજાર દેવતા છે, ને બાહ્ય પરખદાએ દશ હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવંત, તેના ત્રણે પરખદાના દેવતાની સ્થિતિ પુછી?

**ઉત્તર**—હે ગૌતમ, અભ્યંતર પરખદાએ દેવતાની સાડા ચાર સાગરોપમ ને સાત પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાના દેવતાની સાડા ચાર સાગરોપમ ને ૬ પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાના દેવતાની સાડા ચાર સાગરોપમ અને પાંચ પલ્યોપમની સ્થિતિ છે

તેમજ સર્વ ઇંદ્રના સ્થાન પરથી વૈમાન કહેવા ત્યાર પછી પરમ ઠ પ્રત્યેક પ્રત્યેક સર્વે કહેવી

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચમા દેવલોકના બ્રહ્મેદ્રને કેટલી પરખદા છે?

**ઉત્તર**—હે ગૌતમ તેને પણ ત્રણ પરખદા છે, પણ અભ્યંતર પરખદાએ ચાર હજાર દેવતા છે મધ્ય પરખદાએ ૬ હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ આઠ હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે દેવતાની સ્થિતિ કેટલી છે?

**ઉત્તર**—હે ગૌતમ, અભ્યંતર પરખદાએ દેવતાની સાડા આઠ સાગરોપમ અને પાંચ પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાએ દેવતાની સાડા આઠ સાગરોપમ અને ચાર પલ્યોપમની સ્થિતિ છે, ને બાહ્ય પરખદાના દેવતાની સાડા આઠ સાગરોપમ અને ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

અથ તેમજ પૂર્વની પરે જાણવો

**પ્રશ્ન**—હે ભગવંત, લાંતક ઇંદ્રને કેટલી પરખદા છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેને પણ ત્રણ પરખદા છે જાવત્ અભ્યંતર પરખદાએ બે હજાર દેવતા છે, મધ્ય પરખદાએ ચાર હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ ૭ હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવંત, તે દેવતાની સ્થિતિ પૂછી?

**ઉત્તર**—હે ગૌતમ, અભ્યંતર પરખદાના દેવતાની બાર સાગરોપમ ને સાત પલ્યોપમની સ્થિતિ છે મધ્ય પરખદાના દેવતાની બાર સાગરોપમ ને ૭ પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાના દેવતાની બાર સાગરોપમ ને પાંચ પલ્યોપમની સ્થિતિ છે

**પ્રશ્ન**—હે ભગવંત માહાશુક્રેંદ્રને કેટલી પરખદા છે?

**ઊત્તર**—હે ગૌતમ, તેને પણ જાવત્ ત્રણ પરખદા છે જાવત્ અભ્યંતર પરખદાએ એક હજાર દેવતા છે મધ્ય પરખદાએ બે હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ ચાર હજાર દેવતા છે

**પ્રશ્ન**—હે ભગવંત તે દેવતાની સ્થિતિ પૂછી?

ઉત્તર—હે ગૌતમ, અભ્યતર પરખદાના દેવતાને સાડા પનર સાગરોપમ અને પાચ પલ્યો પમની સ્થિતિ છે, મધ્ય પરખદાના દેવતાને સાડા પનર સાગરોપમ અને ચાર પલ્યોપમની સ્થિતિ છે અને બાહ્ય પરખદાએ દેવતાને સાડા પનર સાગરોપમ અને ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

અર્થ તેનીજ પૂર્વીપરે જાણવો

પ્રશ્ન—હે ભગવત, સહસારેદ્રની પરખદા પૂછી?

ઉત્તર—હે ગૌતમ, જાવત્ અભ્યતર પરખદાએ પાચસે દેવતા છે, મધ્ય પરખદાએ એક હજાર દેવતા છે ને બાહ્ય પરખદાએ બે હજાર દેવતા છે

પ્રશ્ન—હે ભગવત તેહની સ્થિતિ પૂછી?

ઉત્તર—હે ગૌતમ, અભ્યતર પરખદાએ સાડા સત્તર સાગરોપમ અને સાત પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાએ સાડા સત્તર સાગરોપમ અને છ પલ્યોપમની સ્થિતિ છે અને બાહ્ય પરખદાએ દેવતાની સાડા સત્તર સાગરોપમ અને પાચ પલ્યોપમની સ્થિતિ છે

અર્થ તેનીજ પૂર્વપરે જાણવો

પ્રશ્ન—હે ભગવત, આનત પ્રાણત એ દેવલોકનો એક પ્રાણતેદ્ર તેહની પરખદા પુછી?

ઉત્તર—હે ગૌતમ, જાવત્ ત્રણ પરખદા છે અભ્યતર પરખદાએ અઢીસે દેવતા છે, મધ્ય પરખદાએ પાચસે દેવતા છે અને બાહ્ય પરખદાએ એક હજાર દેવતા છે

પ્રશ્ન—હે ભગવત તે દેવતાની સ્થિતિ કેટલી છે?

ઉત્તર—હે ગૌતમ અભ્યતર પરખદાએ દેવતાની ઓગણીશ સાગરોપમ ને પાચ પલ્યો પમની સ્થિતિ છે મધ્ય પરખદાએ દેવતાની ઓગણીસ સાગરોપમ ને ચાર પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાએ દેવતાની ઓગણીસ સાગરોપમ ને ત્રણ પલ્યોપમની સ્થિતિછે

અર્થ તેહીજ પૂર્વેનીપરે જાણવો

પ્રશ્ન—હે ભગવત આરણ અને અચ્યુત દેવલોકના દેવતાના વિમાન ક્યા છે?

ઉત્તર—હે ગૌતમ તેમજ કહેવા અચ્યુતેદ્ર પરીવાર સહીત જાવત્ વિચરે છે અચ્યુતેદ્રના દેવોને ત્રણ પરખદા છે તેમા અભ્યતર પરખદાએ સવાસો દેવતા છે, મધ્ય પરખદાએ અઢીસો દેવતા છે ને બાહ્ય પરખદાએ પાચસો દેવતા છે વળી અભ્યતર પરખદાએ દેવતાની એકવીશ સાગરોપમ ને સાત પલ્યોપમની સ્થિતિ છે, મધ્ય પરખદાના દેવતાની એક્વીશ સાગરોપમ ને છ પલ્યોપમની સ્થિતિ છે ને બાહ્ય પરખદાના દેવતાની એક્વીશ સાગરોપમ ને પાચ પલ્યોપમની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવત, હેઠલી ત્રીક ગ્રવેયકના દેવતાના વિમાન ક્યા કહ્યા છે? ને હેઠલી ત્રીક ગ્રવેયકના દેવતા ક્યા વસે છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ પનવણાી બીજે અધ્યા।પે કહ્યુ છે તેમજ જાણવુ

એમ મધ્ય ત્રીક ગ્રૈવેયકના દેવતા, ઉપની ત્રીક ગ્રૈવેયકના દેવતા, અનુત્તર વૈમા।ના દેવતા જાનત્ તે નવ ગ્રવેયક અ। અનુત્તર વાની દેવના સવ અહમિ' છે ચાકર ઠાકર નથી તે માટે ત્યા પરખદા । કહેવી અહો શ્રમણો આરખાવતાં એ વૈમાનીક દેવતાનો પહેલો ઉદેશો થયો

## ૧૦૬. વૈમાનીક દેવતાના અધિકારનો બીજો ઉદેશો.

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇસાન દેવલોકે વૈમા।ની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, ધનોદધી (નિવડ પાણીરૂપ) તેહને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, સા।તકુમાર, માહેદ્ર દેવલોકે વૈમા।ની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, ઘનવાય (નિવડ વાયરો) તેને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, બ્રહ્મ દેવલોક વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ ધનવાયને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, લાતક દેવલોકે વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, ઘનોદધી ને ઘનવાય એ બેને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, માહાશુક્ર ન સહસ્રાર દેવલોકે વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, ઘનોદધી ને ઘનવાય એ બેને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, આનત, પ્રાણુત, આરણ્ ને અચ્યુત એ ચાર દેવલોકે વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, આકાશને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, ગ્રૈવેયકના વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, આકાશને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત,અનુત્તર વૈમાનની પૃથ્વી સ્યે આધારે રહી છે?

ઉત્તર—હે ગૌતમ, આકાશને આધારે રહી છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન કલ્પને વિષે વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

ઉત્તર—હે ગૌતમ, સતાવીસસે જેજન જાડપણે છે

પ્રશ્ન—હે ભગવત, સનતકુમાર, માહેદ્ર કલ્પે વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

ઉત્તર—હે ગૌતમ, છવીસસે જેજન જાડપણે છે

પ્રશ્ન—હે ભગવત બ્રહ્મ, લાતિક દેવલોકે વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

ઉત્તર—હે ગૌતમ, પચવીસસે જેજન જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, માહાસુક્ર, સહશ્રાર દેવલોકે વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ચોવીસસે જોજન જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, આનત, પ્રાણુત, આરણ ને અચ્યુત કલ્પે વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, ત્રેવીસસે જોજન જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, નવ ગ્રૈવેયકની પૃથ્વી કેટલી જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, બાવીસસે જોજન જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, અનુત્તર વૈમાનની પૃથ્વી કેટલી જાડપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એકવીસસે જોજન જાડપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન કેટલા જોજન ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, પાંચસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સનતકુમાર, માહેંદ્ર દેવલોકે વૈમાન કેટલા જોજન ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, છસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, બ્રહ્મ, લાંતક દેવલોકે વૈમાન કેટલા જોજન ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, સાતસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, માહાસુક્ર, સહસ્રાર દેવલોકે વૈમાન કેટલા જોજન ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, આઠસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત આનત, પ્રાણુત, આરણ ને અચ્યુત દેવલોકે વૈમાન કેટલા ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, નવસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત નવ ગ્રૈવેયકના વૈમાન કેટલા જોજન ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, એક હજાર જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, પાંચ અણુત્તર વૈમાન કેટલા ઉંચપણે છે?

**ઉત્તર**—હે ગૌતમ, અગ્યારસે જોજન ઉંચપણે છે

**પ્રશ્ન**—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન શ્યે આકારે સંસ્થિત છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે વૈમાન બે પ્રકારના છે તે એક આવળીકા પ્રવિષ્ટ તે શ્રેણીબંધ છે ને બીજા આવળીકામધ્યી બાહીર છુટક (પુષ્પાવિકરણ) છે વળી તેમા જે આવળીકા પ્રવિષ્ટ શ્રેણીબંધ છે તે ત્રણ પ્રકારના છે વૃત્ત (ગોળ) ૧ ત્રસ (ત્રીખૂણા) ૨ ને ચતુરસ (ચોરસ) ૩ તેમા તીહા જે આવળિકાથકી બાહીર છે તે પુષ્પાવિકરણ (છુટા ફુલની પરે) અનેક નાના પ્રકારના ઉત્તમ સંસ્થાને છે એમ જાવત ગ્રૈવેયકના વૈમાન લગે કહેવુ

પ્રશ્ન—હે ભગવત, પાચ અણુત્તર વૈમાન શ્યે આકારે સસ્થિત છે?

ઉત્તર—હે ગૌતમ, પાચ અણુત્તર વૈમાન બે પ્રકારે છે વચે એક વૃત્ત (ગોળ) છે ને ચ્યાર દીસે ચ્યાર ત્રીખુણા છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન કેટલા લાબપણે, પોહોળપણે છે? ને કેટના પરિધિપણે છે?

ઉત્તર—હે ગૌતમ, બે પ્રકારે છે, સખ્યાતા વિસ્તારના ને અસખ્યાતા વિસ્તારના જેમ નરકાવાસા કહ્યા તેમ જાણવા જાવત્ અણુત્તર વૈમાન વચનુ એક (સરવાર્થ સિદ્ધ) સખ્યાતા જોજનનુ છે ને ચ્યાર દીસે ચાર (વિજયાદિક) અસખ્યાતા જોજનના છે ત્યા જે સખ્યાતા વિસ્તારનું (સરવાર્થસિદ્ધ) છે તે જબુદ્વીપ પ્રમાણે લાખ જોજન વિસ્તારે છે ને જે અસખ્યાતા વિસ્તારના વૈમાન છે, તે અસખ્યાતા લાખ જોજન લાબપણે પોહોળપણે છે ને અસખ્યાતા લાખ જોજન પરિધિપણે છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન કેટલા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ, પાચ વર્ણના છે કાળા ૧, લીલા ૨, રાતા ૩, પીળા ૪, ને ધોળા ૫

પ્રશ્ન—હે ભગવત, સનતકુમાર, માહેદ્ર કલ્પે વૈમાન કેટલા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ ચાર વર્ણના છે લીલા ૧, રાતા ૨, પીળા ૩, ને ધોળા ૪

પ્રશ્ન—હે ભગવત બ્રહ્મલોક, લાતક કલ્પે વૈમાન કેટલા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ વર્ણના છે તે રાતા ૧, પીળા ૨, ને ધોળા ૩

પ્રશ્ન—હે ભગવત, માહાશુક્ર, સહસારે વૈમાન કેટલા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ બે વર્ણના છે પીળા ૧, ને ધોળા ૨

પ્રશ્ન—હે ભગવત આનત, પ્રાણત, આરણ ને અચ્યુતે કેટલા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ, એક ધોળા વર્ણના છે

પ્રશ્ન—હે ભગવત, નવ ગ્રૈવેયકના વૈમાન કેવા વર્ણના છે?

ઉત્તર—હે ગૌતમ, એ પણ એક ધોળે વર્ણ છે

પ્રશ્ન—હે ભગવત પાચ અણુત્તર વૈમાન કેવે વર્ણ છે?

ઉત્તર—હે ગૌતમ, પરમ શુકલ વર્ણ ધોળા છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ ઇશાન દેવલોકે વૈમાન કહેવા પ્રભાએ કાન્તિએ કરીને છે?

ઉત્તર—હે ગૌતમ, નિત્યે પ્રકાશવત છે નિત્યે ઉદ્યોતવત છે પોતાની કાન્તિએ કરી સહીત છે એમ જાવત્ અણુત્તર વૈમાન નિત્યે પ્રભાવત છે નિત્યે ઉદ્યોતવત છે પોતાની પ્રભાએ કરીને સહીત છે

પ્રશ્ન—હે ભગવત, સૌધમ ઇશાન દેવલોકે વૈમાન કેહવી ગધે કરીને છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ કદના પુગ હોય જાવત્ ગધે કરીને જાવત્ એહથકી અત્યંત ઇષ્ટ ગંધવંત છે એમ જાવત્ અનુત્તર વૈમાન લગે ગંધ કહેવું

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન કેહવે સ્પર્શ કરી છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ મૃગચર્મ (મૃગનું ચામડું) હોય તથા રૂ હોય તેમજ પૂર્વની પરે સર્વ સુકમાળ રૂપ કહેવો જાવત્ અનુત્તર વૈમાન લગે કહેવો

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે વમાન કેવડા મોટા છે?

ઉત્તર—હે ગૌતમ એહ જંબુદ્વીપનામા દ્વીપ સર્વ દ્વીપ ને સમુદ્ર મધ્યે છે તેમજ પૂર્વનીપરે તે પુરે ત્રણ ચપટીમાહે એકવીશ વાર ફરે એહવી ગતીએ કોઇક દેવતા છ માસ લગે તે વૈમાનમાહે ચાલે ત્યારે કોઇક વૈમાનનો પાર આવે ને કોઇક વૈમાનનો પાર પણ ન આવે એવડા મોટા વૈમાન છે એમ જાવત્ અનુત્તર વૈમાન એક સર્વાર્થસિદ્ધ વૈમાન પ્રતે વ્યતિક્રમી જાય ને વિજયાદિક ચાર વૈમાન પ્રતે વ્યતિક્રમી જાય નહીં

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે વૈમાન શ્યામય છે? (શેના છે)

ઉત્તર—હે ગૌતમ, સર્વ રત્નમય છે ત્યાં ઘણા જીવ ને પુદ્ગળ એકેંદ્રિપણે ઉપજે છે, ચવે છે પુષ્ટ થાય છે તે વૈમાન દ્રવ્યાર્થપણે શાશ્વતા છે ને વર્ણને પર્યાયે, ગંધને પર્યાયે, રસને પર્યાયે ને સ્પર્શને પર્યાયે અશાશ્વતા છે એમ જાવત્ અનુત્તર વમાન લગે કહેવું

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકને વિષે દેવતા ક્યાંથી આવી ઉપજે?

ઉત્તર—હે ગૌતમ ઉપપાતનો આળાવો જેમ પન્નવણાને છઠ્ઠે વ્યુત્ક્રાંતિ પદે કહ્યા છે તેમ કહેવો તિર્યંચ, મનુષ્ય પચેંદ્રી સમુર્છિમ વરજીને ગર્ભજ પચેંદ્રી તિર્યંચ, મનુષ્યમાહેથી આવ્યા ઉપજે એમ ઉપપાત વ્યુત્ક્રાંતિ પ ને અનુસારે જાવત્ અનુત્તર વૈમાન લગે કહેવું (આઠમા દેવલોક સુધી ગર્ભજ મનુષ્ય તિર્યંચ ઉપજે, ને નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વમાન સુધી એક ગર્ભજ મનુષ્ય ઉપજે)

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતા એક સમયે કેટલા ઉપજે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય થકી એક, બે, ત્રણ ઉપજે ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતા પણ ઉપજે અને અસંખ્યાતા પણ ઉપજે એમ જાવત્ સહસ્રાર આઠમા દેવલોક લગે જાણવા (તિર્યંચ આઠમા દેવલોક સુધી ઉપજે છે માટે)

પ્રશ્ન—હે ભગવંત આણતાદિક ચાર દેવલોકે નવ ગ્રૈવેયક ને પાંચ અનુત્તર વૈમાને એક સમયે કેટલા દેવતા ઉપજે?

ઉત્તર—હે ગૌતમ જઘન્ય થકી એક બે ત્રણ ઉપજે ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતાજ ઉપજે (આણતાદિક દેવલોકે ગર્ભજ મનુષ્યજ ઉપજે, ને ગર્ભજ મનુષ્યજ તે સંખ્યાતાજ છે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતા સમયે સમયે એક એક અપહરતા (કાઢતા) કેટલે કાળે સર્વ અપહરાય રહે?

ઉત્તર—હે ગૌતમ, તે દેવતા અસંખ્યાતા સમયે સમયે અપહરતાથકા અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી લગી અપહરે તો પણ તે સર્વ અપહરાય નહીં એટલા છે એમ જાવત્ સહસાર આઠમા દેવલોક લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવંત, આણુતાદિક ચાર દેવલોકે, નવ ગ્રૈવેયકે, ને પાંચ અણુત્તર વૈમાને દેવતા સમયે સમયે એકેકો અપહરતા થકા કેટલે કાળે સર્વ અપહરાય રહે?

ઉત્તર—હે ગૌતમ, તે પણ અસંખ્યાતા છે માટે સમયે સમયે અસંખ્યાતા અપહરતા થકા ક્ષેત્ર પલ્યોપમના સૂક્ષ્મપણે અસંખ્યાતા ભાગ લગી અપહરીએ તો પણ સર્વ અપહરાય નહીં એટલા છે પણ નિશ્ચે કયારેય પણ અપહર્યા નથી

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતાને કેવડી મોટી શરીરની અવગાહના છે?

ઉત્તર—હે ગૌતમ, તેની બે ભેદે શરીરની અવગાહના છે એક ભવધારણીક ને બીજી ઉત્તર વૈક્રીય તેમા જે ભવધારણીક શરીર તે જઘન્યથી આંગુલને અસંખ્યાતમે ભાગે છે (ઉપજતી વેળાએ) ને ઉત્કૃષ્ટપણે સાત હાથની છે ને તીહા જે ઉત્તર વૈક્રીય શરીર તે જઘન્યથી આંગુલને સંખ્યાતમે ભાગે છે (પ્રારંભ વેળાએ) ને ઉત્કૃષ્ટપણે લાખ જોજનની છે બાર દેવલોક સુધી

ત્યાર પછી એકેકો હાથ ઓછો કરીએ તે એમકે સનતકુમાર, માહેંદ્રે છ હાથ બ્રહ્મ, લાંતકે પાંચ હાથ માહાસુક્ર, સહસારે ચાર હાથ આનતાદિક ચાર દેવલોકે ત્રણ હાથ નવ ગ્રૈવેયકે બે હાથ જાવત્ અનુત્તર વૈમાનના દેવતાને એક હાથ શરીરની અવગાહના છે તેમા વળી નવ ગ્રૈવેયકે ને અણુત્તર વૈમાને એકજ ભવધારણીય શરીર છે ઉત્તર વૈક્રીય શરીર નથી (કરવાની શક્તિ છે પણ કરે નહીં કાર્યના અભાવ માટે)

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતાના શરીર કયે સંઘયણે છે?

ઉત્તર—હે ગૌતમ છ સંઘયણ રહીત અસંઘયણી છે હાડ નથી, રૂધિર નથી, ને નસ પણ નથી તે માટે સંઘયણ નથી (હાડ નસને બંધ તે સંઘયણ કહીએ તે માટે) વળી જે પુદ્ગળ ઇષ્ટ, કાન્ત, મનોહર છે જાવત્ તે તેહના શરીરના સમુહપણે પરીણમે છે એમ જાવત્ અણુત્તર વૈમાનના દેવતા લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવંત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતાના શરીર કયે સંસ્થાને સંસ્થિત છે?

ઉત્તર—હે ગૌતમ, તે દેવતાના શરીર બે પ્રકારે છે એક ભવ ધારણીય શરીર ને બીજા ઉત્તર વૈક્રીય શરીર તેમા જે ભવધારણીય શરીર છે તે સર્વ સમ ચતુરસ સંસ્થાને છે ને તેમા જે ઉત્તર વૈક્રીય શરીર છે, તે અનેક સંસ્થાને સંસ્થીત છે (જેહવા રૂપ ચીંતવે તેહવા રૂપ વૈકુવે) એમ જાવત્ બારમા અચ્યુત દેવલોક લગી જાણુવુ

પ્રશ્ન—હે ભગવંત, નવ ગ્રૈવેયક અને અણુત્તર વૈમાનના દેવતાના શરીર કયે સંસ્થાને છે?

ઉત્તર—હે ગૌતમ તેને એક ભવધારણીય શરીર છે તે સમચતુરસ સંસ્થાને સંસ્થીત છે તેને ઉત્તર વક્રીય શરીર નથી, (પ્રયોજનના અભાવ માટે આવા ગમન નથી)

પ્રશ્ન—હે ભગવત, સૌધમ, ઇશાન દેવલોક દેવના કહેવા વર્ણે કરીને છે?
ઉત્તર—હે ગૌતમ, તપ્ત સવણુ શરીખા રાતા વર્ણે છે
પ્રશ્ન—હે ભગવત, સનતકુમાર, માહેદ્ર દેવલોકના દેવના કહેવા વર્ણે છે?
ઉત્તર—હે ગૌતમ, કમળના કેસરા શરીખા ગૌર વર્ણે છે
પ્રશ્ન—હે ભગવત, બ્રહ્મ દેવલોકના દેવતા કહેવે વર્ણ છે?
ઉત્તર—હે ગૌતમ, આદ્ર મધુક વનસ્પતિ શરીખા પીળે વર્ણે છે
પ્રશ્ન—હે ભગવત, લાનકાદિક જાવત્ ગ્રૈવેયકના દેવના કેવે વર્ણે છે?
ઉત્તર—હે ગૌતમ, સુકલ વર્ણ છે
પ્રશ્ન—હે ભગવત, અનુત્તર વૈમાનના દેવના કેવે વર્ણ છે?
ઉત્તર—હે ગૌતમ, પરમ સુકલ વર્ણે છે
પ્રશ્ન—હે ભગવત, સૌધમ, ઇશાન દેવલોકે દેવતાના શરીર કહેવા ગધવત છે?
ઉત્તર—હે ગૌતમ, જેમ કોઇ કઠના પુડા હોય તેમજ સર્વ પૂર્વલીપરે જાવત્ અસત મનો હર ગધે કરીને છે એમ જાવત્ અનુત્તર વૈમાનના દેવના લગી કહેવુ
પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવનાના શરીર કહેવે સ્પર્શે કરીને છે?
ઉત્તર—ગૌતમ, સ્થિર મૃદુ સુકુમાળ, સ્નિગ્ધ એહવી શરીરની ત્વચા (ચામડી) છે એહવા સુકમાળ સ્પર્શવત છે એમ જાવત્ અનુત્તર વૈમાનના દેવના લગી કહેવુ
પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતા કેહના પુદ્ગળ સ્વાસો સ્વાસ પણે પરીણમે છે?
ઉત્તર—હે ગૌતમ જે પુદ્ગળ ઇષ્ટ, કાન્ત, મનોહર જાવત્ તે પુદ્ગળ તે દેવતાને સ્વાસો સ્વાસપણે પરીણમે છે એમ જાવત્ અનુત્તર વિમાનના દેવના લગી કહેવુ
પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવતાને કહેવા પુદ્ગળ આહારપણે પરીણમે છે?
ઉત્તર—હે ગૌતમ, જે પુદ્ગળ ઇષ્ટ કાન્ત મનોહર જાવત્ તે પુદ્ગળ તે દેવતાને આહારપણે પરીણમે છે એમ જાવત્ અનુત્તર લગી કહેવુ
પ્રશ્ન—હે ભગવત સૌધર્મે ઇશાન દેવલોકના દેવતાને કેટલી લેસ્યા છે?
ઉત્તર—હે ગૌતમ, તેને એક તેજુ લેસ્યા છે
પ્રશ્ન—હે ભગવત, સનતકુમાર, માહેદ્ર કલ્પના દેવતાને કેટલી લેસ્યા છે?
ઉત્તર—હે ગૌતમ તેને એક પદ્મ લેસ્યા છે
પ્રશ્ન—હે ભગવત, બ્રહ્મ દેવલોકના દેવતાને કેટલી લેસ્યા છે?
ઉત્તર—હે ગૌતમ, તેને એક પદ્મ લેસ્યા છે

પ્રશ્ન—હે ભગવત, લાનક દેવલોકે જાવત્ નવ ગ્રૈવેયકના દેવતાને કેટલી લેશ્યા છે?

ઉતર—હે ગૌતમ, તેને એક સુક્લ લેશ્યા છે

પ્રશ્ન—હે ભગવત, અનુત્તર વૈમાનના દેવતાને કેટલી લેશ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, તેને એક પરમ સુક્લ લેશ્યા છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકના દેવતા શુ સમ્યકત્વ દ્રષ્ટી છે? કે મિથ્યાત્વ દ્રષ્ટી છે? કે મિશ્ર દ્રષ્ટી છે?

ઉત્તર—હે ગૌતમ, એ ત્રણે દ્રષ્ટી બારમા દેવલોક સુધી છે એમ જાવત્ નવ ગ્રૈવેયકના દેવતા સમ્યકત્વ દ્રષ્ટી છે મિથ્યાત્વ દ્રષ્ટી છે પણ મિશ્ર દ્રષ્ટી નથી

પ્રશ્ન—હે ભગવત, અનુત્તર વૈમાનના દેવતા શુ સમ્યકત્વ દ્રષ્ટી છે? કે મિથ્યાત્વ દ્રષ્ટી છે? કે મિશ્ર દ્રષ્ટી છે?

ઉત્તર—હે ગૌતમ, સમ્યકત્વ દ્રષ્ટી છે પણ મિથ્યાત્વ દ્રષ્ટી નથી તેમ મિશ્ર દ્રષ્ટી પણ નથી

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ ઇશાન દેવલોકના દેવતા શુ જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

ઉત્તર—હે ગૌતમ, ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન નિશ્ચય છે એમ જાવત્ નવ ગ્રૈવેયક લગી જાણવુ

પ્રશ્ન—હે ભગવત, અનુત્તર વૈમાનના દેવતા શુ જ્ઞાની છે, કે અજ્ઞાની છે?

ઉત્તર—હે ગૌતમ, સર્વે જ્ઞાની છે પણ અજ્ઞાની નથી ત્રણ જ્ઞાન નિશ્ચય છે

પ્રશ્ન—હે ભગવત, સર્વે વૈમાનીક દેવતાને કેટલા જોગ છે?

ઉત્તર—હે ગૌતમ, મન, વચન અને કાયા એ ત્રણ જોગ છે

પ્રશ્ન—હે ભગવત, તેહને કેટલા ઉપયોગ છે?

ઉત્તર—હે ગૌતમ, સાકાર અને નિરાકાર એ બે ઉપયોગ છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાનના દેવતા અવધિજ્ઞાને કરીને કેટલુ ક્ષેત્ર જાણે, દેખે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી આગુળનો અસખ્યાતમો ભાગ દેખે અને ઉત્કૃષ્ટપણે હેઠુ જાવત્ રત્નપ્રભા પૃથ્વી લગી દેખે ઉંચુ જાવત્ પોતાના વૈમાન લગી દેખે અને તીછુ જાવત્ અસખ્યાતા દ્વીપ, સમુદ્ર લગી દેખે એણી રીતે સૌધર્મ, ઇશાનના દેવતા પહેલી પૃથ્વી લગી અવધિજ્ઞાને કરી દેખે

પ્રશ્ન—હે ભગવત, સનતકુમાર, માહેદ્રના દેવતા અવધિજ્ઞાને કરી કેટલુ ક્ષેત્ર દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે ત્રીજા, ચોથા દેવલોકના દેવતા બીજી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન— હે ભગવત, બ્રહ્મ, લાતકના દેવતા અવધીજ્ઞાને કરી કેટલુ દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે પાચમા છઠ્ઠા દેવલોકના દેવતા ત્રીજી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવત, માહાસુક્ર, સહસારના દેવતા અવધીજ્ઞાને કરી કેટલુ દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે સાતમા, આઠમા દેવલોકના દેવતા ચોથી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવંત, આણત, પ્રાણતના દેવતા અવધીજ્ઞાને કરી કેટલું દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે નવમા, દશમા દેવલોકના દેવતા પાંચમી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવંત, આરણ, અચ્યુતના દેવતા અવધીજ્ઞાને કરી કેટલું દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે અગ્યારમા, બારમા દેવલોકના દેવતા પણ પાંચમી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવંત, હેઠની ત્રીક અને મધ્યની ત્રીક એ ૭ ગ્રૈવેયકના દેવતા કેટલું દેખે?

ઉત્તર—હે ગૌતમ, તે ૭ ત્રીકના દેવતા છઠી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવંત, ઉપરલી ત્રીક ગ્રૈવેયકના દેવતા અવધીજ્ઞાને કરી કેટલું દેખે?

ઉત્તર— ગૌતમ, તે ઉપરલી ત્રીકના દેવતા સાતમી પૃથ્વી લગી દેખે

પ્રશ્ન—હે ભગવંત અણુત્તર વૈમાનના દેવતા અવધીજ્ઞાને કરી કેટલું ક્ષેત્ર દેખે?

ઉત્તર—હે ગૌતમ, કાંઈક ઉણી સમગ્ર લોકનાળ દેખે

પ્રશ્ન—હે ભગવંત સાૈધર્મ, ઈશાનના દેવતાને કેટલી સમુદ્ઘાત છે?

ઉત્તર—હે ગૌતમ તેને પાંચ સમુદ્ઘાત છે વેદના સમુદ્ઘાત ૧, કષાય સમુદ્ઘાત ૨, મારણાંતિક સમુદ્ઘાત ૩ વૈક્રીય સમુદ્ઘાત ૪, ને તેજસ સમુદ્ઘાત ૫ એમ જાવત્ બારમા અચ્યુત દેવલોક લગી પાંચ સમુદ્ઘાત છે

પ્રશ્ન—હે ભગવંત, નવ ગ્રૈવેયક ને પાંચ અનુત્તર વૈમાનના દેવતાને કેટલી સમુદ્ઘાત છે?

ઉત્તર—હે ગૌતમ, તેને ધુરની (પ્રથમની) વેદના ૧, કષાય ૨, ને મારણાંતિક ૩, એ ત્રણ સમુદ્ઘાત છે (વૈક્રીયાદિક નથી પ્રયોજનના અભાવ માટે)

પ્રશ્ન—હે ભગવંત, સાૈધર્મ ઈશાનના દેવતા કેહવી ક્ષુધા, તૃષા ભોગવતાથકા વિચરે છે?

ઉત્તર—હે ગૌતમ, ક્ષુધા, તૃષા નથી એમ જાવત્ અનુત્તર વૈમાનના દેવતા લગી જાણવું

પ્રશ્ન—હે ભગવંત સાૈધર્મ ઈશાન દેવલોકે દેવતા એક રૂપ અથવા ઘણા રૂપ નવા વૈકુર્વી શકે?

ઉત્તર—હે ગૌતમ હા એક અથવા ઘણા રૂપ વૈકુર્વે એમ એક રૂપ વૈકુર્વતાથકા એકેંદ્રીનું, બેઈંદ્રીનું, તેઈંદ્રીનું, ચૌરેંદ્રીનું રૂપ અથવા પચેંદ્રીનું રૂપ વૈકુર્વે ને ઘણા રૂપ વૈકુર્વતાથકા પણ એકેંદ્રીના રૂપ અથવા જાવત્ પચેંદ્રીના રૂપ વૈકુર્વે વળી સંખ્યાતા પણ વૈકુર્વે ને અસંખ્યાતા પણ વૈકુર્વે

પ્રશ્ન—હે ભગવંત જે રૂપ વૈકુર્વે તે સરખા રૂપ વૈકુર્વે કે અણસરખા રૂપ વૈકુર્વે?

ઉત્તર—હે ગૌતમ સરખા પણ વૈકુર્વે ને અણસરખા પણ વૈકુર્વે

પ્રશ્ન—હે ભગવંત તે રૂપ સંબંધપણે વૈકુર્વે કે અસંબંધપણે વૈકુર્વે

ઉત્તર—હે ગૌતમ, સંબંધ પણ વૈકુર્વે ને અસંબંધ પણ વૈકુર્વે

પ્રશ્ન—હે ભગવત, તે રૂપ તેના વૈકુરીને શુ કરે ?

ઉત્તર—હે ગૌતમ, પોતાના મન ચીંતવ્યા કાર્ય કરે એમ જાવત્ બારમા અચ્યુત દેવલોક લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવત, ગ્રૈવેયકના અને અનુત્તર વૈમાનના દેવતા શુ એક રૂપ વૈકુવવા સમર્થ છે, કે ઘણા રૂપ વૈકુવવા સમર્થ છે?

ઉત્તર—હે ગૌતમ, એક રૂપ પણ વૈકુવવા સમર્થ છે ને ઘણા રૂપ પણ વૈકુવવા સમર્થ છે પણ નહીં નિશ્ચે તે સપતિ વૈકુવતા । હોય વૈકવતા નથી, ને વૈકુવશે નહીં (પ્રયોજનના અભાવ માટે)

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઈશાનના દેવતા કેહવુક સુખશાતા ભોગવતાથકા વિચરે છે ?

ઉત્તર—હે ગૌતમ, મનોજ્ઞ શબ્દ, રૂપ, રસ જાવત્ સ્પર્શ ભોગવતાથકા વિચરે છે એમ જાવત્ અનુત્તર વૈમાન લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઈશાનના દેવતા કેહવીક રૂદ્ધિવત છે ?

ઉત્તર—હે ગૌતમ, મહા રૂદ્ધિવત છે, મહા જ્યુતીવત છે, જાવત્ માહા પ્રભાવત છે રૂદ્ધિએ કરી સહીત છે એમ જાવત્ બારમા અચ્યુત દેવલોક લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવત, ગ્રૈવેયક, અનુત્તર વૈમાનના દેવતાને કેહવીક રૂદ્ધિ છે ?

ઉત્તર—હે ગૌતમ, સર્વ મહર્ધિક છે જાવત્ સર્વ મહા પ્રભાવવત ઈંદ્રાદિક વ્યવહાર રહીત છે જાવત્ તે સર્વ દેવતાના ગણ અહમેદ્ર છે અહો શ્રમણો આયખાવતો !

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઈશાનના દેવતા વિભૂષાયે શૃગારે કરી કેહવા છે ?

ઉત્તર—હે ગૌતમ, બે પ્રકારે છે ઉત્તર વૈક્રીય શરીરવત ને ભવધારણીય શરીરવત તીહાં જે ઉત્તર વૈક્રીય શરીરવત છે તે હારે કરી બીરાજીત છે હૃદય જેહના એહવા છે, જાવત્ દશે દિશિપ્રતે ઉદ્યોત કરતાથકા પ્રભાશ કરતાથકા જાવત્ પ્રતિરૂપ છે ને ત્યા જે ભવધારણીય શરીરવત છે તે આભરણ વસ્ત્ર રહીત છે ને તે સ્વભાવિક વિભૂષાયે કરી સહીત છે

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે દેવાંગ્ના વિભૂષાએ કરી કેહવી છે ?

ઉત્તર—હે ગૌતમ, બે પ્રકારે છે ઉત્તર વૈક્રીય શરીરવત ને ભવધારણીય શરીરવત ત્યા જે ઉત્તર વૈક્રીય શરીરવત છે તે ઝાંઝર પ્રમુખ આભૂષણ સહીત છે, સુવર્ણમય ઘુઘરી શબ્દવત સહીત, પ્રવર ઉત્તમ જેણીએ વસ્ત્ર પહીર્યા છે, ચદ્રમા સમાન મુખ છે ચદ્ર માનીપરે વિલાસવત છે અર્ધ ચદ્ર સમાન તેહના નિલાડ છે, શૃગાર અને આકારે કરીને તેહનો મનોહર વેશ છે, સગત પ્રમુખ જાવત્ પ્રતિરૂપ છે અને ત્યા જે ભવધારણીય શરીરવત છે તે દેવાંગ્ના આભરણ વસ્ત્રે કરી રહીત છે ને સ્વભાવિક શરીરની શોભાએ કરી સહીત છે બે દેવલોક ઉપરાત શેષ દેવલોકે દેવતાજ છે, દેવાંગ્ના નથી એમ જાવત્ અચ્યુત બારમા દેવલોક લગી કહેવુ

પ્રશ્ન—હે ભગવત, ગ્રૈવેયકના દેવતા વિભૂષાએ શુભ્ર કરી કેવા છે?

ઉત્તર—હે ગૌતમ, આભરણ વસ્ત્રે કરી હીન છે ને સ્વાભાવિક શરીરની શોભાએ કરી સહીત છે એમ અનુત્તર વૈમાનના દેવતા પણ કહેવા.

પ્રશ્ન—હે ભગવત, સૌધર્મ, ઇશાનના દેવતા કહેવા કામ ભોગ ભોગવતા વિચરે છે?

ઉત્તર—હે ગૌતમ, ઇષ્ટ શબ્દ, ઇષ્ટ રૂપ યાવત્ ઇષ્ટ સ્પર્શ ભોગવે છે એમ યાવત્ ગ્રૈવેયકના દેવતા સુધી કહેવું અને અનુત્તર વૈમાનના દેવતાને ઉત્કૃષ્ટ શબ્દ યાવત ઉત્કૃષ્ટ સ્પર્શ છે.

પ્રશ્ન—હે ભગવત વૈમાનીક દેવતા, દેવીની સ્થિતિ કેટલી છે?

ઉત્તર—હે ગૌતમ, જેમ પન્નવણાની સ્થિતિ પદે અનુસારે સર્વની સ્થિતિ કહેવી તે પહેલા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય એક પલ્યોપમની ને ઉત્કૃષ્ટી બે સાગરોપમની તેની પરિગ્રહિત દેવીની જઘન્ય એક પલ્યની ને ઉત્કૃષ્ટી સાત પલ્યની ને અપરિગ્રહિત દેવીની જઘન્ય એક પલ્યની ને ઉત્કૃષ્ટી પચાશ પલ્યની બીજા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય એક પલ્ય ઝાઝેરી ને ઉત્કૃષ્ટી બે સાગર ઝાઝેરી તેની પરિગ્રહિત દેવીની જઘન્ય એક પલ્ય ઝાઝેરી ને ઉત્કૃષ્ટી નવ પલ્યની ને અપરિગ્રહિત દેવીની જઘન્ય એક પલ્ય ઝાઝેરી ને ઉત્કૃષ્ટી પંચાવન પલ્યની ત્રીજા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય બે સાગરની ને ઉત્કૃષ્ટી સાત સાગરની ચોથા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય બે સાગર ઝાઝેરી ને ઉત્કૃષ્ટી સાત સાગર ઝાઝેરી પાંચમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય સાત સાગરની ને ઉત્કૃષ્ટી દશ સાગરની છઠા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય દશ સાગરની ને ઉત્કૃષ્ટી ચઉદ સાગરની સાતમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય ચઉદ સાગરની ને ઉત્કૃષ્ટી સતર સાગરની આઠમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય સતર સાગરની ને ઉત્કૃષ્ટી અઢાર સાગરની નવમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય અઢાર સાગરની ને ઉત્કૃષ્ટી ઓગણીશ સાગરની દશમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય ઓગણીસ સાગરની ને ઉત્કૃષ્ટી વીશ સાગરની અગ્યારમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય વીશ સાગરની ને ઉત્કૃષ્ટી એકવીશ સાગરની બારમા દેવલોકના દેવતાની સ્થિતિ જઘન્ય એકવીશ સાગરની ને ઉત્કૃષ્ટી બાવીશ સાગરની પેહેલી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય બાવીશ સાગરની ને ઉત્કૃષ્ટી ત્રેવીશ સાગરની બીજી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય ત્રેવીશ સાગરની ને ઉત્કૃષ્ટી ચોવીશ સાગરની ત્રીજી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય ચોવીશ સાગરની ને ઉત્કૃષ્ટી પચવીશ સાગરની ચોથી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય પચવીશ સાગરની ને ઉત્કૃષ્ટી છવીશ સાગરની પાંચમી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય છવીશ સાગરની ને ઉત્કૃષ્ટી સતાવીશ સાગરની છઠી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય સતાવીશ સાગરની ને ઉત્કૃષ્ટી અઠાવીશ સાગરની સાતમી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય અઠાવીશ સાગરની ને ઉત્કૃષ્ટી ઓગણત્રીશ સાગરની આઠમી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય ઓગણત્રીશ સાગરની ને ઉત્કૃષ્ટી ત્રીશ સાગરની નવમી ગ્રૈવેયકના દેવતાની સ્થિતિ જઘન્ય ત્રીશ સાગરની ને ઉત્કૃષ્ટી એકત્રીશ સાગરની ચાર અનુત્તર વૈમાનના દેવતાની સ્થિતિ જઘન્ય

એકત્રીશ સાગરની ને ઉત્કૃષ્ટી તેત્રીશ સાગરની સર્વાર્થસિદ્ધ વૈમાનના દેવતાની સ્થિતિ જઘન્ય ને ઉત્કૃષ્ટી તેત્રીશ સાગરની

**પ્રશ્ન**—હે ભગવત, દેવતા માહેથી આતરા રહીત ચવીને કયા જાય? કયા ઉપજે?

**ઊત્તર**—હે ગૌતમ, જેમ પનવણાના વ્યક્રાંતિ પદમા કહ્યુ છે તેમ સવ કહેવુ તે સક્ષેપમા એમ જે પહેલા બીજા દેવલોકના દેવતા ચવીને બાદર પૃથ્વી, પાણી, વનસ્પતિ, ગર્ભજ તિર્યંચ ને મનુષ્ય એ પાચમા જાય ત્રીજેથી આઠમા દેવલોક સુધીના દેવતા ચવીને ગર્ભજ તિર્યંચ, મનુષ્યમા જાય ને નવમા દેવલોકથી તે સરવાર્થ સિદ્ધના દેવતા ચવીને એક ગર્ભજ મનુષ્યમાજ જાય

**પ્રશ્ન**—હે ભગવત, સૌધર્મ, ઇશાન દેવલોકે સર્વ પ્રાણી, સવ ભૂત, સવ જીવ, સવ સત્વ પૃથ્વીકાયપણે, જાવત્ વનસ્પતિકાયપણે, દેવતાપણે, દેવીપણે, આસન, શયન, યાન, ભાંડ, ઉપગરણપણે પૂર્વે ઉપના છે?

**ઉત્તર**—હે ગૌતમ, વારવાર, અનેકવાર, અનતીવાર ઉપના છે સર્વ દેવલોકને વિષે એમજ કહેવુ પણ એટલો વિશેષ જે બે દેવલોક ઉપરાત દેવીપણે નથી ઉપના (કેમકે બે દેવલોક ઉપરાત દેવી નથી તે માટે) એમ ગ્રૈવેયકને વિષે પણ કહેવુ ને અનુત્તર વૈમાનને વિષે પણ એમજ કહેવુ પણ એમા એટલો વિશેષ જે દેવતાપણે નથી ઉપના ને દેવીપણે પણ નથી ઉપના (કેમકે દેવી તો તીહા નથી ને દેવતા પણ તીહાના એક બે ચાર ભવ કરે તે માટે તીહાના દેવપણે સવ જીવ ઉપના નથી) એ વૈમાનિકનો અધિકાર પુરો થયો

### ૧૨૭. ચારે ગતિની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અબાધાકાળ અને અલ્પ બહુત્વનો અધિકાર.

**પ્રશ્ન**—હે ભગવત, નારકીને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વર્ષની ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમની છે

**પ્રશ્ન**—હે ભગવત, તિર્યંચને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

**પ્રશ્ન**—હે ભગવત, મનુષ્યની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની પણ તિર્યંચનીપરે ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

**પ્રશ્ન**—હે ભગવત, દેવતાને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, દેવતાની સ્થિતિ નારકીની પરે સ્થિતિ કહેવી

**પ્રશ્ન**—હે ભગવત, દેવતા, નારકીને કેટલા કાળની કાયસ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેની જે ભવસ્થિતિ કહી તેહીજ કાયસ્થિતિ જાણવી (એકજ ભવ કરે તે માટે)

પ્રશ્ન—હે ભગવત, તિર્યચને કેટના કાળની કાયસ્થિતિ છે ?

ઉત્તર—હે ગૌતમ, તિર્યચ તિર્યચપણે જઘન્યથી અતર્મુહૂર્ત રહે (તિર્યચપણે એકજ લઘુ ભવ કરે ત્યારે) ને ઉત્કૃષ્ટપણે અનતા વનસ્પતિના કાળ અનતી ઉત્સર્પિણી અવસર્પિણી અસખ્યાતા પુદ્ગળ પરાવર્ત્ત લગી રહે

પ્રશ્ન—હે ભગવત, મનુષ્ય મનુષ્યપણે કેટલો કાળ રહે ?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહૂર્ત રહે (એકજ લઘુ ભવ કરે ત્યારે) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પુર્વ કોડી પૃથક્ત્વે અધીક રહે (સાત ભવ પુર્વ કોડીના કરીને આઠમો ભવ ત્રણ પલ્યોપમનો જુગળીયાનો કરે ત્યાર)

પ્રશ્ન—હે ભગવત, નારકી, મનુષ્ય, દેવતાને અતર કેટલા કાળનો પડે ?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહૂર્તનો અતર પડે (અતર્મુહૂર્તનો અન્ય ભવ કરીને પાછો તેહીજ થાય ત્યારે) ને ઉત્કૃષ્ટપણે અનતો કાળ અતર પડે (વનસ્પતિમા જાય ત્યારે)

પ્રશ્ન—હે ભગવત, તિર્યચને કેટલા કાળનો અતર પડે ?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતમુહૂર્તનો અતર પડે (અતમુહૂર્તનો ગાહનો મનુષ્યનો એકજ ભવ કરીને પાછો તિર્યચ થાય ત્યારે) ને ઉત્કૃષ્ટપણે સાગરોપમ શત પૃથક્ત્વ ઝાઝે રાનું અતર પડે (તિર્યચ ટાળી બાકી ત્રણ ગતીમાહે ઉત્કૃષ્ટો એટલોજ કાળ રહેવાય તે માટે)

પ્રશ્ન—હે ભગવત, નારકી ૧ તિર્યચ ૨ મનુષ્ય ૩, અને દેવતા ૪ એ માહે કયા કયા થકી થોડા, ઘણા, તુલ્ય વિશેષાધિક હોય ?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા મનુષ્ય છે ૧, તેથકી નારકી અસખ્યાત ગુણા છે ૨, તે થકી દેવતા અસખ્યાત ગુણા છે ૩, ને તે થકી તિર્યચ અનત ગુણાછે ૪ (વનસ્પતિ અનતા માટે) એટલે એ અધિકાર પૂરો થયો એ ચાર પ્રમારે સસારી જીવ કહ્યા એ શ્રી જીવાભીગમ સૂત્રે ચતુર્વિધ જીવની પ્રતિપત્તિ સપૂર્ણ થઇ

## ૧૨૮. પાચ પ્રકારે સસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અતર ને અલ્પબહુત્વનો અધિકાર.

ત્યા જે આચાર્ય એમ કહે છે જે પાચ પ્રમારે સસારી જીવ કહ્યા છે તે એવી રીતે કહે છે જે એકેદ્રિ ૧, બેઇદ્રિય ૨, તેઇદ્રિય ૩ ચઉરેદ્રિય ૪, ને પચદ્રિય ૫

પ્રશ્ન—હે ભગવત એકેદ્રિય જીવના કેટના ભેદ છે ?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ કહ્યા છે પર્યાપ્તા ૧ ને અપર્યાપ્તા ૨, એમ જાવત પચેદ્રિય પણ બે ભેદે છે પર્યાપ્તા ને અપર્યાપ્તા

પ્રશ્ન—હે ભગવત, એકેદ્રિય જીવને કેટના કાળની સ્થિતિ છે ?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતમુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે બાવીસ હજાર વરસની સ્થિતિ છે (પૃથ્વીકાય આશ્રી બાવીસ હજાર વરસની)

પ્રશ્ન—હે ભગવંત, બેઇંદ્રિય જીવને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે બાર વરસની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવંત, તેઇંદ્રિય જીવો કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ઓગણપચાસ રાત દીવસની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવંત, ચઉરેંદ્રિય જીવને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે ૭ માસની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવંત, પચેંદ્રિય જીવો કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે (નારકી દેવતા આશ્રી)

પ્રશ્ન—હે ભગવંત, એકેંદ્રિય અપર્યાપ્તાની કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્ત જાણવી એમ યાવત્ પચેંદ્રિ અપર્યાપ્તા ને અંતમુહુર્ત્તની સ્થિતિ છે (અપર્યાપ્તી પણાનો કાળ એટલોજ હોય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, એકેંદ્રિય પર્યાપ્તાને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે બાવીસ હજાર વરસ અંતમુહુર્ત્તે ઉણાની છે (ઉપજતી વેળાએ અંતર્મુહુર્ત્ત અપર્યાપ્તો હોય તે માટે) એમ સર્વે પર્યાપ્તાને ઉત્કૃષ્ટી સ્થિતિ અંતર્મુહુર્ત્તે ઉણી જાણવી (ઉપજતી વેળાએ અંતમુહુર્ત્ત લગી સર્વ જીવ અપર્યાપ્તા હોય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, એકેંદ્રિય જીવ એકેંદ્રિયપણે કેટલા કાળ લગી રહે!

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્ત્ત રહે (એકજ નાહનો ભવ કરે ત્યારે) ને ઉત્કૃષ્ટ પણે અનંતો કાળ રહે (વનસ્પતિમાં જાય ત્યારે વનસ્પતિના કાળ જેટલો રહે)

પ્રશ્ન—હે ભગવંત, બેઇંદ્રિય બેઇંદ્રિયપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત ને ઉત્કૃષ્ટપણે સંખ્યાતો કાળ રહે (સંખ્યાતા ભવ બેઇંદ્રિમાં કરે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, તેઇંદ્રિય તેઇંદ્રિયપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, પૂર્વલી રીતે સંખ્યાતો કાળ રહે

પ્રશ્ન—હે ભગવંત ચૌરેંદ્રીય ચૌરેંદ્રીયપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, પૂર્વલી રીતે સંખ્યાતો કાળ રહે

પ્રશ્ન—હે ભગવંત, પચેંદ્રીય પચેંદ્રીયપણે કેટલોક કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે હજાર સાગરોપમ જાઝેરા રહે

**પ્રશ્ન**—હે ભગવત, એકેદ્રીય અપયામા એકેદ્રીય અપર્યાપ્તાપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ જઘન્યથી અતર્મુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે પણ અતર્મુહુર્ત્તજ રહે (અપર્યાપ્તા ઘણા ભવ કરે તો પણ અતર્મુહુર્ત્તજ થાય) એમ બેદ્રીય, તેદ્રીય, ચૌરેદ્રીય ને પચેદ્રીય અપયાપ્તાપણે કાય સ્થિતિ કહેવી

**પ્રશ્ન**—હે ભગવત એકેદ્રીય પયાપ્તા એકેદ્રીય પયાપ્તાપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે સખ્યાતા હજાર વરસ રહે (પયાપ્તાપણે ભવ આઠ કરે તે માટે) એમ બેઇદ્રીય પયાપ્તાપણે સખ્યાતા વરસ લગી રહે તેઇદ્રીય પયાપ્તાપણે સખ્યાતા અહોરાત્ર ને ચૌરેદ્રીય પયાપ્તાપણે સખ્યાતા માસ લગે રહે ને પચેદ્રીય પર્યાપ્તાપણે સાગરોપમ સત પૃથકત્વ લગી રહે

**પ્રશ્ન**—હે ભગવત એકેદ્રીય જીવને કેટલા કાળનું અતર હોય? (એકેદ્રીયપણું છાંડીને પાછુ કેટલે કાળે એકેદ્રીયપણું પામે?)

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત્ત (અતર્મુહુર્ત્તનો એકજ ભવ બેઇદ્રિયાદિકનો કરીને પાછો એકેદ્રીય થાય) ને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ સખ્યાતા વરસે અધીક (એટલો કાળ બેઇદ્રિયાદિકમા રહે પછે પાછો એકેદ્રીય થાય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, બેઇદ્રિયને કેટલા કાળનુ અતર હોય?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિનો અનતો કાળ અતર પડે

એમ તેઇદ્રીયનુ પણ અતર કહેવુ એમ ચૌરેદ્રીયનુ પણ અતર કહેવુ એમ પચેદ્રીયનુ પણ અતર કહેવુ અપયાપ્તા સર્વને ઓઘીકની પરે એમજ કહેવુ અને પર્યાપ્તાપણે પણ એમજ ઓઘીકની પરે અતર કહેવુ

**પ્રશ્ન**—હે ભગવત, એકેદ્રિ ૧, બેઇદ્રી ૨, તેઇદ્રી ૩, ચૌરેદ્રી ૪, ને પચેદ્રી ૫ એ માહે કયા કયાથકી થોડા ઘણા, સરખા ને વિશેષાધિક છે?

**ઉત્તર**—હે ગૌતમ સર્વથકી થોડા પચેદ્રી ૧ તે થકી ચૌરેદ્રી વિશેષાધિક છે ૨ તે થકી તેઇદ્રિ વિશેષાધિક છે ૩ તે થકી બેઇદ્રી વિશેષાધિક છે ૪ ને તે થકી એકેદ્રી અનત ગુણા છે ૫ અને તે થકી સઇદ્રી તે સર્વ સસારી જીવ તે વિશેષાધિક છે ૬ (બેઇદ્રિયાદિક સહીત માટે)

**પ્રશ્ન**—હે ભગવત એકેદ્રી અપર્યાપ્તા જાવત્ પચેદ્રી અપર્યાપ્તા એ માહે કયા કયાથકી થોડા ઘણા, તુલ્ય ને વિશેષાધિક છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા પચેદ્રી અપયાપ્તા છે ૧ તે થકી ચૌરેદ્રીય અપર્યાપ્તા વિશેષાધિક છે ૨ તે થકી તેઇદ્રીય અપર્યાપ્તા વિશેષાધિક છે ૩ તે થકી બેઇદ્રિય અપર્યાપ્તા વિશેષાધિક છે ૪ તે થકી એકેદ્રી અપયાપ્તા અનતગુણા છે ૫ તે થકી સઇદ્રી તે સર્વ સસારી જીવ અપર્યાપ્તા વિશેષાધિક છે ૬

**પ્રશ્ન**—હે ભગવત, એકેદ્રી પર્યાપ્તા જાવત્ પચેદ્રી પર્યાપ્તા એ માહે કયા કયા થકી થોડા, ઘણા, તુલ્ય ને વિશેષાધિક છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા ચૌરેદ્રી પર્યાપ્તા છે ૧, તે થકી પચેદ્રી પર્યાપ્તા વિશેષાધિક છે ૨ તે થકી બેઇંદ્રિય પર્યાપ્તા વિશેષાધિક છે ૩, તે થકી તેઇંદ્રિય પર્યાપ્તા વિશેષાધિક છે ૪, તે થકી એકેદ્રી પર્યાપ્તા વિશેષાધિક છે ૫, ને તે થકી સઇદ્રીય પર્યાપ્તા વિશેષાધિક છે ૬

**પ્રશ્ન**—હે ભગવત, સઈદ્રી જીવ પર્યાપ્તા ને અપર્યાપ્તા એ માહે કયા કયાથકી થોડા જાવત્ વિશેષાધિક હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા સઈદ્રી અપર્યાપ્તા છે ૧, તે થકી સઇદ્રી પર્યાપ્તા સખ્યાતગુણા છે ૨ એમ એકેદ્રી પર્યાપ્તા, અપર્યાપ્તાનુ પણ અલ્પ બહુત્વ કહેવુ

**પ્રશ્ન**—હે ભગવત, બેઇદ્રિ પર્યાપ્તા, અપર્યાપ્તા એ માહે કયા કયાથકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા બેઇદ્રી પર્યાપ્તા છે ૧ તેથકી બેઇદ્રી અપર્યાપ્તા અસખ્યાતગુણા છે ૨ એમ તેઇદ્રીય, ચઉરીદ્રીય, અને પચેદ્રીય પણ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, એકેદ્રી ૧, બેઇદ્રી ૨, તેઇદ્રીય ૩, ચઉરીદ્રી ૪, ને પચેદ્રી ૫, પર્યાપ્તા અપર્યાપ્તા ૧૦ એ માહે કયા કયા થકી થોડા જાવત્ વિશેષાધિક હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા ચઉરીંદ્રી પર્યાપ્તા છે ૧ તે થકી પચેદ્રી પર્યાપ્તા વિશેષાધિક છે ૨ તે થકી બેઇદ્રી પર્યાપ્તા વિશેષાધિક છે ૩ તે થકી તેઇદ્રીય પર્યાપ્તા વિશેષાધિક છે ૪ તે થકી પચેદ્રી અપર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૫ તે થકી ચઉરીદ્રી અપર્યાપ્તા વિશેષાધિક છે ૬ તે થકી તેઇદ્રિ અપર્યાપ્તા વિશેષાધિક છે ૭ તે થકી બેઇદ્રિ અપર્યાપ્તા વિશેષાધિક છે ૮ તે થકી એકેદ્રી અપર્યાપ્તા અનતગુણા છે ૯ તે થકી સઇદ્રિ અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૦ તે થકી એકેદ્રી પર્યાપ્તા સખ્યાત ગુણા છે ૧૧ અને તે થકી સઇદ્રિ પર્યાપ્તા વિશેષાધિક છે ૧૨ એ પાચ પ્રકારે સસારી જીવ કહ્યા એ શ્રી જીવાભીગમ સૂત્રે પચવિધ પ્રતિપત્તિ સપૂર્ણ થઇ

### ૧૨૯. ૭ પ્રકારે સસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ અતર અને અલ્પ બહુત્વનો અધિકાર.

ત્યાં જે આચાર્ય એમ કહેછે જે ૭ પ્રકારે સસારી જીવ છે તે એવી રીતે કહેછે જે પૃથ્વીકાયા ૧, અપકાયા ૨, તેઉકાયા ૩ વાયુકાયા ૪, વનસ્પતિકાયા ૫, ને ત્રસકાયા ૬

**પ્રશ્ન**—હે ભગવત, પૃથ્વિકાયા જીવ કેટલે ભેદે છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે છે સુક્ષ્મ પૃથ્વીકાયા ૧, ને બાદર પૃથ્વીકાયા ૨.

**પ્રશ્ન**—હે ભગવત સુક્ષ્મ પૃથ્વીકાયાના કેટલા ભેદ છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદ છે પર્યાપ્તા ૧, ને અપર્યાપ્તા ૨

## ૧૩૦. સુક્ષ્મ જીવની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અંતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ જીવની કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહૂર્તની ને ઉત્કૃષ્ટપણે પણ અંતમુહૂર્તનીજ સ્થિતિ છે

એમ સુક્ષ્મ પૃથ્વી ૧, અપ ૨ તેઉ ૩, વાયુ ૪, વનસ્પતિ ૫, અને નિગોદની સ્થિતિ કહેવી વળી એમ સર્વ સુક્ષ્મ અપર્યાપ્તા ને પર્યાપ્તા પણ જઘન્યથી અંતર્મુહૂર્તની ને ઉત્કૃષ્ટપણે પણ અંતમુહૂર્તની સ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ જીવ સુક્ષ્મપણે કેટલા કાળ લગી રહે? (કાયસ્થિતિપણે?)

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતમુહૂર્ત રહે ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ અસંખ્યાતા લોકના આકાશ પ્રદેશ તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી લગી રહે

એમ પૃથ્વિઆદિક સર્વ સુક્ષ્મને પૃથ્વિનો કાળ કહેવો યાવત્ સુક્ષ્મ નિગોદને પણ પૃથ્વિનો કાળ કહેવો, ને અપર્યાપ્તા સર્વને જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહૂર્તની કાયસ્થિતિ છે એમ પર્યાપ્તા પણ સર્વને જઘન્યપણે ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહૂર્ત કાયસ્થિતિ છે

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ જીવને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહૂર્તનો ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ તે કાળથકી અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી ને ક્ષેત્રથકી આગુળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ આકાશ શ્રેણી માંહે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલી ઉત્સર્પિણી અવસર્પિણીનો અંતર પડે

એમ સુક્ષ્મ વનસ્પતિકાયાને ને સુક્ષ્મ નિગોદને પણ આગુળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ આકાશ શ્રેણી માહે જેટલા આકાશ પ્રદેશ તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણીનો અંતર પડે ને સુક્ષ્મ પૃથ્વી ૧ અપ ૨, તેઉ ૩ ને વાયુકાય ૪, તેને વનસ્પતિના કાળ પ્રમાણ (અનંતા કાળનુ) અંતર પડે એમ અપર્યાપ્તાને પણ અંતર કહેવુ, ને પર્યાપ્તાને પણ એમજ અંતર કહેવુ

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ જીવ ૧, યાવત્ સુક્ષ્મ નિગોદ ૭ એ માહે કયા કયાથકી થોડા ૧, ઘણા છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા સુક્ષ્મ તેઉકાયા છે ૧, તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા વિશેષાધિક છે ૨ તે થકી સુક્ષ્મ અપકાયા વિશેષાધિક છે ૩, તે થકી સુક્ષ્મ વાયુકાયા વિશેષાધિક છે ૪, તે થકી સુક્ષ્મ નિગોદ અસંખ્યાત ગુણા છે ૫ (સુક્ષ્મ નિગોદ તે સુક્ષ્મ વનસ્પતિના શરીર જાણવા અને તે એકેક નિગોદે અનંતા જીવ છે) તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા જીવ અનંત ગુણા છે ૬ (એકેકા નિગોદે અનંતા જીવ છે તે માટે) ને તે થકી સર્વે સુક્ષ્મ જીવ વિશેષાધિક છે ૭

એમ અપર્યાપ્તાનું પણ અલ્પ, બહુત્વ કહેવું ને પર્યાપ્તાનું અલ્પ, બહુત્વ પણ એમજ કહેવું

**પ્રશ્ન—**હે ભગવંત, સુક્ષ્મ પર્યાપ્તા ૧, અપર્યાપ્તા ૨ એ માહે કયા કયાથકી થોડા ઘણા હોય?

**ઉત્તર—**હે ગૌતમ, સર્વ થકી થોડા સુક્ષ્મ જીવ અપર્યાપ્તા છે ૧, તે થકી સુક્ષ્મ પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૨,

એમ જાવત્ સુક્ષ્મ નિગોદ લગી અપર્યાપ્તાથકી પર્યાપ્તા સંખ્યાત ગુણા કહેવા

**પ્રશ્ન—**હે ભગવંત, સુક્ષ્મ ૧, સુક્ષ્મ પૃથ્વીકાયા ૨, જાવત્ સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા ૭ અપર્યાપ્તા ૧૪ એ માહે કયા કયાથકી થોડા ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર—**હે ગૌતમ, સર્વ થકી થોડા સુક્ષ્મ તેઉકાયા અપર્યાપ્તા છે ૧ તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૨ તે થકી સુક્ષ્મ અપકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૩, તે થકી સુક્ષ્મ વાયુકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૪, તે થકી સુક્ષ્મ તેઉકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૫, તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૬, તે થકી સુક્ષ્મ અપકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૭, તે થકી સુક્ષ્મ વાયુકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૮, તે થકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૯ તે થકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૧૦, તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા પર્યાપ્તા અનંત ગુણા છે ૧૧, તેથકી સુક્ષ્મ અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૨, તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૧૩, ને તે થકી સુક્ષ્મ પર્યાપ્તા વિશેષાધિક છે ૧૪ એ સુક્ષ્મ જીવનો અધિકાર પુરો થયો

## ૧૩૧. બાદર જીવની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અંતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

**પ્રશ્ન—**હે ભગવંત, બાદર જીવની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર—**હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તની ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે (દેવતા નારકી આશ્રી)

**પ્રશ્ન—**હે ભગવંત, બાદર પૃથ્વીકાયની કેટલા કાળની સ્થિતિ છે?

**ઊત્તર—**હે ગૌતમ, જઘન્ય અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે બાવીસ હજાર વરસની સ્થિતિ છે

**પ્રશ્ન—**હે ભગવંત, બાદર અપકાયાની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર—**હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે સાત હજાર વરસની સ્થિતિ છે

**પ્રશ્ન—**હે ભગવંત, બાદર તેઉકાયાની કેટલા કાળની સ્થિતિ છે?

**ઊત્તર—**હે ગૌતમ, જઘન્ય અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ અહોરાત્રીની છે

**પ્રશ્ન—**હે ભગવંત, બાદર વાયુકાયાની કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર—**હે ગૌતમ, જઘન્ય અંતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ હજાર વરસની છે

**પ્રશ્ન—**હે ભગવંત બાદર વનસ્પતિકાયાની કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે દસ હજાર વરસની છે
પ્રશ્ન—હે ભગવંત, પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયાની કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે દસ હજાર વરસની છે
પ્રશ્ન—હે ભગવંત, બાદર નિગોદની કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ જઘન્ય અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહૂર્તની છે
પ્રશ્ન—હે ભગવંત, બાદર ત્રસકાયાની કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે
પ્રશ્ન—હે ભગવંત, સર્વ અપર્યાપ્તાને કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહૂર્તની છે
પ્રશ્ન—હે ભગવંત, સર્વ પર્યાપ્તાને કેટલા કાળની સ્થિતિ છે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટપણે પોતપોતાની ઉત્કૃષ્ટી સ્થિતિ છે તેથી અંતર્મુહૂર્ત ઉણી કહેવી (સર્વને અંતર્મુહૂર્ત અપર્યાપ્તાપણે જાય તે માટે)
પ્રશ્ન—હે ભગવંત, બાદર જીવ બાદરપણે કેટલા કાળ લગી રહે?
ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ રહે તે કાળ થકી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી અને ક્ષેત્રથકી આંગુલને અસંખ્યાતમે ભાગે આકાશ શ્રેણી માહે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલી ઉત્સર્પિણી અવસર્પિણી લગી બાદરપણે રહે

બાદર પૃથ્વીકાયા ૧, બાદર અપકાયા ૨ બાદર તેઉકાયા ૩, બાદર વાયુકાયા ૪ પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા ૫, ને બાદર નિગોદ ૬ એટલાને પ્રત્યેકે (એકેકાને) જઘન્યથી અંતર્મુહૂર્તની ને ઉત્કૃષ્ટપણે સીતેર ક્રોડાક્રોડ સાગરોપમની કાયસ્થિતિ જાણવી અને અસંખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી આંગુળના અસંખ્યાતમા ભાગ માહે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા લગી ઓઘપણે બાદરમાહે અને બાદર વનસ્પતિપણે રહે

શેષ આમ્નાયનો અનુબંધ કહું છું—શેષ બાદર પૃથ્વી ૧, અપ ૨, તેઉ ૩, વાયુ ૪, પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિ ૫, ને બાદર નિગોદ ૬ એ ૭ માહે પ્રત્યેકે (એકેકાને) સાડી ત્રણ ઉત્સર્પિણી, અવસર્પિણી લગી રહે એટલે સીતેર ક્રોડાક્રોડ સાગરોપમ લગી રહે ને સૂક્ષ્મ, બાદર બે મળીને સામાન્ય થકી નિગોદપણે અઢી પુદ્ગલ પરાવર્ત લગી રહે
પ્રશ્ન—હે ભગવંત, ત્રસકાયા ત્રસકાયપણે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ ઝાઝેરા રહે
પ્રશ્ન—હે ભગવંત સર્વ અપર્યાપ્તાની કાયસ્થિતિ કેટલા કાળની હોય?
ઉત્તર—હે ગૌતમ, જઘન્ય ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહૂર્તની હોય (અપર્યાપ્તાપણે ઘણા ભવ કરે તો પણ અંતર્મુહૂર્ત તજ રહે)

હવે પર્યાપ્તા બા દરને ને પર્યાપ્તા બા દર ત્રસકાયાને એ બેની કાયસ્થિતિ સાગરોપમ સત પ્રથકત્વ ઝાઝેરાની હોય

પર્યાપ્તા તેઉકાયાપણે સંખ્યાતા અહોરાત્ર રહે અને બે પ્રકારના નિગોદપણે અંતર્મુહુર્ત લગે રહે અને શેષ પૃથ્વિ ૧, અપ ૨, વાયુ ૩, ને પ્રત્યેક વનસ્પતિ ૪ એટલા પર્યાપ્તાપણે સંખ્યાતા હજાર વરસ લગી રહે

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર જીવને કેટલા કાળનો અંતર પડે? પાછું બાદરપણું કેટલે કાળે પામે?

**ઉત્તર**—હે ગૌતમ, બાદરજીવ ૧ બાદર વનસ્પતિકાયા ૨ પ્રત્યેક શરીર બાદર વનસ્પતિ કાયા ૩ ને બાદર નિગોદ ૪ એ ચારેને પૃથ્વીનો કાળ જાવંત્ અસંખ્યાતા લોકના આકાશ પ્રદેશ જેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી એટલો અંતર પડે ને શેષ પૃથ્વી ૧, અપ ૨, તેઉ ૩, વાયુ ૪ ને ત્રસ ૫ એ પાંચ બાદરને અનંતો વનસ્પતિનો કાળ અંતર પડે એમ એ નવ પર્યાપ્તાને પણ અંતર કહેવું ને અપર્યાપ્તાને પણ એમજ અંતર કહેવું

હવે ઓઘપણે બાદર જીવ ૧, બાદર વનસ્પતિકાયા ૨, પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા ૩, ને બાદર નિગોદ ૪ એ ચારેને અસંખ્યાતો (પૃથ્વીનો) કાળ અંતર હોય ને શેષ બાદર પૃથ્વી ૧, અપ ૨, તેઉ ૩, વાયુ ૪, ને ત્રસ ૫ એ પાંચને અનંતો વનસ્પતિનો કાળ અંતર હોય

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર જીવ ૧, બાદર પૃથ્વીકાયા ૨, જાવંત્ બાદર ત્રસકાયા ૯ એ માંહે કયા કયાથકી થોડા ૧ જાવત્ વિશેષાધિક છે? ૮

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા બાદર ત્રસકાયા છે ૧, તેથકી બાદર તેઉકાયા અસંખ્યાત ગુણા છે ૨, તેથકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા અસંખ્યાત ગુણા છે ૩, તેથકી બાદર નિગોદ અસંખ્યાત ગુણા છે ૪, તેથકી બાદર પૃથ્વીકાયા અસંખ્યાત ગુણા છે ૫, તેથકી બાદર અપકાયા અસંખ્યાત ગુણા છે ૬, તેથકી બાદર વાયુકાયા અસંખ્યાત ગુણા છે ૭ તેથકી બાદર વનસ્પતિકાયા અનંત ગુણા છે ૮, ને તેથકી સર્વ બાદર જીવ વિશેષાધિક છે ૯

એમ એજ રીતે અપર્યાપ્તાનું પણ અલ્પ બહુત્વ કહેવું

**પ્રશ્ન**—હે ભગવંત, બાદર જીવ પર્યાપ્તા ૧, બાદર પૃથ્વી પર્યાપ્તા ૨, જાવત્ બાદર ત્રસકાયા પર્યાપ્તા ૯ એ માંહે કયા કયાથકી થોડા ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ સર્વથકી થોડા બાદર તેઉકાયા પર્યાપ્તા છે ૧, તેથકી બાદર ત્રસકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૨, તેથકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૩, તેથકી બાદર નિગોદ અસંખ્યાત ગુણા છે ૪, તેથકી બાદર પૃથ્વી પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૫, તેથકી બાદર અપકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૬ તેથકી બાદર વાયુકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૭ તેથકી બાદર વનસ્પતિકાયા પર્યા

અનંત ગુણા છે ૮, તેથકી સર્વ બાદર જીવ પર્યાપ્તા વિશેષાધિક છે ૯

પ્રશ્ન—હે ભગવંત, બાદર જીવ પર્યાપ્તા ૧, અપર્યાપ્તા ૨ એ માંહિ કયા કયાથકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા બાદર જીવ પર્યાપ્તા છે ૧, તેથકી બાદર જીવ અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૨

એમ સઘળાએ બાદર જાવત્ ત્રસકાયા લગી પર્યાપ્તાથકી અપર્યાપ્તા અસંખ્યાતગુણા કહેવા

પ્રશ્ન—હે ભગવંત, બાદર જીવ ૧, બાદર પૃથ્વીકાયા ૨, જાવત્ બાદર ત્રસકાયા પર્યાપ્તા ૯ ને અપર્યાપ્તા ૧૮ એ માંહે કયા કયાથકી થોડા ૧ જાવત્ વિશેષાધિક હોય? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા બાદર તેઉકાયા પર્યાપ્તા છે ૧, તે થકી બાદર ત્રસ કાયા પર્યાપ્તા અસંખ્યાતગુણા છે ૨ તે થકી તેહીજ બાદર ત્રસકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૩ તે થકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૪ તે થકી બાદર નિગોદ પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૫ તે થકી બાદર પૃથ્વીકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૬ તે થકી બાદર અપકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૭ તે થકી બાદર વાયુકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૮ તે થકી બાદર તેઉકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૯ તે થકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૦ તે થકી બાદર નિગોદ અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૧ તે થકી બાદર પૃથ્વીકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૨ તે થકી બાદર અપકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૩ તે થકી બાદર વાયુકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૪ તે થકી બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અનંત ગુણા છે ૧૫ તે થકી બાદર પર્યાપ્તા વિશેષાધિક છે ૧૬ તે થકી બાદર વનસ્પતિકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૭ તે થકી બાદર અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૮ ને તે થકી સર્વ બાદર જીવ વિશેષાધિક છે ૧૯ એ બાદર જીવનો અધિકાર પુરો થયો

## ૧૩૨. સુક્ષ્મ, બાદર, જીવનો ભેળો અલ્પ, બહુત્વ.

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ જીવ ૧ સુક્ષ્મ પૃથ્વીકાયા ૨ જાવત્ સુક્ષ્મ નિગોદ ૮, બાદર જીવ ૯, બાદર પૃથ્વીકાયા ૧૦, જાવત્ બાદર ત્રસકાયા ૧૬ એ માંહે કયા કયા થકી થોડા ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા બાદર ત્રસકાયા છે ૧, તે થકી બાદર તેઉકાયા અસંખ્યાત ગુણા છે ૨ તે થકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા અસંખ્યાત ગુણા છે ૩ તે થકી બાદર નિગોદ અસંખ્યાત ગુણા છે ૪ તે થકી બાદર અસંખ્યાત ગુણા છે ૫ તેથકી બાદર પૃથ્વીકાયા અસંખ્યાત ગુણા છે ૬ તે થકી બાદર અપકાયા અસંખ્યાત ગુણા છે ૭ તે થકી બાદર વાયુકાયા અસંખ્યાત ગુણા છે ૮ તેથકી સુક્ષ્મ તેઉકાયા અસંખ્યાત ગુણા છે ૯ તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા વિશેષાધિક છે ૧૦ તે થકી

સુક્ષ્મ અપકાયા વિશેષાધિક છે ૧૧ તે થકી શુક્ષ્મ વાયુકાયા વિશેષાધિક છે ૧૨ તે થકી સુક્ષ્મ નિગોદ અસખ્યાત ગુણા છે ૧૩ તે થકી બાદર વનસ્પતિકાયા અનત ગુણા છે ૧૪ તે થકી બાદર જીવ વિશેષાધિક છે ૧૫ તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા અસખ્યાત ગુણા છે ૧૬ અને તે થકી સર્વે સુક્ષ્મ વિશેષાધિક છે ૧૭

એમ એજ પ્રમાણે અપર્યાપ્તાનું પણ અલ્પ બહુત્વ કહેવુ હવે પર્યાપ્તાનું કહે છે

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ જીવ ૧ સુક્ષ્મ પૃથ્વીકાયા ૨ જાવત્ સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા ૮ બાદર જીવ ૯ બાદર પૃથ્વીકાયા ૧૦ જાવત્ બાદર ત્રસકાયા પર્યાપ્તા ૧૬ એ માહે કયા કયા થકી થોડા ૧, જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ, સર્વે થકી થોડા બાદર તેઉકાયા પર્યાપ્તા છે ૧ તેથકી બાદર ત્રસ કાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૨ તેથકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૩ તેથકી બાદર નિગોદ પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૪ તેથકી બાદર પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૫ તેથકી બાદર પૃથ્વીકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૬ તેથકી બાદર અપકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૭ તેથકી બાદર વાયુકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૮ તેથકી સુક્ષ્મ તેઉકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૯ તેથકી સુક્ષ્મ પૃથ્વીકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૧૦ તેથકી સુક્ષ્મ અપકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૧૧ તેથકી સુક્ષ્મ વાયુકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૧૨ તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૧૩ તેથકી બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અનત ગુણા છે ૧૪ તેથકી બાદર જીવ પર્યાપ્તા વિસેષાધિક છે ૧૫ તેથકી સુક્ષ્મ વનસ્પતિકાયા પર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૧૬ ને તે થકી સર્વે સુક્ષ્મ પર્યાપ્તા વિશેષાધિક છે ૧૭

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ ૧ બાદર ૨ પર્યાપ્તા ૩ ને અપર્યાપ્તા ૪ એ માંહે કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વે થકી થોડા બાદર પર્યાપ્તા છે ૧ તેથકી બાદર અપર્યાપ્તા અસખ્યાતગુણા છે ૨ તેથકી સુક્ષ્મ અપર્યાપ્તા અસખ્યાત ગુણા છે ૩ ને તેથકી સુક્ષ્મ પર્યાપ્તા સખ્યાત ગુણા છે ૪

એમ સુક્ષ્મ પૃથ્વી, બાદર પૃથ્વીનું અલ્પ, બહુત્વ કહેવુ જાવત્ સુક્ષ્મ નિગો૰, બાદર નિગોદનું પણ અલ્પ બહુત્વ એમજ કહેવુ પણ તેમા એટલો વિશેષ જે પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા સર્વથકી થોડા ને તે થકી અપર્યાપ્તા અસખ્યાત ગુણા છે (પ્રત્યેક વનસ્પતિ સુક્ષ્મમા નથી તે માટે તેને બેજ બોલનુ અલ્પ બહુત્વ જાણવું ને બીજાને પૂવલા ચાર બોલનું જાણવું) વળી બાદર ત્રસકાયાનું પણ એમજ બે બોલનું અલ્પ, બહુત્વ કહેવુ (કેમકે સુક્ષ્મમા ત્રસ નથી તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ ૧ સુક્ષ્મ પૃથ્વ્યાદિક સર્વે ૮ બાદર ૯ બાદર પૃથ્વ્યાદિક સવ પર્યાપ્તા ૧૬ ને અપર્યાપ્તા ૩૨. એ માહે કયા કયા થકી થોડા ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા બાદર તેઉકાયા પર્યાપ્તા છે ૧, તે થકી બાદર ત્રસકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૨ તે થકી તેહીજ બાદર ત્રસકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૩ તે થકી પ્રત્યેક શરીરિ બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૪ તે થકી બાદર નિગોદ પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૫ તે થકી બાદર પૃથ્વીકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૬ તે થકી બાદર અપકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૭ તે થકી બાદર વાયુકાયા પર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૮ તે થકી બાદર તેઉકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૯ તે થકી પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૦ તે થકી બાદર નિગો. અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૧ તે થકી બાદર પૃથ્વીકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૨ તે થકી બાદર અપકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૩ તે થકી બાદર વાયુકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૪ તે થકી સુક્ષ્મ તેઉકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૧૫ તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૬ તે થકી સુક્ષ્મ અપકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૭ તે થકી સુક્ષ્મ વાયુકાયા અપર્યાપ્તા વિશેષાધિક છે ૧૮ તે થકી સુક્ષ્મ તેઉકાયા પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૧ તે થકી સુક્ષ્મ પૃથ્વીકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૨૦ તે થકી સુક્ષ્મ અપકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૨૧ તે થકી સુક્ષ્મ વાયુકાયા પર્યાપ્તા વિશેષાધિક છે ૨૨ તે થકી સુક્ષ્મ નિગો. અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૨૩ તે થકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૨૪ તે થકી બાદર વનસ્પતિકાયા પર્યાપ્તા અનંત ગુણા છે ૨૫ તે થકી બાદર પર્યાપ્તા વિશેષાધિક છે ૨૬ તે થકી બાદર વનસ્પતિકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૨૭ તે થકી બાદર અપર્યાપ્તા વિશેષાધિક છે ૨૮ તે થકી સર્વે બાદર વિશેષાધિક છે ૨૯ તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા અપર્યાપ્તા અસંખ્યાત ગુણા છે ૩૦ તે થકી સુક્ષ્મ અપર્યાપ્તા વિશેષાધિક છે ૩૧ તે થકી સુક્ષ્મ વનસ્પતિકાયા પર્યાપ્તા સંખ્યાત ગુણા છે ૩૨ તે થકી સુક્ષ્મ પર્યાપ્તા વિશેષાધિક છે ૩૩ ને તે થકી સર્વે સુક્ષ્મ જીવ વિશેષાધિક છે ૩૪ એ સુક્ષ્મ, બાદર જીવનો અલ્પ, બહુત્વ પુરો થયો

## ૧૩૩. નિગોદનો અધિકાર અલ્પ બહુત્વ સાથે

પ્રશ્ન—હે ભગવંત, નિગો. કેટલે ભેદે કહ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, બે ભેદે કહ્યા છે સુક્ષ્મ વનસ્પતિમાહે તે સુક્ષ્મ નિગોદ ૧ ને બાદર વનસ્પતિમાહે તે બાદર નિગો. ૨ ને તે નિગોદના જીવ (અનંતા જીવનું સાધારણ રૂપે એકઠું શરીર તે એક નિગોદ કહીએ તે વનસ્પતિમાહેજ હોય)

પ્રશ્ન—હે ભગવંત સુક્ષ્મ નિગો. કેટલે ભેદે કહ્યા છે?

ઉત્તર—હે ગૌતમ બે ભેદે કહ્યા છે પર્યાપ્તા નિગોદ ૧ ને અપર્યાપ્તા નિગોદ ૨

પ્રશ્ન—હે ભગવંત, બાદર નિગોદ કેટલે ભેદે કહ્યા છે?

ઉત્તર—હે ગૌતમ, તે પણ બે ભેદે કહ્યા છે પર્યાપ્તા નિગો. ૧ ને અપર્યાપ્તા નિગોદ ૨

**પ્રશ્ન**—હે ભગવત, નિગોદના જીવ કેટલે ભેદે કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહ્યા છે સુક્ષ્મ નિગોદના જીવ ૧, ને બાદર નિગોદના જીવ ૨

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદના જીવ કેટલે ભેદે કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, બે ભેદે કહ્યા છે સુક્ષ્મ નિગોદ જીવ પર્યાપ્તા ૧ ને અપર્યાપ્તા ૨

**પ્રશ્ન**—હે ભગવત, બાદર નિગોદના જીવ કેટલે ભેદે કહ્યા છે?

**ઉત્તર**—હે ગૌતમ, તે પણ બે ભેદે કહ્યાછે બાદર નિગોદ જીવ પર્યાપ્તા ૧, ને અપર્યાપ્તા ૨

**પ્રશ્ન**—હે ભગવત, નિગોદ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી, અસખ્યાતા છે (એક નિગોદ તે એક દ્રવ્ય કહીએ તે માટે અસખ્યાતા નિગોદ અસખ્યાતા દ્રવ્ય) પણ અનતા નથી

એમ પર્યાપ્તા પણ કહેવા ને અપર્યાપ્તા પણ એમજ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી અસખ્યાતા છે પણ અનતા નથી

એમ સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા પણ કહેવા ને અપર્યાપ્તા પણ એમજ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, બાદરનિગોદ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતાછે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી અસખ્યાતા છે પણ અનતા નથી

એમ બાદર નિગોદ પર્યાપ્તા પણ કહેવા ને અપર્યાપ્તા પણ એમજ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, નિગોદના જીવ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી, અસખ્યાતા નથી, પણ અનતા છે (જે ભણી એકેક નિગોદમાહે અનતા અનત જીવ હોય માટે)

એમ પર્યાપ્તા જીવ પણ કહેવા ને અપર્યાપ્તા જીવ પણ એમજ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદના જીવ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી, અસખ્યાતા પણ નથી પણ અનતા છે

એમ સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા પણ કહેવા ને અપર્યાપ્તા પણ એમજ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, બાદર નિગોદના જીવ દ્રવ્યાર્થપણે શુ સખ્યાતા છે, કે અસખ્યાતા છે, કે અનતા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સખ્યાતા નથી, તેમ અસખ્યાતા નથી પણ અનતા છે

એમ બાદર નિગોદના જીવ પર્યાપ્તા પણ કહેવા ને અપર્યાપ્તા પણ એમજ કહેવા

પ્રશ્ન—હે ભગવંત, નિગોદ પ્રદેશાર્થપણે શું સંખ્યાતા છે, કે અસંખ્યાતા છે, કે અનંતા છે?
ઉત્તર—હે ગૌતમ, સંખ્યાતા નથી તેમ અસંખ્યાતા નથી પણ અનંતા છે (જે ભણી એકેકા નિગોદ અનંતે પુદ્ગળ પ્રદેશે નિષ્પન એકેંદ્રિય શરીરરૂપ છે તે માટે)

એમ પર્યાપ્તા પણ કહેવા, ને અપર્યાપ્તા નિગોદના પણ અનંતા પર્યાવ કહેવા

વળી એમ એજ પ્રમાણે સુક્ષ્મ નિગોદ, બાદર નિગોદ, પર્યાપ્તા, અપર્યાપ્તા સર્વે નવે આળાવે પ્રદેશાર્થપણે અનંતા કહેવા. એમજ નિગોદના જીવ પણ નવે આળાવે પ્રદેશાર્થપણે સર્વે અનંતા કહેવા

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, ને અપર્યાપ્તા ૪ એ દ્રવ્યાર્થપણે એ માંહે કોણ કયા કયાથકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા બાદર નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે છે ૧, તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસંખ્યાત ગુણા છે ૨, તેથકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસંખ્યાત ગુણા છે ૩, ને તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સંખ્યાત ગુણા છે ૪

પ્રશ્ન—હે ભગવંત સુક્ષ્મ નિગોદ ૧ બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, ને અપર્યાપ્તા ૪ એ પ્રદેશાર્થપણે એ માંહે કોણ કયા કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, જેમ દ્રવ્યાર્થપણે કહ્યું એમ પ્રદેશાર્થપણે પણ ચારે બોલ કહેવા

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, અપર્યાપ્તા ૪ એ ચાર દ્રવ્યાર્થપણે ને એ ચાર પ્રદેશાર્થપણે ભેળા એટલે આઠ ૮ એ માંહે કયા કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા બાદર નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે છે ૧, તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસંખ્યાત ગુણા છે ૨, તેથકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસંખ્યાત ગુણા છે ૩ તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સંખ્યાત ગુણા છે ૪ તે સુક્ષ્મ નિગોદ પર્યાપ્તાના દ્રવ્યાર્થપણાથકી બાદર નિગોદ પર્યાપ્તા પ્રદેશાર્થપણે અનંત ગુણા છે ૫, (અનંત પ્રદેશની એકેક નિગોદ છે તે માટે) તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા પ્રદેશાર્થપણે અસંખ્યાત ગુણા છે ૬, તેથકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા પ્રદેશાર્થપણે અસંખ્યાત ગુણા છે ૭ ને તે થકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા પ્રદેશાર્થપણે સંખ્યાત ગુણા છે ૮,

પ્રશ્ન—હે ભગવંત, સુક્ષ્મ નિગોદના જીવ ૧ બાદર નિગોદના જીવ ૨ પર્યાપ્તા ૩ અપર્યાપ્તા ૪ એ ચારે દ્રવ્યાર્થપણે ને ચારે પ્રદેશાર્થપણે વળી એ ચારે દ્રવ્યાર્થપણે ને એ ચારે પ્રદેશાર્થપણે ભેળા એટલે આઠ ૮ એ માંહે કયા કયા થકી થોડા ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

ઉત્તર—હે ગૌતમ, જેમ સુક્ષ્મ, બાદર નિગોદનું કહ્યું તેમજ સુક્ષ્મ, બાદર નિગોદના જીવનું પણ અલ્પ બહુત્વ કહેવું પણ તેમાં એટલો વિશેષ જે દ્રવ્યાર્થથકી પ્રદેશાર્થપણે

સક્રમે સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તાના દ્રવ્યાર્થપણાથકી બાદર નિગોદના જીવ પર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા કહેવા શેષ સર્વ તેમજ કહેવુ જાવત્ સુક્ષ્મ નિગોદના જીવ પયાપ્તા પ્રદેસાર્થપણે સખ્યાત ગુણા છે ૮

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, અપર્યાપ્તા ૪ વળી સુક્ષ્મ નિગોદના જીવ ૫, બાદર નિગોદના જીવ ૬, પર્યાપ્તા ૭, ને અપર્યાપ્તા ૮ એ આઠ દ્રવ્યાર્થપણે એ માહે કોણુ કયા કયા થકી થોડા ઘણા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા બાદર નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે છે ૧ તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૨ તેથકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૩ તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સખ્યાત ગુણા છે ૪ તે સુક્ષ્મ નિગોદ પર્યાપ્તાના દ્રવ્યાર્થપણા થકી બાદર નિગોદના જીવ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે અનતગુણા છે ૫ તે થકી બાદર નિગોદના જીવ અપર્યાપ્તા દ્રવ્યાથપણે અસખ્યાત ગુણા છે ૬ તે થકી સુક્ષ્મ નિગોદના જીવ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૭ ને તે થકી સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સખ્યાત ગુણા છે ૮

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, અપર્યાપ્તા ૪, વળી સુક્ષ્મ નિગોદના જીવ ૫, બાદર નિગોદના જીવ ૬, પર્યાપ્તા ૭, અપર્યાપ્તા ૮ એ આઠે પ્રદેસાથ પણે એ માહે કોણુ કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા બાદર નિગોદના જીવ પર્યાપ્તા પ્રદેશાર્થપણે છે ૧, તે થકી બાદર નિગોદના જીવ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૨, તેથકી સુક્ષ્મ નિગોદના જીવ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૩, તેથકી સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા પ્રદેસાથપણે સખ્યાત ગુણા છે ૪, તે સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તાના પ્રદેસાર્થપણા થકી બાદર નિગોદ પર્યાપ્તાના પ્રદેસ અનત ગુણા છે ૫, (એક નિગોદ અનત પુદ્ગળ પ્રદેસ એક નિગોદના જીવ થકી પણ અનત ગુણા છે તે માટે) તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૬, તે થકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૭, ને તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા પ્રદેસાર્થપણે સખ્યાત ગુણા છે ૮

**પ્રશ્ન**—હે ભગવત, સુક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, પર્યાપ્તા ૩, અપર્યાપ્તા ૪, વળી સુક્ષ્મ નિગોદના જીવ ૫, બાદર નિગોદના જીવ ૬, પર્યાપ્તા ૭, ને અપર્યાપ્તા ૮ એ આઠ દ્રવ્યાર્થપણે ને એ આઠ પ્રદેસાર્થપણે એકઠા એટલે એ ૧૬ સોળ તે માહે કોણુ કયા કયા થકી થોડા ૧ જાવત્ વિશેષાધિક છે? ૪

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા બાદર નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે છે ૧, (પ્રતરને અસખ્યાતમે ભાગે જેટલા આકાશ પ્રદેસ છે તેટલા છે) તે થકી બાદર નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૨ (અસખ્યાતા લોકાકાસ પ્રદેસ પ્રમાણે છે) તે

થકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૩, તે થકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સખ્યાત ગુણા છે ૪, તે સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા દ્રવ્યાર્થપણાથકી બાદર નિગોદના જીવ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે અનત ગુણા છે ૫, (એકેક નિગોદમા અનતા જીવ છે તે માટે) શેષ બોલ તેમજ કહેવા તે એમ કે તે થકી બાદર નિગોદના જીવ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૬, તે થકી સુક્ષ્મ નિગોદના જીવ અપર્યાપ્તા દ્રવ્યાર્થપણે અસખ્યાત ગુણા છે ૭, તેથકી સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા દ્રવ્યાર્થપણે સખ્યાત ગુણા છે ૮ તે સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા તેહના દ્રવ્યાર્થપણા થકી બાદર નિગોદના જીવ પર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૯, (એકેક જીવને અસખ્યાતા પ્રદેશ છે તે માટે) શેષ બોલ એમજ તે એમકે તેથકી બાદર નિગોદના જીવ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૧૦, તેથકી સુક્ષ્મ નિગોદના જીવ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૧૧, તેથકી સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તા પ્રદેસાર્થપણે સખ્યાત ગુણા છે ૧૨ તે સુક્ષ્મ નિગોદના જીવ પર્યાપ્તાના પ્રદેસાર્થપણાથકી બાદર નિગોદ પર્યાપ્તાના પ્રદેશ અનત ગુણા છે ૧૩ (એક નિગોદ અનતા પુદ્ગલ પ્રદેશે નિષ્પન છે તે એકેક નિગોદના પુદ્ગળ એક નિગોદના જીવથકી પણ અનત ગુણા છે તે માટે) તેથકી બાદર નિગોદ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૧૪, તે થકી સુક્ષ્મ નિગોદ અપર્યાપ્તા પ્રદેસાર્થપણે અસખ્યાત ગુણા છે ૧૫, ને તેથકી સુક્ષ્મ નિગોદ પર્યાપ્તા પ્રદેસાર્થપણે સખ્યાત ગુણા છે ૧૬ એ નિગોદનો અધિકાર પુરો થયો એટલે ૭ પ્રકારે સસારી જીવ કહ્યા એટલે શ્રી જીવાભીગમ સુત્રે ષટ વિધ પ્રતિપતિ સપૂર્ણ થઇ

## ૧૩૪. સાત પ્રકારના સસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અતર, ને અલ્પ, બહુત્વનો અધિકાર.

જે આચાર્ય એમ કહે છે જે સાત પ્રકારે સસારી જીવ છે તે એવી રીતે કહે છે કે નારકી ૧ તિર્યંચ પુરૂપ નપુસક ભેળા ૨ તિર્યંચણી સ્ત્રી ૩ મનુષ્ય પુરૂપ, નપુસક ભેગા ૪ મનુષ્યણી સ્ત્રી ૫ દેવતા ૬ ને દેવાંગના ૭

**પ્રશ્ન**—હે ભગવત, નારકીની સ્થિતિ કેટના કાળની છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમની છે

**પ્રશ્ન**—હે ભગવત, તિર્યંચ પુરૂપ ને નપુસક ને કેટલા કાળની સ્થિતિ છે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની છે

એમ તિર્યંચણી સ્ત્રીને, મનુષ્ય પુરૂપ નપુસકને ને મનુષ્ય સ્ત્રીને પણ જઘન્ય અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમની સ્થિતિ છે

**પ્રશ્ન**—હે ભગવત, દેવતાને કેટના કાળની સ્થિતિ છે

**ઉત્તર**—હે ગૌતમ દેવતાને નારકીનીપરે જઘન્ય દશ હજાર વરસ ને ઉત્કૃષ્ટપણે તેત્રીશ સાગરોપમની સ્થિતિ જાણવી

પ્રશ્ન—હે ભગવત, દેવાંગનાને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસની ને ઉત્કૃષ્ટપણે પચાવન પલ્યોપમની (અપરીગ્રહીત આશ્રી જાણવુ) હવે કાયસ્થિતિ કહે છે

નારકી દેવતા ને દેવી એહને જે ભવસ્થિતિ છે તેહીજ કાયસ્થિતિ જાણવી

પ્રશ્ન—હે ભગવત, તિર્યંચ જોનીયા તિર્યંચજોનીયાપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે અનતો વનસ્પતિનો કાળ એકેદ્રીયાદિકમાહે રહે

પ્રશ્ન—હે ભગવત, તિર્યંચણી સ્ત્રી તિર્યંચણીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત્તની કાયસ્થિતિ જાણવી ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પૂર્વક્રોડી પૃથકત્વ વરસે અધિક રહે (તિર્યંચણીના સાત ભવ પૂર્વક્રોડીના કરીને આઠમો ભવ ત્રણ પલ્યોપમનો જુગલણીનો કરે ત્યારે એ માન થાય)

એમ મનુષ્ય ને મનુષ્યણીને પણ ત્રણ પલ્યોપમ પૂર્વક્રોડી પૃથક્ત્વે અધીક કાયસ્થિતિ જાણવી

પ્રશ્ન—હે ભગવત, નારકીને કેટલા કાળનુ અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત્તનુ (તિર્યંચનો લઘુભવ કરીને પાછો નારકી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનતો વનસ્પતિનો કાળ એટલુ અતર પડે (વનસ્પતિમાજાયતો)

એમ સર્વ જીવને તિર્યંચ જોનીયા છવ વરજીને અતર જાણવુ

પ્રશ્ન—હે ભગવત, તિર્યંચ જોનીયાને કેટલા કાળનુ અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત્તનુ અતર હોય ને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથકત્વ ઝાઝેરાનું અતર પડે (એટલે કાળે પાછુ તિર્યંચપણુ અવશ્ય પામે)

પ્રશ્ન—હે ભગવત, નારકી ૧, જાવત્ દેવાગના ૭ એ માહે કવા કવા થકી થોડાબહુ હે ય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડી મનુષ્ય સ્ત્રી છે ૧ (સખ્યાતી છે તે માટે) તેથકી મનુષ્ય અસખ્યાત ગુણા છે ૨, (સમુર્છિમ ભળ્યા માટે) તે થકી નારકી અસખ્યાત ગુણા છે ૩ તે થકી તિર્યંચણી સ્ત્રી અસખ્યાત ગુણી છે ૪, તે થકી દેવતા અસખ્યાત ગુણા છે ૫ તે થકી દેવાગના સખ્યાત ગુણી છે ૬ તેથી તિર્યંચજોનીયા અનતગુણા છે ૭ (એકેદ્રિયાદિક સર્વ ભળ્યા માટે) એ સાત પ્રકારે સસારી જીવ કહ્યા એટલે શ્રી જીવાભીગમ સત્રે સપ્તવિધ પ્રતિપતિ સપૂર્ણ થઇ

### ૧૩૫ આઠ પ્રકારે સસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ અતર ને અલ્પ, બહુત્વનો અધિકાર

ત્યાં જે આચાર્ય એમ કહે છે જે આઠ ભેદે સસારી જીવ કહ્યા છે તે એમ કહે છે

કે પ્રથમ સમયના ઉપના નારકી ૧ (તત્કાળોત્પન) ઉપપાત સમય ટાળીને દ્વીતીયાદિક સમયના તે અપ્રથમ સમયના નારકી ૨ એમ પ્રથમ સમયના તિર્યંચ ૩ અપ્રથમ સમયના તિર્યંચ ૪ પ્રથમ સમયના મનુષ્ય ૫ અપ્રથમ સમયના મનુષ્ય ૬ પ્રથમ સમયના દેવતા ૭ ને અપ્રથમ સમયના દેવતા ૮

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયોત્પન્ન નારકીને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય ને ઉત્કૃષ્ટપણે પણ એક સમયની સ્થિતિ છે (તે એક ઉપજવાનો સમય વહી જાય ત્યારે તો અપ્રથમ સમયો કહેવાય તે માટે ઉપજતા પ્રથમ સમય લગીજ પ્રથમ સમયીક હોય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના નારકીને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ એક સમયે ઉણી (ઉપજવાને પહેલે સમયે પ્રથમ સમયી કહેવાય તે ન ગણાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમ એક સમયે ઉણી સ્થિતિ જાણવી (ઉપજવાને સમયે ઉણી જાણવી) એમ સર્વેને જાણવું

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયોત્પન્ન તિર્યંચને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે ને ઉત્કૃષ્ટપણે પણ એક સમયની સ્થિતિ હોય (પછે અપ્રથમ સમયી થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી ક્ષુલ્લક ભવ ગ્રહણ એક સમયે ઉણાની (સર્વથકી નાહનો બસે ને છપન આવળીમાનો ભવ તે ક્ષુલ્લક ભવ કહીએ ને સમયોત્પન તે પૂર્વવત જાણવું) ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ એક સમયે ઉણી સ્થિતિ હોય

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયી મનુષ્યને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, પ્રથમ સમયી મનુષ્યને ને અપ્રથમ સમયી મનુષ્યને જેમ તિર્યંચની સ્થિતિ કહી તેમજ કહેવી

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયી દેવતાને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ પ્રથમ સમયી દેવતાને ને અપ્રથમ સમયી દેવતાને જેમ નારકીની સ્થિતિ કહી તેમજ કહેવી

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયીના નારકીને કેટલા કાળની કાય સ્થિતિ હોય?

ઉત્તર—હે ગૌતમ, પ્રથમના નારકીને ને અપ્રથમ સમયના નારકીને જે ભવ સ્થિતિ કહી તેજ કાય સ્થિતિ જાણવી (નારકી મરી અંતર રહીત નારકી ન થાય તે માટે) એમજ દેવતાની પણ કાય સ્થિતિ નારકી પરે જાણવી

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચ, પ્રથમ સમયના તિર્યંચ પણે કેટલો કાળ રહે?

ઉતર—હે ગૌતમ, જઘ યથી એક સમય ને ઉત્કૃષ્ટપણે પણ એક એજ સમય રહે (એક સમય પછી અપ્રથમ સમયી કહેવાય માટે )

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમય ॥ તિર્યંચ, અપ્રથમ સમયના તિર્યંચપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી ક્ષુલ્લક ભવ તે પણ પહીલે એક સમયે ઉણો રહે ને ઉત્કૃષ્ટપણે અનંતો વનસ્પતિનો કાળ રહે (જે ગતિમા જે જીવ જાય તે જીવ ત્યા પ્રથમ તે ભવને પહેલે સમયે પ્રથમ સમયી જાણવો પછે ગમે તેટલા ભવ તે ગતી માહે કરે તો પણ અપ્રથમ સમયીજ કહીએ પણ પ્રથમ સમયી ન કહીએ એ ભાવ)

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના મનુષ્ય, પ્રથમ સમયના મનુષ્યપણે કટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે ને ઉત્કૃષ્ટપણે પણ એકજ સમય રહે

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયી મનુષ્ય અપ્રથમ સમયીના મનુષ્યપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘ યથી ક્ષુલ્લક ભવ તે પણ એક સમયે ઉણો રહે ને ઉત્કૃષ્ટપણે ત્રણ પલ્યોપમ પૂર્વ ક્રોડી પ્રથકત્વે અધીક રહે (સાત ભવ પૂર્વ ક્રોડીના કરીને આઠમો ભવ ત્રણ પલ્યોપમને આઉખે જુગળીયાનો કરે ત્યારે એ માન થાય )

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયી નારકીને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી દશ હજાર વરસ અંતર્મુહુર્ત અધીક એટનો અંતર પડે (કેમકે દશ હજાર વરસ સમયે ઉણા અપ્રથમ સમયી ॥ કી રહીને ત્યાથી મરી અંત મુહુર્ત્તને તિર્યંચનો ભવ કરી ફરી પાછો નારકી થાય ત્યા પ્રથમ સમયી કહેવાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો ( અનંતો ) કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના નારકીને કેટલા કાળનો અંતર પડે?

ઉતર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો અંતર પડે (તે એમ જે મનુષ્ય તિર્યંચનો ભવ કરીને ફરી નારકી થાય ત્યારે ને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઉણા અંતર પડે (તે એમ જે એક તો તેહીજ તિર્યંચનો સમયે ઉણો ક્ષુલ્લક ભવ ભોગવીને બીજો મનુષ્યનો ક્ષુલ્લક ભવ કરીને પાછો તિર્યંચમા ઉપજે ત્યારે પ્રથમ સમયી થાય ) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે ( તે એમજે અનંતો કાળ તિર્યંચમા રહે ત્યા કદાઇ પ્રથમ સમયી ન કહેવાય પણ જ્યારે ત્યાંથી મરી મનુષ્ય, દેવતા, નારકીનો ભવ કરીને પાછો તિર્યંચમા ઉપજે ત્યા પ્રથમ સમયી થાય એ ભાવ જાણવો )

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના તિર્યંચને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયાધિક અંતર પડે (તે એમજે એક

સમયે મરીને મનુષ્યમા ક્ષુલક ભવ કરીને પાછો તિર્યંચ થાય ત્યારે એટલો અંતર પડે ) ને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથકત્વ ઝાઝેરો અંતર પડે ( તે એમજે મનુષ્ય દેવતા, નારકીમા રહીને પાછો તિર્યંચ થાય ત્યારે એ અંતર જાણવો કેમકે તિર્યંચ ટાળી શેષ ત્રણ ગતીમા એટલો ઉત્કૃષ્ટો કાળ છે માટે)

પ્રશ્ન—હે ભગવંત પ્રથમ સમયી મનુષ્યને કેટલા કાળનો અંતર પડે ?

ઉત્તર—હે ગોતમ, જઘન્યથી બે ક્ષુલક ભવ સમયે ઉણા અંતર પડે ( તે એમજે એકતો તેહીજ મનુષ્યનો સમયે ઉણો ક્ષુલક ભવ ભોગવીને બીજો તિર્યંચનો ક્ષુલક ભવ કરીને પાછો મનુષ્યમા ઉપજે તીહાં પ્રથમ સમયી થાય ત્યારે એ અંતર જાણવું ) ને ઉત્કૃષ્ટપણે ( અનંતો ) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના મનુષ્યને કેટલા કાળનો અંતર પડે ?

ઉત્તર—હે ગોતમ જઘન્યથી એક ક્ષુલક ભવ સમયે અધીક અંતર પડે ( તે એમજે ત્યાંથી મરી તિર્યંચનો એક ક્ષુલક ભવ કરી પાછો મનુષ્ય થાય ત્યારે ) ને ઉત્કૃષ્ટપણે ( અનંતો ) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના દેવતાને કેટલા કાળનો અંતર પડે ?

ઉત્તર—હે ગોતમ, જઘન્યથી દશ હજાર વરસ અંતર્મુહુર્ત અધીક અંતર પડે ( તે એમજે દશ હજાર વરસ સમયે ઉણા અપ્રથમ સમયી દેવતાનો પોતાનો ભવ ભોગવીને ત્યાંથી મરી અંતર્મુહુર્તનો તિર્યંચનો ભવ કરી પાછો ફરી દેવતા થાય ત્યારે ) ને ઉત્કૃષ્ટપણે અનંતો ) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, અપ્રથમ સમયના દેવતાને કેટલા કાળનો અંતર પડે ?

ઉત્તર—હે ગોતમ જઘન્યથી અંતર્મુહુર્તનો અંતર પડે (તે એમજે અંતર્મુહુર્તનો તિર્યંચનો ભવ કરીને પાછો દેવતા થાય ત્યારે) ને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧, જાવત્ પ્રથમ સમયના દેવતા ૪, એ ચાર માહે કયા કયા થકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગોતમ સર્વથકી થોડા પ્રથમ સમયના ઉપના મનુષ્ય છે ૧ તે થકી પ્રથમ સમયના નારકી અસંખ્યાત ગુણા છે ૨ તે થકી પ્રથમ સમયના દેવતા અસંખ્યાત ગુણા છે ૩ ને તેથકી પ્રથમ સમયના તિર્યંચ અસંખ્યાત ગુણા છે ૪ (તિર્યંચતો નિશ્ચ એક સમયે અનંતા ઉપજતા પામીએ પણ ઇહાં તિર્યંચ માહેથી મરીને પાછા તિર્યંચ માહે જે ઉપજે છે તે તો અપ્રથમ સમયીજ કહીએ માટે તે લેવા નહીં ને જે મનુષ્ય, દેવતા નારકી એ ત્રણ ગતી માહેથી મરીને જે તિર્યંચ માહે ઉપજે છે તેજ પ્રથમ સમયી કહીએ તે તો અસંખ્યાતાજ હોય તે માટે અસંખ્યાતા કહીએ એ ભાવાર્થ જાણવો )

પ્રશ્ન—હે ભગવંત અપ્રથમ સમયના નારકી ૧ જાવત્ અપ્રથમ સમયના દેવતા ૪ એ ચાર માહે કયા કયા થકી થોડા ઘણા હોય ?

ઉત્તર—હે ગૌતમ, એ ચારેનું અલ્પ, બહુત્વ જેમ પ્રથમ સમયના ચારનું કહ્યું તેમજ કહેવું પણ તેમા એટલો વિશેષ જે અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા કહેવા

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧ ને અપ્રથમ સમયના નારકી ૨ એ બે માહે કયા કયા થકી થોડા ઘણા હોય ?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના નારકી છે ૧ તે થકી અપ્રથમ સમયના નારકી અસખ્યાત ગુણા છે ૨

એમ શેષ ત્રણે ગતીના નારકી પરે કહેવા પણ તેમા એટલો વિશેષ જે પ્રથમ સમયના તિર્યંચ થકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના નારકી ૧ જાવત્ અપ્રથમ સમયના દેવતા ૮ એ આઠ માહે કયા કયા થકી થોડા, ઘણા હોય ?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા પ્રથમ સમયના મનુષ્ય છે ૧ તેથકી અપ્રથમ સમયના મનુષ્ય અસખ્યાત ગુણા છે ૨ (સમુર્છિમ સહીત) તેથકી પ્રથમ સમયના નારકી અસખ્યાત ગુણા છે ૩ તેથકી પ્રથમ સમયના દેવતા અસખ્યાત ગુણા છે ૪ તે થકી પ્રથમ સમયના તિર્યંચ અસખ્યાત ગુણા છે ૫ (એહની ભાવના પૂર્વવત્ત) તેથકી અપ્રથમ સમયના નારકી અસખ્યાત ગુણા છે ૬ તેથકી અપ્રથમ સમયના દેવતા અસખ્યાત ગુણા છે ૭ ને તેથકી અપ્રથમ સમયના તિર્યંચ અનંત ગુણા છે ૮ એ આઠ પ્રકારે સસારી જીવ કહ્યા એટલે શ્રી જીવાભીગમ મધ્યે અષ્ટવિધ પ્રતિપતિ સપૂર્ણ થઇ

## ૧૩૬. નવ પ્રકારે સસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અતર ને અલ્પ, બહુત્વનો અધિકાર.

ત્યા જે આચાર્ય એમ કહે છે જે નવ ભેદે સસારી જીવ કહ્યા છે તે એવી રીતે કહે છે કે પૃથ્વિકાયા ૧ અપકાયા ૨ તેઉકાયા ૩ વાયુકાયા ૪ વનસ્પતિકાયા ૫ બેરિદ્રીય ૬ તેદ્રીય ૭ ચઉરિદ્રીય ૮ ને પચેદ્રીય ૯

પ્રશ્ન—હે ભગવંત પૃથ્વિકાયાની સ્થિતિ કેટલા કાળની છે ?

ઉત્તર—હે ગૌતમ, પૃથ્વિકાયા આદ દેઇને જાવત્ પચેદ્રીય તે સર્વની સ્થિતિ પૂર્વપરે કહેવી

પ્રશ્ન—હે ભગવંત, પૃથ્વિકાયા પૃથ્વીકાયપણે કેટલો કાળ રહે ?

ઉત્તર—હે ગૌતમ, પૃથ્વીકાયાને કાયસ્થિતિ પૂર્વનીપરે પૃથ્વિ કાળ જાણવો જાવત્ વાયુકાયા લગે પૃથ્વિ કાળ કહેવો ને વનસ્પતિકાયને કાયસ્થિતિ વનસ્પતિનો કાળ કહવો વળી બેરિદ્રી ૧ તેઇદ્રી ૨ ને ચઉરીદ્રીની કાયસ્થિતિ સખ્યાતા કાળની છે ને પચેદ્રીં જીવની કાયસ્થિતિ હજાર સાગરોપમ ઝાઝેરાની જાણવી

પ્રશ્ન—હે ભગવંત પૃથ્વીકાયાને અંતર કેટલા કાળનું પડે?

ઉત્તર—હે ગૈતમ, પૃથ્વી આદીનો અંતર અનંતાકાળનું પડે ને વનસ્પતિકાયાને અસખ્યાતા કાળનું અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, પૃથ્વીકાયા ૧, જાવત્ પચેંદ્રીકાયા ૯, એ નવમાહે કયા કયા થકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ સાૈથકી થોડા પચેંદ્રીજીવ છે ૧ તેથકી ચૌરેંદ્રી જીવ વિશેષધિક છે ૨, તેથકી તેરેંદ્રીય વિશેષાધિક છે ૩, તેથકી બેરેંદ્રીય વિશેષાધિક છે ૪, તેથકી તેઉકાયા અસખ્યાત ગુણા છે ૫ તેથકી પૃથ્વિકાયા વિશેષાધિક છે ૬ તેથકી અપકાયા વિશેષાધિક છે ૭ તેથકી વાયુકાયા વિશેષાધિક છે ૮ ને તેથકી વનસ્પતિકાયા અનંત ગુણા છે ૯ એ નવ પ્રકારે સંસારી જીવ કહ્યા એ શ્રી જીવાભીગમ સૂત્રે નવ વિધ પ્રતિપતિ સંપૂર્ણ થઈ

## ૧૩૭. દશ પ્રકારે સંસારી જીવ તેમા તેની ભવસ્થિતિ, કાયસ્થિતિ, અંતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

તા જે આચાર્ય એમ કહે છે જે દશ પ્રકારે સંસારી જીવ કહ્યા છે તે એણી રીતે કહે છે કે પ્રથમ સમયના એકેંદ્રીય ૧ અપ્રથમ સમયના એકેંદ્રીય ૨ પ્રથમ સમયના બેરિંદ્રીય ૩ એમ જાવત્ પ્રથમ સમયના પચેંદ્રીય ૯ ને અપ્રથમ સમયના પચેંદ્રીય ૧૦

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના એકેંદ્રીને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમયની ને ઉત્કૃષ્ટપણે પણ એક સમયની સ્થિતિ છે (પછે અપ્રથમ સમયી કહેવાય)

પ્રશ્ન—હે ભગવંત અપ્રથમ સમયના એકેંદ્રીને કેટલા કાળની સ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતિ લઘુ બસે ને છપન આવળીકાનો એક ક્ષુલક ભવ તે પણ એક સમયે ઉણાની ને ઉત્કૃષ્ટપણે બાવીશ હજાર વરસ એક સમયે ઉણાની સ્થિતિ છે

એમ એણે અભીપ્રાયે સર્વે પ્રથમ સમયીને જઘન્યથી એક સમય ને ઉત્કૃષ્ટપણે પણ એક સમયની સ્થિતિ કહેવી ને અપ્રથમ સમયી સર્વેને જઘન્યથી એક ક્ષુલક ભવ તે પણ એક સમયે ઉણાની ને ઉત્કૃષ્ટપણે જેહને જેટલી સ્થિતિ છે તે સમયે ઉણી કહેવી એમ જાવત્ અપ્રથમ સમયી પચેંદ્રીયને ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીશ સાગરોપમ એક સમયે ઉણી કહેવી.

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના એકેંદ્રીને કેટલા કાળની કાયસ્થિતિ છે?

ઉત્તર—હે ગૌતમ પ્રથમ સમયી સર્વેને જઘન્યથી એક સમયની ને ઉત્કૃષ્ટપણે પણ એક સમયની કાયસ્થિતિ કહેવી ને અપ્રથમ સમયી સર્વેને જઘન્યથી એક ક્ષુલક ભવ તે પણ સમયે ઉણાની ને ઉત્કૃષ્ટપણે એકેંદ્રીયને (અનંતો) વનસ્પતિનો કાળ બેરિંદ્રી, તેંદ્રી, ચઉરીંદ્રીને સખ્યાતો કાળ અને પચેંદ્રીયને હજાર સાગરોપમ ઝાઝેરાની કાયસ્થિતિ કહેવી

પ્રશ્ન—હે ભગવંત, પ્રથમ સમયના એકેંદ્રીયને કેટલા કાળનું અંતર હોય?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઉણાનુ (તે એમજે એકતો તેહીજ ક્ષુલ્લક ભવ ને અતર માટે એક અન્ય ક્ષુલ્લક ભવ કરીને પાછો એકદ્રીય થાય તે માટે) અને ઉત્કૃષ્ટપણે (અનતો) વનસ્પતિનો કાળ અતર પડે (એકેદ્રીય માહે અનતો કાળ રહે પણ પ્રથમ સમયી ન કહેવાય પણ જ્યારે બેઇંદ્રીયદિકનો ભવ કરીને પાછો એકેદ્રી થાય ત્યારે પ્રથમ સમયી થાય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, અપ્રથમ સમયના એકેદ્રીને કેટલા કાળનો અતર હોય?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમય અધીક (બેઇંદ્રીયાદિકપણે એક ક્ષુલ્લક ભવ કરીને પાછો એકદ્રી થાય ત્યારે) ને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ સખ્યાતે વરસે અધીક (એટલુ બેઇંદ્રીયાદિકપણે રહીને પાછો એકેદ્રી થાય તે માટે)

શેષ સર્વ બેઇંદ્રીયાદિક પ્રથમ સમયીને અતર જઘન્યથી બે ક્ષુલ્લક ભવ સમયે ઉણાનુ (તે એમજે એક તો પોતાનો ક્ષુલ્લક ભવ અને અતર માટે એક અન્ય જાતનો ક્ષુલ્લક ભવ કરે એ જઘન્ય અતર જાણવુ) અને ઉત્કૃષ્ટપણે (અનતો) વનસ્પતિનો કાળ અતર પડે

વળી અપ્રથમ સમયી શેષ સર્વ બેઇદ્રિયાદિકને જઘન્યથી એક ક્ષુલ્લક ભવ સમયે અધીક (તેહની ભાવના પૂર્વવત્ત) ને ઉત્કૃષ્ટપણે (અનતો) વનસ્પતિનો કાળ અતર પડે

**પ્રશ્ન**—હે ભગવત, પ્રથમ સમયના એકેદ્રી ૧ જાવત્ પ્રથમ સમયના પચેદ્રી ૫ એ પાંચ માંહે કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના પચેદ્રીય છે ૧ તેથકી પ્રથમ સમયના ચઉરેદ્રી વિશેષાધિક છે ૨ તેથકી પ્રથમ સમયના તેઇંદ્રિ વિશેષાધિક છે ૩ તેથકી પ્રથમ સમયના બેઇદ્રિ વિશેષાધિક છે ૪ તેથકી પ્રથમ સમયના એકેદ્રી વિશેષાધક છે ૫ (એકેદ્રી પૂછા સમયે સદાય અનતા ઉપજતા પામીએ પણ તે ઇહા ન લેવા કેમકે જે બેઇદ્રિયાદિક માંહિથી એકેદ્રીપણે ઉપજતા હોય તે પ્રથમ સમયી કહીએ તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, અપ્રથમ સમયના એકેદ્રી ૧, જાવત્ અપ્રથમ સમયના પચેદ્રી ૫ એ પાંચ માહે કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—ગૌતમ, જેમ પ્રથમ સમયીનું અલ્પ બહુત્વ કહ્યુ તેમજ કહેવુ પણ તેમાં એટલો વિશેષ છે જે આહી અપ્રથમ સમયના એકેદ્રી અનત ગુણા કહેવા ૫ (એકેદ્રી અપ્રથમ સમયના અનતા છે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત પ્રથમ સમયના એકેદ્રી ૧ ને અપ્રથમ સમયના એકેદ્રી ૨ એ બે માંહે કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ સર્વ થકી થોડા પ્રથમ સમયના એકેદ્રી છે ૧ (અસખ્યાતા પામીએ તે માટે) તેથકી અપ્રથમ સમયના એકેદ્રી અનત ગુણા છે ૨

શેષ બેઇદ્રિયાદિક સર્વ માહે સર્વ થકી થોડા પ્રથમ સમયી છે ને તેથકી અપ્રથમ

સમયી અસખ્યાત ગુણા છે ૮

**પ્રશ્ન**—હે ભ ગત, પ્રથમ સમયના એકેદ્રી ૧ અપ્રથમ સમયના એકેદ્રી ૨ જાવત્ પ્રથમ સમયના પચેદ્રી ૯ ને અપ્રથમ સમયના પચેદ્રી ૧૦ એ દશ માહે કોણ કયા કયા થકી થોડા ઘણા હોય?

**ઉ તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા પ્રથમ સમયના પચેદ્રી છે ૧, તેથકી પ્રથમ સમયના ચઉરીંદ્રી વિશેષાધિક છે ૨, તેથકી પ્રથમ સમયના તેઇદ્રિ વિશેષાધિક છે ૩, તેથકી પ્રથમ સમયના બેઇદ્રિ વિશેષાધિક છે ૪ તેથકી પ્રથમ સમયના એકેદ્રી વિશેષાધિક છે ૫, (બેઇદ્રિયાદિક માહેથી ઉપજતા અસખ્યાતાજ પામીએ તે માટે) તેથકી અપ્રથમ સમયના પચેદ્રી અસખ્યાત ગુણા છે ૬, તેથકી અપ્રથમ સમયના ચઉરીંદ્રી વિશેષાધિક છે ૭, તેથકી અપ્રથમ સમયના તેઇદ્રિય વિશેષાધિક છે ૮, તેથકી અપ્રથમ સમયના બેઇદ્રિ વિશેષાધિક છે ૯ ને તેથકી અપ્રથમ સમયના એકેદ્રી અનત ગુણા છે ૧૦ એ દશ પ્રકારના સસારી જીવ કહ્યા એટલે થી જીવાભીગમ સને દશ વિધ પ્રતિપતિ સપૂર્ણ થઇ એટલે સસારી જીવનો અભિગમ વાતારૂપ સપૂર્ણ થયો

---

## ૧૩૮ સર્વ જીવનો અધિકાર.

સવ જીવને વિષે એહ નવ પ્રતિપતિ એણી પરે કહીએ તે કહેછે કેટલાએક આચાર્ય એમ કહેછે જે બે ભેદે સર્વ જીવ કહ્યા છે જાવત્ કેટલાએક આચાય એમ કહછે જે દશ ભેદે સર્વ જીવ કહ્યા છે તેમા પ્રથમ બે ભેદ કહે છે

## ૧૩૯. બે ભેદે સર્વ જીવના આળાવા ૧૩. તેમા તેની કાયસ્થિતિ, અતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

તેમા જે આચાય એમ કહેછે જે બે ભેદે સવ જીવ છે તે એમ કહેછે કે સીદ્ધ ૧, ને અસિદ્ધ તે સસારી જીવ ૨

**પ્રશ્ન**— હે ભ ગવત, સિદ્ધ સિદ્ધપણે કેટલો કાળ રહે?

**ઉ તર**—હે ગૌતમ, સિદ્ધની આદિ છે પણ અત નથી (માટે તેનો કાળ કહેવાય નહીં

**પ્રશ્ન**—હે ભગવત, અસિદ્ધ અસિદ્ધપણે કેટલો કાળ રહે?

**ઉ તર**—હે ગૌતમ, અસિદ્ધ તે સસારી જીવ તેના બે ભેદ છે તે એ, જેની આદિ પણ નહિ અને અત પણ નહિ તે અભવ્યજીવ ૧, અને જેની આદિ નથી પણ અત છે તે ભવ્ય જીવ કહીએ ૨ પણ એ બેના કાળનુ માન કહેવાય નહિ

**પ્રશ્ન**—હે ભગવત સિદ્ધને કેટલા કાળનુ અતર છે?

**ઉત્તર**—હે ગૌતમ સાદિ અપર્યવસિત (આદિ છે પણ અત નથી) ને અતર નથી (સિદ્ધ પાછા સસારી થાય નહીં માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, અસિદ્ધ જે સંસારી જીવ તહને કેટલા કાળનું અંતર છે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે તેમાં જે અનાદિ અપર્યવસિત તે અભવ્ય જીવ તેહને અંતર નથી (કેમકે અભવ્ય જીવ સિદ્ધ ન થાય તે માટે) ને અનાદિ સપર્યવસિત તે ભવ્ય જીવ મોક્ષ જાસે પણ પાછા ફરી સંસારી જીવ ન થાય તે માટે તેને પણ અંતર નથી

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધ ૧, ને અસિદ્ધ તે સંસારી જીવ ૨ એ બે માહે કયા કયાથકી થોડા ઘણા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા સિદ્ધ છે ૧, તેથકી અસિદ્ધ જે સંસારી જીવ તે અનંત ગુણા છે ૨ ॥૧॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સઇંદ્રિય (તે ઇંદ્રિય સહીત સંસારી જીવ) ૧, ને અનેંદ્રિય (તે ઇંદ્રિ રહીત સિદ્ધના જીવ) ૨

**પ્રશ્ન**—હે ભગવંત, સઇંદ્રિય સઇંદ્રિયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, સઇંદ્રિય બે ભેદે છે અનાદિ અપર્યવસિત તે અભવ્ય ૧, ને અનાદિ સપર્યવસિત તે ભવ્ય ૨, એ બેના કાળનું માન કહેવાય નહીં

**પ્રશ્ન**—હે ભગવંત, અનેંદ્રિય જે સિદ્ધ તે અનેંદ્રિયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, અનેંદ્રિ જે સિદ્ધ તે સાદિ અપર્યવસીત છે તેની આદી છે પણ અંત નથી

**પ્રશ્ન**—હે ભગવંત, સઇંદ્રીયનો અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, સઇંદ્રીયનો અંતર નથી (કેમકે અનેંદ્રી થઇ સઇંદ્રીય નહીં થાય માટે) એમ અનેંદ્રીને પણ અંતર નથી (બનેની ભાવના પૂર્વવત્ત)

**પ્રશ્ન**—હે ભગવંત, સઇંદ્રીય ૧ ને અનેંદ્રીય ૨ એ બે માહે કયા થકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથી થોડા તે અનેંદ્રી સિદ્ધ છે ૧ તેથકી સઇંદ્રીય તે સંસારી અનંત ગુણા છે ૨ ॥૨॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સકાયા ૧, (તે સંસારી જીવ) ને અકાયા ૨ (તે સિદ્ધના જીવ)

એમજ સ્થિતિ અંતર પ્રમુખ પૂર્વપરે કહેવું ॥૩॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સજોગી ૧ (તે સંસારી જીવ પેહેલેથી તેરમા ગુણસ્થાન લગીના) ને અજોગી ૨ (તે ચઉદમા ગુણઠાણાના ને સિદ્ધ)

તેમજ એહની કાયસ્થિતિ, અંતર, અલ્પ, બહુત્વ તે જેમ સકાયા, અકાયાને કહ્યું તેમજ કહેવું ॥૪॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સવેદી ૧ (તે નવમા ગુણઠાણા લગી) ને અવેદી ૨ (તે દશમા ગુણઠાણાથી ઉપરના અને સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવત, સવેદી સવેદી પણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, સવેદી ત્રણ ભેદે છે તે અનાદિ અપર્યવસિત ૧ (તે અભવ્ય ક્યારેય પણ સવેદી નહીં ટળે) અનાદિ સપર્યવસિત ૨ (તે ભવ્ય ક્યારેક પણ અવેદિથાસે) ને સાદિ સપર્યવસીત ૩ (તે ઉપસમ શ્રેણીથી પડયા તે) તેમા જે સાદિ સપયવસિત ઉપસમ શ્રેણીથી પડીને સવેદી થયા છે તે જઘ ન્યથી અંતર્મુહૂર્ત્ત સવેદી રહે (પછે પાછો શ્રેણી ચડીને અવેદી થાય તે માટે( અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ સવેદી રહે એટલે અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી ક્ષેત્રથી અધ પુદ્‌ગળ દેસે ઉણું પરાવર્ત્ત સંસારમા ભમે પછે મોક્ષ જાય અને જે અનાદિ અપય વસીત ને અનાદિ સપય વસીત છે તેહના કાળનું માન કહેવાય નહીં

પ્રશ્ન—હે ભગવત, અવેદી અવેદીપણે કેટલો કાળ રહે?

ઊત્તર—હે ગૌતમ, અવેદિ બે ભેદે છે તે સાદિ અપર્યવસીત ૧, (તે સીદ્ધ તથા બારમા ગુણઠાણા ઉપરના જીવ) ને સાદિ સપર્યવસીત ૨, (તે દસમે અગ્યારમે ગુણઠાણે અવેદિ તે) તેમા જે સાદિ સપયવસીત અવેદિ છે તે જઘન્યથી એક સમય રહે (તે એમજે એક સમેજ કાળ કરે ત્યારે સવેદિ થાય તે માટે) અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહૂર્ત્ત રહે (દસમા, અગ્યામા ગુણઠાણાનું એટલુંજ માન છે પછે ત્યાથી પડતો સવેદી થાય તે માટે) અને જે સાદિ અપયવસીત છે તેના કાળનુ માન કહેવાય નહીં (કારણ કે બારમા ગુણઠાણા ઉપરલાને પડવુ નથી અને સિદ્ધ પણ ક્યારેય સવેદી ન થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવત, સવેદીને કેટલા કાળનુ અંતર હોય?

ઊત્તર—હે ગૌતમ, અનાદિ અપય વસિત (જે અભવ્ય) તેહને અંતર નથી અનાદિ સપર્યવસિત (તે ભવ્ય) તેને પણ અંતર નથી ને સાદિ સપય વસિત તે જે ઉપસમ શ્રેણી અવેદી થઇને કાળ કરે તો સવેદી થાય તેહને જઘન્યથી એક સમયનું અંતર પડે ને ઉત્કૃષ્ટપણે અંતર્મુહૂર્ત્તનું અંતર પડે (એટલું અવેદી રહીને સવેદી થાય તે માટે અંતર્મુહૂર્ત્ત હોય)

પ્રશ્ન—હે ભગવત, અવેદીને કેટલા કાળનું અંતર હોય?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે સાદિ અપયવસીત તે ક્ષપક શ્રેણી ચડી અવેદિ થાય તેહને અંતર નથી ૧ (પાછો સવેદી ન થાય તે માટે) અને સાદિ સપયવસિત (તે દસમા, અગ્યારમા ગુણઠાણાના) અવેદિ તેહને જઘન્યથી અંતર્મુહૂર્ત્તનું અંતર પડે (સવેદી થઇને અંતર્મુહૂર્ત્તે પાછો શ્રેણી માંડે તો અવેદી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અધ પુદ્‌ગળ પરાવર્ત્ત દેસે ઉણો અંતર પડે (એટલો કાળ સવેદી પણે રહીને પછી અવેદી થાય)

પ્રશ્ન—હે ભગવત સવેદી ૧ ને અવેદી ૨ એ બે માહે કોણ કોણ થકી થો । ઘણુ હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથી થોડા અવેદી છે ૧ તે થકી સવેદી જીવ અનંતગુણા છે ૨ ॥૫॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સકષાય ૧ (દશમા ગુણઠાણા લગી) ને અકષાય ૨ (તે દસમા ગુણઠાણા ઉપરના ને સિદ્ધ)

તે જેમ સવેદી અવેદી કહ્યા તેમજ સર્વ કહેવા ॥૬॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સલેશી ૧ (તે સસારી તેરમા ગુણઠાણા લગી) ને અલેશી ૨ (તે ચઉદમા ગુણઠાણાના ને સિદ્ધ) તે જેમ અસિદ્ધ, સિદ્ધને કહ્યુ તેમ સર્વ કહેવુ તેમા થોડા અલેશી છે ૧ ને તે થકી સલેશી અનત ગુણા છે ૨ ॥૭॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે જ્ઞાની ૧, (તે બીજા ને ચોથા ગુણઠાણા ઉપરના ને સિદ્ધ) અને અજ્ઞાની ૨, (તે પહેલા ત્રીજા ગુણઠાણાના જીવ)

**પ્રશ્ન**—હે ભગવત, જ્ઞાની જ્ઞાની પણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની બે ભેદે છે સાદિ અપર્યવસિત (અપ્રતિપાતિ) જ્ઞાની ૧ ને સાદિ સપર્યવસિત (તે જે પડે) જ્ઞાની ૨ તેમા જે સાદિ સપર્યવસિત જ્ઞાન છે તે જઘન્યથી અતર્મુહુર્ત્ત અને ઉત્કૃષ્ટપણે છાસઠ સાગરોપમ ઝાઝેરા રહે (ક્ષાયોપસમ સમ્યક્ત્વીને મતિ, શ્રુત જ્ઞાન રહે પછે પડે તે માટે) અને જે સાદિ અપયવસીત જ્ઞાન છે તેના તો કાળનુ માન હોય નહીં (કેમકે આ ગુ જાયજ નહીં)

**પ્રશ્ન**—હે ભગવત, અજ્ઞાની અજ્ઞાની પણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, અજ્ઞાની તે સવેદીની પરે ત્રણ ભેદે કહેવા (અનાદિ અપર્ય વસીત ૧, અનાદિ સપય વસીત ૨, સાદિ સપર્ય વસીત ૩)

**પ્રશ્ન**—હે ભગવત, જ્ઞાની તે અતર કેટલા કાળનું હોય?

**ઉત્તર**—હે ગૌતમ, જ્ઞાની બે ભેદે છે તેમા જ્ઞાની જે સાદી અપર્ય વસીતને અતર નથી (અણપડવા માટે અપ્રતિપાતિ જ્ઞાનવત) અને સાદી સપયવસીત જે જ્ઞાની તે જે પડે તે તેને જઘન્યથી અતર અતર્મુહુર્ત્તનુ (તે પાછો અતર્મુહુર્ત્ત સમયક્ત્વ પામે તે માટે) અને ઉત્કૃષ્ટપણે અનતો કાળ અધ પુદ્ગળ પરાવર્ત્ત દેશે ઉણો અતર પડે (એટલુ મિથ્યાત્વમા રહીને ફરી જ્ઞાન પામે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, અજ્ઞાનીને અતર કેટલા કાળનું હોય?

**ઉત્તર**—હે ગૌતમ, અજ્ઞાની ત્રણ ભેદે છે (તે પૂર્વવત્ત) તેમા જે અનાદિ અનત અને અનાદિ સાત એ બેને તો અતર નથી અને જે સાદી સપર્યવસિત તેને જઘન્યથી અતર્મુહુર્ત્ત અતર પડે અને ઉત્કૃષ્ટપણે છાસઠ સાગરોપમ ઝાઝેરાનુ અતર પડે (એટલો કાળ જ્ઞાની પણે રહીને વળી પાછો અજ્ઞાની થાય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, જ્ઞાની ૧ ને અજ્ઞાની ૨ એ બે માહે કયા કયા થકી થોડા ઘણા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સવથી થોડા જ્ઞાની છે ૧, તેથકી અજ્ઞાની અનતગુણા છે ૨ ॥૮॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે આહારી ૧, ને અણાહારી ૨, (વિગ્રહ ગતિ, કેવળ સમુદ્ઘાતે, અજોગી અને સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત, આહારી જીવ આહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, આહારી જીવ બે ભેદે છે તે છદ્મસ્થ આહારી ૧, અને કેવળી આહારી ૨

પ્રશ્ન—હે ભગવંત, છદ્મસ્થ જીવ આહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક ક્ષુલ્લક ભવ તેપણ બે સમયે ઉણો રહે (તે કેમજે વિગ્રહગતી બે સમય અણાહારી રહીને ક્ષુલ્લક ભવ કરે તે ભોગવીને વળી વિગ્રહગતિ અણાહારી થાય ત્યારે એ માન જાણવું) અને ઉત્કૃષ્ટપણે અસખ્યાતો કાળ જાવત્ ક્ષેત્રથી આગુળના અસખ્યાતમા ભાગ માહે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલી ઉત્સર્પિણિ અવસર્પિણિ લગી રહે (વિગ્રહગતી ન કરે આહારીજ રહે)

પ્રશ્ન—હે ભગવંત, કેવળી આહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત અને ઉત્કૃષ્ટપણે દેસે ઉણી પૂર્વ ક્રોડી લગી આહારી હોય

પ્રશ્ન—હે ભગવંત, અણાહારી અણાહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, અણાહારી બે ભેદે છે છદ્મસ્થ અણાહારી ૧, અને કેવળી અણાહારી ૨

પ્રશ્ન—હે ભગવંત, છદ્મસ્થ અણાહારી છદ્મસ્થ અણાહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે અને ઉત્કૃષ્ટપણે બે સમય રહે (વિગ્રહગતિ વર્તતો થકો એટલું અણાહારી રહે તે માટે વળી મતાંતરે ત્રણ સમય પણ અણાહારી કહ્યા છે પણ શ્રી સિદ્ધાંત માહે કહ્યું તે તહેત છે)

પ્રશ્ન—હે ભગવંત, કેવળી અણાહારી કેવળી અણાહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે તે સિદ્ધ થયા તે કેવળી સદાય અણાહારી છે ૧, અને મનુષ્ય ભવે રહ્યા કેવળી કયારેક અણાહારી (કેવળ સમુદ્ઘાત વેળા) હોય ૨

પ્રશ્ન—હે ભગવંત સિદ્ધ થયા તે કેવળી અણાહારી કેટલા કાળ લગી રહે?

ઉત્તર—હે ગૌતમ અણાહારી થયાની આદિ છે પણ અંત નથી (સિદ્ધ પાછા આહારી નહીં થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, ભવસ્થ કેવળી અણાહારીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, ભવસ્થ કેવળી અણાહારી બે ભેદે છે સજોગી ૧, (તેરમે ગુણઠાણે ભવસ્થ કેવળી સમુદ્ઘાત કરતા અણાહારી હોય) અને અજોગી ૨ (ચઉદમે ગુણઠાણે ભવસ્થ કેવળી અણાહારી હોય)

**પ્રશ્ન**—હે ભગવંત, સજોગી તેરમે ગુણઠાણે ભવસ્થ કેવળી અણાહારી કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યપણે અને ઉત્કૃષ્ટપણે પણ કેવળી સમુદ્‌ઘાત કરતા ત્રણ સમય અણાહારી રહે (આઠ સમયનો કેવળી સમુદ્‌ઘાત છે તેમાં ત્રીજો, ચોથો અને પાચમો સમય અણાહારી હોય)

**પ્રશ્ન**—હે ભગવંત, અજોગી ચઉદમે ગુણઠાણે ભવસ્થ કેવળી અણાહારી કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય પણે અને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તજ અણાહારી રહે (ચઉદમા ગુણઠાણાનું એટલુંજ પાચ લઘુ અક્ષરનું માન છે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, છદ્‌મસ્થ આહારીને કેટલા કાળનું અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમય અંતર પડે ને ઉત્કૃષ્ટપણે બે સમયનું અંતર પડે (વિગ્રહગતિ અણાહારી હોય તે માટે આહારનો અંતર પડે)

**પ્રશ્ન**—હે ભગવંત, કેવળી આહારકને કેટલા કાળનુ અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યપણે અને ઉત્કૃષ્ટપણે પણ ત્રણ સમયનું અંતર પડે (કેવળી સમુદ્‌ઘાતે અણાહારી હોય ત્યારે આહારનો અંતર પડે)

**પ્રશ્ન**—હે ભગવંત, છદ્‌મસ્થ અણાહારી ને કેટના કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્ય પણે ક્ષુલ્લક ભવ બે સમય ઉણાનો અંતર પડે (તે એમ જે વિગ્રહગતી બે સમય અણાહારી રહીને ક્ષુલ્લક ભવ કરે ત્યા આહારી થઈને વળી વિગ્રહગતી કરે તે માટે) અને ઉત્કૃષ્ટપણે અસખ્યાતો કાળ જાવત્ આંગુળના અસખ્યાતમા ભાગ માહિ જેટલા આકાશ પ્રદેસ હોય તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી લગી રહે (વિગ્રહગતી કરેજ નહીં ત્યારે અંતર પડે)

**પ્રશ્ન**—હે ભગવંત, સિદ્ધ કેવળી અણાહારીને અંતર કેટના કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તે તો સાદી અપર્યવસિત છે તેને અંતર નથી (ફરીને આહારી નહીં થાય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, સજોગી તેરમે ગુણઠાણે ભવસ્થ કેવળી આહારીને અંતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યપણે અને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તનું અંતર પડે. (કેવળી સમુદ્‌ઘાત પછી અંતર્મુહુર્ત્તે ચઉદમુ ગુણઠાણું પડીવજે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, અજોગી ભવસ્થ કેવળી અણાહારીને અંતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને અંતર નથી (કેમકે ચઉદમા ગુણઠાણાથી પાધરોજ મુક્તિ જાય વચે આહાર ન કરે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, આહારક ૧, ને અણાહારક ૨ એ બે માંહે કયા કયાથકી થોડા ઘણા છે?

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે સશરીરી ૧, (તે સસારી જીવ) ને અશરીરી ૨ (તે સિદ્ધ ભગવત)

તે જેમ સિદ્ધ, અસિદ્ધને કહ્યુ તેમ સવ કહેવુ ત્યા થોડા અશરીરી છે ૧, ને તેથકી સશરીરી અનત ગુણા છે ૨ ॥૧૧॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે ચરીમ ૧, (તે ભવ્ય) ને અચરીમ ૨ (તે અભવ્ય ને સિદ્ધ)

**પ્રશ્ન**—હે ભગવત, ચરીમ ચરીમ પણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, ચરીમની આદિ નથી પણ અત છે (મોક્ષ જાશે ત્યારે)

**પ્રશ્ન**—હે ભગવત, અચરીમ અચરીમ પણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, અચરીમ બે ભેદે છે તે અનાદિ અપર્યવસીન ૧, (તે અભવ્ય) ને સાદિ અપર્યવસીત ૨, (તે સિદ્ધ)

**પ્રશ્ન**—હે ભગવત, ચરીમને અતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તેને અતર નથી (કેમકે ચરીમ તે ભવ્ય મોક્ષ જાય ત્યારે અચરીમ થાય ત્યાથી પાછો ચરીમ ન થાય કેમકે પાછુ આવવુ નથી માટે અતર નથી)

**પ્રશ્ન**—હે ભગવત, અચરીમને અતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે, તે અનાદિ અપર્યવસીત ૧, (તે અભવ્ય) ને સાદિ અપર્યવસીત ૨ (તે સિદ્ધ) એ અચરીમ બનેને અતર નથી (કેમકે ચરીમ તે અચરીમ થાય પણ અચરીમ તે ચરીમ ન થાય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવન, ચરીમ ૧, ને અચરીમ ૨, એ બે માહે કયા કયા થકી થોડા ઘણા છે?

**ઉત્તર**—હે ગૌતમ, સવથકી થોડા અચરીમ છે ૧, (અભવ્ય અને સિદ્ધ) તે થકી ચરીમ અનત ગુણા છે ૨, (ભવ્ય) ॥૧૨॥

અથવા વળી બે ભેદે સર્વ જીવ કહ્યા છે, તે સાકારોપયોગવત ૧, (તે જ્ઞાનોપયોગવત) ને અનાકારોપયોગવત ૨, તે દર્શનોપયોગવત)

એ બેને સચિટ્ઠના કાયસ્થિતિ અને અતર પણ જઘન્યથી અતર્મુહુર્ત ને ઉત્કૃષ્ટપણે, પણ અતર્મુહુર્ત (ઉપયોગનો કાળ એટલોજ હોય તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, સાકારોપયોગવત ૧, ને અનાકારોપયોગવત ૨, એ બે માહિ કયા કયાથકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા અનાકારોપયોગી છે ૧, (સામાન્ય દર્શનના કાળ થોડા તે માટે) તે થકી સાકારોપયોગી સખ્યાત ગુણા છે ૨ (વિશેષ જ્ઞાન કાળ ઘણા તે માટે) ॥૧૩॥ હવે સગ્રહણી ગાથા કહેછે

सिद्ध सइंदिय काए, जोए वेए कसाय लेसाय॥
नाणु वयोगा हारा, भास शरीराय चरमोय ॥१॥ (टीकायां)

અથ—સિદ્ધ ૧, સઇદ્રીય ૨, કાય ૩, જોગ ૪, વેદ ૫, કષાય ૬, લેસ્યા ૭ જ્ઞાન ૮, ઉપયોગ ૮, આહારી ૧૦ ભાષક ૧૧, સશરીરી ૧૨, ને ચરીમજીવ ૧૩ એ તેર આલા વાની સંગ્રહણી ગાથા કહી એ થી જીવાભીગમ સૂત્રે સર્વ જીવની દ્વવિધિ પ્રતિપતિ સંપૂર્ણ થઇ

**૧૪૦. ત્રણ પ્રકારે સર્વ જીવ. તેના આળાના સાત. તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અલ્પ, બહુત્વનો અધિકાર**

સા જે આચાર્ય એમ કહે છે જે ત્રણ પ્રકારે સર્વ જીવ કહ્યા છે તે એવી રીતે કહે છે કે સમ્યકદ્રષ્ટી ૧, મિથ્યાદ્રષ્ટી ૨, ને સમ્યક્ મિથ્યાદ્રષ્ટી તે મીશ્રદ્રષ્ટી ૩

**પ્રશ્ન**—હે ભગવંત, સમ્યક્દ્રષ્ટી સમ્યકદ્રષ્ટીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ્યક્દ્રષ્ટી બે ભેદે છે તે સાદિ અપર્યવસિત ૧ (તે અનાદિ મીથ્યા ત્વમાંથી સમ્યક્ત્વ પામ્યો તેની આદી છે પણ અંત નથી કેમકે ક્ષાયક સમ્યકદ્રષ્ટી પડે નહીં મોક્ષ જાય તે માટે) ને સાદિ સપર્યવસીત ૨ (તે જે સમ્યકત્વ પામીને વમી પડ વાઇ થાય છે તે) તેમાં જે સાદિ સપર્યવસીત સમ્યક દ્રષ્ટી છે તે જઘન્યથી અંતર્મુહુર્ત રહે (ઉપસમ સમ્યકત્વ પ્રમુખ) ને ઉત્કૃષ્ટપણે છાસઠ સાગરોપમ ઝાઝેરા રહે (ક્ષાયોપ સમીક સમ્યકત્વવંત)

**પ્રશ્ન**—હે ભગવંત મિથ્યદ્રષ્ટી મિથ્યાદ્રષ્ટીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, મિથ્યાદ્રષ્ટી ત્રણ ભેદે છે તે સાદિ સપર્યવસિત ૧ (તે પડવાઇ) અનાદિ અપર્યવસીત ૨ (તે મિથ્યાત્વી અભવ્ય) અને અનાદિ સપર્યવસિત ૩ (તે ભવ્ય) તેમાં જે સાદિ સપર્યવસીત મિથ્યાત્વી સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વમાં આવ્યા છે તે જઘન્યથી અંતર્મુહુર્ત રહે ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત્ત દેશે ઉણો રહે પછી સમ્યકત્વ પામે (એ ત્રણેના કાળનું માન થાય નહીં)

**પ્રશ્ન**—હે ભગવંત, મીશ્રદ્રષ્ટી મિશ્રદ્રષ્ટીપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, મિશ્રદ્રષ્ટી (ત્રીજે મીશ્ર ગુણઠાણે) તે જઘન્યપણે ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તજ રહે (પછી સમ્યક્ત્વ પામે અથવા મિથ્યાત્વમાં જાય)

**પ્રશ્ન**—હે ભગવંત, સમ્યકદ્રષ્ટીને કેટલા કાળનો અંતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, સમ્યકદ્રષ્ટીના બે ભેદ છે સાદિ અપર્યવસિત ૧ ને સાદિ સપર્યવસિત ૨, તેમાં જે સાદિ અપર્યવસીત (ક્ષાયક સમ્યક્ત્વી) તેહને અંતર નથી (કેમકે તે પાછો મિથ્યાત્વી ન થાય તે માટે) અને જે સાદિ સપર્યવસીત (તે ઉપસમી ક્ષાયોપસમી સમ્યકત્વી) તેહને જઘન્યથી અંતર્મુહુર્ત્તનું અંતર પડે અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત દેસે ઉણો અંતર પડે (એટલે કાળે વળી પાછો ફરીને અવશ્ય સમ્યકત્વ પામે)

**પ્રશ્ન**—હે ભગવત, મિથ્યાદ્રષ્ટીને કેટલા કાળનો અતર પડે?

**ઉત્તર**—હે ગૌતમ, મિથ્યાદ્રષ્ટીના ત્રણ ભેદ છે અનાદિ અપર્યવસિત ૧, (તે અભવ્ય) અનાદિ સપર્યવસીત ૨, (તે ભવ્ય) ને સાદિ સપર્યવસીત ૩ (તે સમ્યક્તથી પડીને મિથ્યાત્વી થયા છે તે) તેમા પ્રથમ અનાદિ અપર્યવસીતને અતર નથી તેમ અનાદિ સપર્યવસીત તેને પણ અતર નથી અને જે સાદિ સપર્યવસીત છે તેહને અતર જઘન્યથી અતર્મુહૂર્તનું-અને ઉત્કૃષ્ટપણે છાસઠ સાગરોપમ ઝાઝેરાનું અતર પડે (એટલું સમ્યક્ત્વમાં રહીને પાછો મિથ્યાત્વ પામે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, મિશ્રદ્રષ્ટીને અતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત્તનું અતર પડે ને ઉત્કૃષ્ટપણે અનતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત્ત દેશેઉણો અતર પડે (એટલે કાળે ફરી સમ્યક્ત્વ પામતા મિશ્રપણુ આવે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, સમ્યક્દ્રષ્ટી ૧, મિથ્યાદ્રષ્ટી ૨, ને મિશ્રદ્રષ્ટી ૩ એ ત્રણ માહે કયા કયાથકી થોડા ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વથકી થોડા મિશ્રદ્રષ્ટી છે ૧, તેથકી સમ્યક્ત્વ દ્રષ્ટી અનત ગુણા છે ૨ (સિદ્ધ અનતા માટે) ને તેથકી મિથ્યાત્વદ્રષ્ટી અનત ગુણા છે ૩ (નિગોદ ભળ્યા તે માટે) ॥૧॥

અથવા વળી ત્રણ ભેદે સર્વ જીવ કહ્યા છે પરીત્ત ૧, (પ્રત્યેક શરીરી તથા પરીત્ત સસારી) અપરીત્ત ૨, (સાધારણ શરીરી તથા બહુળ સસારી) ને નોપરીત્ત, નો અપરીત્ત ૩ (તે સિદ્ધ)

**પ્રશ્ન**—હે ભગવત, પરીત્ત જીવ પરીત્તપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, પરીત્ત જીવ બે ભેદે છે કાયપરીત્ત ૧, (તે પ્રત્યેક શરીરી) ને સસાર પરીત્ત ૨ (તે અલ્પ સસારી)

**પ્રશ્ન**—હે ભગવત, કાયપરીત્ત કાયપરીત્તપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે અસખ્યાતો કાળ રહે જાવત્ અસખ્યાંતા લોકના આકાશ પ્રદેશ જેટની ઉત્સર્પિણી અવસર્પિણી લગી પ્રત્યેક શરીરપણે રહે

**પ્રશ્ન**—હે ભગવત, સસાર પરીત્ત સસાર પરીત્તપણે કેટલા કાળ લગી રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત્ત રહે (પછી સમયે તત્કાળ કેવળ પામી મુક્તિ જાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત્ત દેશે ઉણો રહે (એટલા માહે જેહને સસાર ભ્રમણ રહ્યું હોય તે પરીત્ત સસારી કહીએ)

**પ્રશ્ન**—હે ભગવત, અપરિત્ત અપરિત્તપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, અપરીત્ત બે ભેદે છે તે કાય અપરીત્ત ૧ (તે સાધારણ શરીરી) ને સસાર અપરીત્ત ૨ (તે બહુળ સસારી)

**પ્રશ્ન**—હે ભગવત કાય અપરીત્ત કાય અપરીત્તપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત રહે (નિગોદ માહે) અને ઉત્કૃષ્ટપણે અનતો કાળ રહે (તે કાળથકી અનતી ઉત્સર્પિણી, અવસર્પિણી ક્ષેત્રથકી અનતા લોકાકાશ પ્રમાણે અસખ્યાત પુદ્‌ગળ પરાવર્તન કરે તે આવળીને અસખ્યાતમે ભાગે જેટલા સમય થાય તેટલો કાળ રહે)

પ્રશ્ન—હે ભગવંત, સસાર અપરીત સસાર અપરીત્તપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે, અનાદિ અપર્યવસિત ૧ (તે અભવ્ય જીવ) અને અનાદિ સપર્યવસિત ૨ (તે ભવ્ય જીવ છે ને જેને અર્ધ પુદ્‌ગળ ઉપરાંત સસાર છે તે) (એના કાળનુ માન કહેવાય નહીં)

પ્રશ્ન—હે ભગવંત, નોપરીત્ત નો અપરીત્ત (તે સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેહની આદિ છે, પણ અંત નથી

પ્રશ્ન—હે ભગવંત, કાય પરીત્તને અંતર કેટના કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્તનો અંતર પડે (એકજ નિગોદનો ભવ કરી પાછો પ્રત્યેક થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનતો કાળ અંતર પડે (નિગોદમા રહીને પ્રત્યેક થાય ત્યારે અને નિગોદનો કાળ અઢી પુદ્‌ગળ પરાવર્ત્ત છે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, સસાર પરીત્તને અંતર કેટના કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, તેહને અંતર નથી (કેમકે જે અલ્પ સસારી છે તે બહુળ સસારી ન થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, કાય અપરિત્તને કેટના કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, કાય અપરીત તે સાધારણ શરીરી તેહને અંતર જઘન્યથી અંતર્મુહૂર્તનો પડે ને ઉત્કૃષ્ટપણે અસખ્યાતો પૃથ્વીની કાયસ્થિતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત સસાર અપરીત (તે અનાદિ અપર્યવસીત અભવ્ય) તેહને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ તેહના બે ભેદ છે તે અનાદિ અપર્યવસિત ૧, (તે અભવ્ય) અને અનાદિ સપર્યવસીત ૨ (તે ભવ્ય જીવ પણ બહુળ સસારી જાણવા) તેમા અનાદિ અપર્યવસીતને પણ અંતર નથી અને અનાદિ સપર્યવસીતને પણ અંતર નથી (કારણ કે અભવ્યને ભવ્ય થાવુ નથી માટે અંતર નથી અને જે ભવ્ય છે તે અલ્પ સસારી પરીત થાશે પણ પાછો બહુળ સસારી નહીં થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત નોપરીત્ત, નો અપરીત્ત (તે સિદ્ધ) તેને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ તેહને અંતર નથી

પ્રશ્ન—હે ભગવંત, પરીત્ત ૧ અપરીત ૨, અને નોપરીત્ત નોઅપરીત ૩ એ ત્રણ માંહે કયા કયા થકી થો। ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા પરીત છે ૧, (પ્રત્યેક શરીરી ને અલ્પ સંસારી માટે) તે થકી નોપરીત નો અપરિત (સિદ્ધ) તે અનંત ગુણા છે ૨ તે થકી અપરીત (તે સાધારણ શરીરી અને બહુળ સંસારી) અનંતગુણા છે ૩ ॥૨॥

અથવા વળી ત્રણ પ્રકારે સર્વ જીવ કહ્યા છે પર્યાપ્તા ૧, અપર્યાપ્તા ૨, ને નોપર્યાપ્તા નોઅપર્યાપ્તા ૩ (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત, પર્યાપ્તા જીવ પર્યાપ્તાપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત રહે અને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથક્ત્વ ઝાઝેરા લગી પર્યાપ્તાનાજ ભવ કરે અપર્યાપ્તાપણે મરે નહીં તે આશ્રી

પ્રશ્ન—હે ભગવંત, અપર્યાપ્તા જીવ અપર્યાપ્તાપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત રહે અને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહૂર્તજ રહે. (અપર્યાપ્તાના ઘણા ભવ કરે તો પણ અંતર્મુહૂર્ત્ત માંહે જેટલા ભવ થાય તેટલાજ કરે)

પ્રશ્ન—હે ભગવંત, નોપર્યાપ્તા, નોઅપર્યાપ્તા (તે સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેનો સાદિ અપર્યવસીત છે (એટલે તેહની આદિ છે પણ અંત નથી)

પ્રશ્ન—હે ભગવંત, પર્યાપ્તાને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે અંતર્મુહૂર્ત્તનો ને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહૂર્ત્તનો અંતર પડે (એટલોજ અપર્યાપ્તાનો કાળ છે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, અપર્યાપ્તાને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહૂર્ત્તનો ને ઉત્કૃષ્ટપણે સાગરોપમ સત પ્રથક્ત્વ ઝાઝેરાનો અંતર પડે (એટલોજ પર્યાપ્તાનો કાળ છે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, નોપર્યાપ્તા, નોઅપર્યાપ્તા (સિદ્ધ) તેહને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, તેહને અંતર નથી

પ્રશ્ન—હે ભગવંત, પર્યાપ્તા ૧, અપર્યાપ્તા ૨, ને નોપર્યાપ્તા, નોઅપર્યાપ્તા ૩ એ ત્રણ માંહે કયા કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા નોપર્યાપ્તા, નોઅપર્યાપ્તા (સિદ્ધ) છે ૧, તેથકી અપર્યાપ્તા અનંતગુણા છે ૨ (નિગોદીઆ સિદ્ધથી અનંતગુણા છે તે માટે) ને તે થકી પર્યાપ્તા જીવ સંખ્યાતગુણા છે ૩, (સૂક્ષ્મ માંહે પર્યાપ્તા ઘણા છે તે માટે) ॥૩॥

અથવા વળી ત્રણ ભેદે સર્વ જીવ કહ્યા છે સૂક્ષ્મ ૧, બાદર ૨ નોસૂક્ષ્મ, નોબાદર ૩ (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત, સૂક્ષ્મ જીવ સૂક્ષ્મપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અંતર્મુહૂર્ત રહે ને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતો કાળ પૃથ્વીની કાયસ્થિતિ જેટલો અસંખ્યાતો કાળ રહે

પ્રશ્ન—હે ભગવત, બાદર જીવ બાદરપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે અસખ્યાતો કાળ તે કાળથકી અસખ્યાતી ઉત્સર્પિણી, અવસર્પિણી અને ક્ષેત્રથકી આગુલના અસખ્યાતમા ભાગે આકાશ શ્રેણીમાહિ જેટલા આકાશ પ્રદેશ હોય તેટલી ઉત્સર્પિણી, અવસર્પિણી લગી રહે

પ્રશ્ન—હે ભગવત, નોસુક્ષ્મ, નોબાદર (સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેતો સાદિ અપર્ય વસીત છે (તેની આદિ છે પણ અત નથી)

પ્રશ્ન—હે ભગવત, સુક્ષ્મ જીવને કેટલા કાળનો અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેને બાદરપણાની કાયસ્થિતિના કાળ જેટલો અતર જાણવો

પ્રશ્ન—હે ભગવત, બાદર જીવને કેટલા કાળનો અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેને સુક્ષ્મપણાની કાયસ્થિતિના કાળ જેટલો અતર જાણવો

પ્રશ્ન—હે ભગવત, નોસુક્ષ્મ, નોબાદર તેહને અતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ તેહને અતર નથી

પ્રશ્ન—હે ભગવત, સુક્ષ્મ ૧, બાદર ૨, અને નોસુક્ષ્મ નોબાદર ૩, એ ત્રણ મહિ કોણ કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા નોસુક્ષ્મ નોબાદર (સિદ્ધ)છે ૧, તે થકી બાદર જીવ અનત ગુણા છે ૨, ને તે થકી સુક્ષ્મ જીવ અસખ્યાત ગુણા છે ૩, ॥૪॥

અથવા વળી ત્રણ ભેદે સર્વ જીવ કહ્યા છે, તે સન્ની ૧, (મન સહીત પચેદ્રી) અસન્ની ૨, (તે મન રહીત) ને નોસન્ની નોઅસન્ની ૩, (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવત, સન્ની જીવ સન્નીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વસો સાગર ઝાઝેરા રહે

પ્રશ્ન—હે ભગવત, અસન્ની જીવ અસન્નીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે અતર્મુહુર્ત્ત રહે ને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો (અનતો) કાળ રહે

પ્રશ્ન—હે ભગવત, નોસન્ની નોઅસન્ની (તે સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે તો સાદિ અપર્ય વસીત છે (તેની આદિ છે પણ અત નથી)

પ્રશ્ન—હે ભગવત સન્ની જીવને અતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ જઘન્યથી અતર્મુહુર્ત્તનો અતર પડે અને ઉત્કૃષ્ટપણે (અનતો) વનસ્પતિનો કાળ અતર પડે

પ્રશ્ન—હે ભગવત, અસન્ની જીવને અતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો અંતર પડે ને ઉત્કૃષ્ટપણે પ્રથક્ત્વ સો સાગરોપમ ઝાઝેરાનુ અંતર પડે (એટલો સજ્ઞીનો કાળ છે તે માટે)

પ્રશ્ન—હે ગૌતમ, નોસજ્ઞી, નોઅસજ્ઞી ને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેહનો અંતર નથી

પ્રશ્ન—હે ભગવંત, સજ્ઞી ૧, અસજ્ઞી ૨, ને નોસજ્ઞી, નોઅસજ્ઞી ૩, (તે સિદ્ધ) એ ત્રણ માંહિ કયા કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા સજ્ઞી (મન સહીત) છે ૧, તે થકી નોસજ્ઞી, નોઅસજ્ઞી (સિદ્ધ) તે અનંત ગુણા છે ૨, ને તે થકી અસજ્ઞી અનંત ગુણા છે ૩, ॥૫॥

અથવા વળી ત્રણ પ્રકારે સર્વ જીવ કહ્યા છે તે ભવ સિદ્ધિયા ૧, (તે ભવ્ય) અભવ્ય સિદ્ધિયા ૨, (તે અભવ્ય) ને નોભવ્યસિદ્ધિયા, નોઅભવ્યસિદ્ધિયા ૩, (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત ભવ્યસિદ્ધિયા ભવ્યસિદ્ધિયાપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે અનાદિ સપર્યવસીત છે (તેની આદિ નથી પણ અંત છે)

પ્રશ્ન—હે ભગવંત, અભવ્યસિધિયા અભવ્યસિધિયાપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે અનાદિ અપર્યવસીત છે (એટલે તેની આદિ પણ નથી ને અંત પણ નથી)

પ્રશ્ન—હે ભગવંત, નોભવ્યસિધિયા, નોઅભવ્યસિધિયા કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે સાદિ અપર્યવસીત છે (એટલે તેની આદિ છે પણ અંત નથી)

એ ત્રણેને અંતર નથી (કેમકે ભવ્ય છે તે અભવ્ય ન થાય, અભવ્ય છે તે ભવ્ય ન થાય ને સિદ્ધ છે તે અસિદ્ધ ન થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, ભવ્ય ૧, અભવ્ય ૨, ને નોભવ્ય નોઅભવ્ય ૩, એ ત્રણ માહે કયા કયાથકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા અભવ્ય છે ૧, તે થકી નોભવ્ય નોઅભવ્ય (તે સિદ્ધ) અનંત ગુણા છે ૨ ને તે થકી ભવ્ય અનંત ગુણા છે ૩ ॥૬॥

અથવા વળી ત્રણ પ્રકારે સર્વ જીવ કહ્યા છે તે ત્રસ ૧, (બે ઇંદ્રીયાદિક) સ્થાવર ૨ (તે એકેદ્રી) નોત્રસ નોસ્થાવર ૩ (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત, ત્રસજીવ ત્રસપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતમુહુર્ત ને ઉત્કૃષ્ટપણે બે હજાર સાગરોપમ ઝાઝેરા રહે (પૂર્વ દ્રીવિધિ પ્રતિપતિને વિષે તેઉ, વાયુને પણ ત્રસ કહ્યા છે પણ ઇહા સ્થાવરમા ગણ્યા છે અને ઇહા તો ફકત બે ઇંદ્રિયાદિકજ ત્રસ જાણવા તો તે માહે તો બે હજાર સાગરોપમ ઝાઝેરા રહે એ ભાવ)

પ્રશ્ન—હે ભગવત, સ્થાવર જીવ સ્થાવરપણે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ, વનસ્પતિના જેટલો (અનતો) કાળ રહે
પ્રશ્ન—હે ભગવત, નોત્રસ નોસ્થાવર જીવ (તે સિદ્ધ) કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ, તેતો સાદિ અપર્યવસીત છે (તેની આદિ છે પણ અત નથી)
પ્રશ્ન—હે ભગવત, ત્રસ જીવને અતર કેટના કાળનો પડે?
ઉત્તર—હે ગૌતમ, વનસ્પતિના જેટલો (અનતો) કાળ અતર પડે
પ્રશ્ન—હે ભગવત, સ્થાવર જીવને અતર કેટલા કાળનો પડે?
ઉત્તર—હે ગૌતમ, બે હજાર સાગરોપમ ઝાઝેરાનો અતર પડે
પ્રશ્ન—હે ભગવત, નોત્રસ નોસ્થાવર તેને અતર કેટલા કાળનો પડે?
ઉત્તર—હે ગૌતમ, તેહને અતર નથી
પ્રશ્ન—હે ભગવત, ત્રસ ૧, સ્થાવર ૨, ને નોત્રસ નોસ્થાવર ૩, એ ત્રણ માહે કયા કયા થકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા ત્રસ જીવ છે ૧, તેથકી નોત્રસ નોસ્થાવર તે અનત ગુણા છે ૨, ને તે થકી સ્થાવર જીવ અનત ગુણા છે ૩ ॥૭॥ એ શ્રી જીવાભિગમ સૂત્રે સર્વ જીવની ત્રીવિધિ પ્રતિપતિ સપૂર્ણ થઇ

## ૧૪૨. ચાર પ્રકારે સર્વ જીવના આળાવા ચાર. તેમા તેની કાયસ્થિતિ, અતર ને અલ્પ, બહુત્વનો અધિકાર.

ત્યા જે આચાર્ય એમ કહેછે જે ચાર ભેદે સર્વ જીવ કહ્યાછે તે કહે છે મનજોગી ૧, (સજ્ઞી પચેદ્રી તે પણ મન વ્યાપાર સહીત) વચનજોગી ૨, (તે બેઇદ્રિયાદિક તે પણ વચન વ્યાપારવત) કાયજોગી ૩, (સર્વ જીવ) ને અજોગી ૪ (તે સિદ્ધ અને ચઉદમા ગુણઠાણાના)

પ્રશ્ન—હે ભગવત મનજોગી મનજોગીપણે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ જઘન્યથી એક સમય રહે (મનો વર્ગણાના પુદ્દગળ લેવારૂપ) ને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્ત રહે (મન વ્યાપાર ચીંતનરૂપ) એમ વચનજોગી પણ કહેવા
પ્રશ્ન—હે ભગવત કાયજાગી કાયજોગીપણે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે અતર્મુહુર્ત રહે અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો (અનતો) કાળ રહે
પ્રશ્ન—હે ભગવત અજોગી અજોગીપણે કેટલો કાળ રહે?
ઉત્તર—હે ગૌતમ, તેનો સાદિ અપર્યવસીત છે (એટલે તેની આદિ છે પણ અંત નથી)

પ્રશ્ન—હે ભગવત, મનજોગીને અતર કેટના કાળનું પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્તનું અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો (અનંતો) કાળ અતર પડે એમ વચન જોગીને પણ અતર કહેવું

પ્રશ્ન—હે ભગવત, કાયજોગીને અતર કેટલા કાળનું પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યપણે એક સમયનું ને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્તનું અતર પડે (મનોજોગ, વચન જોગ વર્તતા હોય)

પ્રશ્ન—હે ભગવત, અજોગીને અતર કેટલા કાળનું પડે?

ઉત્તર—હે ગૌતમ, તેને અતર નથી (અજોગી પાછો સજોગી ન થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવત, મનજોગી ૧, વચન જોગી ૨, કાયજોગી ૩, ને અજોગી ૪ એ ચાર માહે કયા કયા થકી થોડા ઘણાં હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા મનજોગી છે ૧, તે થકી વચનજોગી અસખ્યાતગુણા છે ૨, તે થકી અજોગી અનતગુણા છે ૩, ને તે થકી કાયજોગી અનતગુણા છે ૪ ॥૧॥

અથવા વળી ચાર પ્રકારે સર્વ જીવ કહ્યા છે તે સ્ત્રીવેદી ૧, પુરૂષવેદી ૨, નપુસક વેદી ૩, ને અવેદી ૪, (તે નવમા ગુણઠાણા ઉપરના ને સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવત, સ્ત્રીવેદિ સ્ત્રીવેદપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, એકસો દશ પલ્યોપમ તથા સો પલ્યોપમ તથા અઢાર પલ્યોપમ તથા ચાદ પલ્યોપમ તથા પલ્ય પ્રથકત્વ એ સર્વ પૂર્વ ક્રોડી પ્રથકત્વે અધિક ને જઘન્ય એક સમય રહે (એ સર્વેની ભાવના પૂર્વે જેમ જીવાભિ પ્રતિપત્તિ માહે કહી છે તેમ જાણવી)

પ્રશ્ન—હે ભગવત, પુરૂષવેદી પુરૂષવેદપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત રહે ને ઉત્કૃષ્ટપણે પ્રથકત્વ સો સાગરોપમ ઝાઝેરાં રહે

પ્રશ્ન—હે ભગવત, નપુસકવેદી નપુસકવેદપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે (ઉપસમ શ્રેણી અવેદી થઇને પડતાં પાછો એક સમય નપુસક વેદી થઇને મરી અનુત્તર વૈમાને જાય ત્યા પુરૂષવેદી થાય તે માટે) ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ રહે (એકદ્રિયાદિક માંહે)

પ્રશ્ન—હે ભગવત, અવેદી અવેદીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, અવેદી બે ભેદે છે તે સાદિ અપર્યવસીત ૧, (તે ક્ષીણવેદી અને સિદ્ધ) અને સાદિ સપર્યવસીત ૨, (તે ઉપશાત વેદી દશમે, અગ્યારમે ગુણઠાણે) તેમાં જે સાદિ સપર્યવસિત (ઉપસાત વેદી) તે જઘન્યથી એક સમય રહે અને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્ત લગી રહે (એટલોજ ઉપસાત મોહનો કાળ છે તે માટે)

પ્રશ્ન—હે ભગવત, સ્ત્રીવેદને અતર કેટના કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનો અંતર પડે (અવેદી તથા પુરૂષવેદી થાતાં અંતર પડે તે) અને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ અંતર પડે (તે એમ જે વનસ્પતિ માંહે જાય ત્યારે)

પ્રશ્ન—હે ભગવંત, પુરૂષવેદને અંતર કેટના કાળનો પડે

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમયનો (ઉપસાંત નવમે ગુણઠાણે એક સમય અવેદી રહી અનુત્તર વૈમાને જાય ત્યાં વળી પુરૂષવેદી થાય તે માટે) અને ઉત્કૃષ્ટપણે વનસ્પતિના જેટલો (અનંતો) કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, નપુંસકવેદીને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનો (ઉપસાંત વેદ તથા અન્ય વેદને ભજતાં) અને ઉત્કૃષ્ટપણે સાગરોપમ પ્રથક્ત્વ ગો ઝાઝેરાંનો અંતર પડે (એટલું પુરૂષવેદપણે રહે પછી નપુંસક વેદ થાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, અવેદીને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, અવેદી બે ભેદે છે તે સાદિ અપર્વસિત ૧, (તે ક્ષીણવેદી અને સિદ્ધ) તેહને અંતર નથી અને સાદિ સપર્યવસીત ૨ (તે ઉપસાંત વેદી દશમે, અગ્યારમે ગુણઠાણે) તેહને જઘન્યથી અંતર્મુહુર્તનો અંતર પડે ને ઉત્કૃષ્ટપણે અનંતો કાળ જાવત્ અર્ધ પુદ્ગળ પરાવર્ત દેશે ઉણો એટલો અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, સ્ત્રીવેદી ૧, પુરૂષવેદી ૨, નપુંસકવેદી ૩, ને અવેદી ૪ એ ચાર માંહે કયા કયા થકી થોડા ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા પુરૂષવેદી છે ૧, તે થકી સ્ત્રીવેદી સંખ્યાત ગુણા છે ૨, તે થકી અવેદી અનંત ગુણા છે ૩ (સિદ્ધ અનંતા તે માટે) ને તે થકી નપુંસકવેદી અનંતગુણા છે ૪ (એકેંદ્રી અનંતા તે માટે)

અથવા વળી ચાર ભેદે સર્વ જીવ કહ્યા છે તે ચક્ષુ દર્શણી ૧, (આંખે દેખે તે) અચક્ષુ દર્શણી ૨, (આંખ વિના શેષ ચાર ઇંદ્રીએ જાણે તે) અવધિ દર્શણી ૩, (અવધી દર્શને દેખે તે) ને કેવળ દર્શણી ૪, (તે કેવળ દર્શને દેખે તે)

પ્રશ્ન—હે ભગવંત, ચક્ષુ દર્શણિ ચક્ષુદર્શનીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત રહે ને ઉત્કૃષ્ટપણે હજાર સાગરોપમ ઝાઝેરા રહે

પ્રશ્ન—હે ભગવંત, અચક્ષુ દર્શની અચક્ષુ દર્શનીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે અનાદિ અપર્યવસીત ૧, (તે અભવ્ય) ને અનાદી સપર્યવસીત ૨, (તે ભવ્ય) (એ બેના કાળનું માન કહેવાય નહીં)

પ્રશ્ન—હે ભગવંત, અવધિ દર્શણી અવધી દર્શણીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે (અવધિ પામ્યા પછીજ કોઇકને મરણ

થાય તે આશ્રિ) અને ઉત્કૃષ્ટપણે બે છાસઠ સાગરોપમ એટલે એકસો બત્રીસ સાગરોપમ ઝાઝેરા (એક છાસઠ સાગર મનુષ્ય કે તિર્યંચ પચેંદ્રી સાતમી નરકે તેત્રીસ સાગરની સ્થિતિ પામે ત્યાં સમ્યકત્વ પામી ફરી સમ્યક્ત્વ વમી વળી સાતમી નરકે તેત્રીસ સાગરની સ્થિતિ પામે એમ છાસઠ સાગરોપમ થાય, ત્યારપછી સમ્યક્ત પામેથી વિભંગજ્ઞાન માહેથી અવધી જ્ઞાન થાય દેવતા, મનુષ્યપણે છાસઠ સાગર રહે એમ એકસો બત્રીસ સાગર ઝાઝેરા લગી અવધિદર્શન રહે અવધજ્ઞાન ને વિભંગજ્ઞાન એ બેમા નામ ફેર છે પણ અવધિદર્શન તો એકજ છે)

પ્રશ્ન—હે ભગવંત, કેવળ દર્શની કેવળ દર્શનીપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેની આદિ છે પણ અંત નથી (આવ્યુ ન જાય તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, ચક્ષુ દર્શણીને અંતર કેટલા કાળનો પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનો અંતર પડે ને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, અચક્ષુદર્શણીને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેના બે ભેદ છે તે પૂર્વે કહ્યા છે તે બનેનો અંત નથી (સંસારી સર્વને અચક્ષુ દર્શન છે તે માટે)

પ્રશ્ન—હે ભગવંત, અવધિ દર્શનીને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્તનો અંતર પડે ને ઉત્કૃષ્ટપણે (અનંતો) વનસ્પતિનો કાળ અંતર પડે

પ્રશ્ન—હે ભગવંત, કેવળ દર્શણીને કેટલા કાળનો અંતર પડે?

ઉત્તર—હે ગૌતમ, તેતો સાદિ અપર્યવસિત છે (આવ્યુ જાય નહિ) તે માટે અંતર નથી

પ્રશ્ન—હે ભગવંત, ચક્ષુ દર્શણી ૧, અચક્ષુ દર્શણી ૨, અવધિ દર્શણી ૩, ને કેવળ દર્શણી ૪, એ ચાર માટે કયા કયાથકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વથકી થોડા અવધિ દર્શની છે ૧, (દેવતા, નારકી અને કેટલાએક પચેંદ્ર તીર્યંચ, મનુષ્યને હોય તે માટે) તેથકી ચક્ષુ દર્શની અસંખ્યાત ગુણા છે ૨, (ચઉરીંદ્રી અને પચેંદ્રી સર્વને છે તે માટે) તેથકી કેવળ દર્શની અનંત ગુણા છે ૩, (સિદ્ધ અનંતા માટે) અને તેથકી અચક્ષુ દર્શની અનંત ગુણા છે ૪, (સર્વ સંસારી જીવને અચક્ષુ દર્શન છે તે માટે) ॥૩॥

અથવા વળી ચાર ભેદે સર્વ જીવ કહ્યા છે સંજત ૧, (સર્વ વિરતિ સાધુ) અસંજત ૨, (તે અવિરતી) સંજતા સંજત ૩, (તે દેસ વિરતિ શ્રાવક) ને નો સંજત, નોઅસંજત, નો સંજતાસંજત ૪ (તે સિદ્ધ)

પ્રશ્ન—હે ભગવંત, સંજત સંજતપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે અને ઉત્કૃષ્ટપણે નવ વરસે ઉણી કોડ પૂર્વ લગી રહે.

પ્રશ્ન—હે ભગવત, અસજત અસજતપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ કહ્યા છે, અનાદિ અપર્યવસીત ૧, (તે અભવ્ય) અનાદિ સપર્યવસીત ૨, (તે ભવ્ય) અને સાદિ સપર્યવસિત ૩, (તે પડવાય) તેમા જે સાદિ સપર્યવસીત છે તે જઘન્યથી અતર્મુહુર્ત અને ઉતૃષ્ટપણે અર્ધ પુદ્દગળ પરાવર્ત મારેરા રહે (શેષ બેનુ કાળ માન ન કહેવાય)

પ્રશ્ન—હે ભગવત, સજતા સજત સજતા સજતપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત રહે અને ઉતૃષ્ટપણે નવ વર્સે ઉણીક્રોડ પુરવણી રહે

પ્રશ્ન—હે ભગવત, નો સજત, નોઅસજત, નો સજતા સજત (સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે તો સાદિ અપર્યવસીન છે (તેની આદિ છે પણ અત નથી)

પ્રશ્ન—હે ભગવત, સજતને અતર કેટના કાળનુ પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્તનુ (માઠા અધ્યવસાએ પડવા રૂપ) અને ઉતૃષ્ટપણે અર્ધ પુદ્દગળ પરાવર્ત દેમે ઉણું એટલુ અતર પડે

પ્રશ્ન—હે ભગવત, અસજતને અતર કેટલા કાળનુ પડે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે તે અનાદિ અપર્યવસીન ૧, અનાદિ સપર્યવસીત ૨, અને સાદિ સપર્યવસીન ૩ તેમા અનાદિ અપર્યવસીન અને અનાદિ સપર્યવસીત એ બેને અતર નથી અને સાદિ સપર્યવસીત તેને જઘન્યથી એક સમયનું અતર પડે અને ઉતૃષ્ટપણે નવ વર્સે ઉણુ પૂર્વ ક્રોડીનુ અતર પડે (એટલુજ ચારીત્રનુ માન છે પછે તે ઉપરાંત અવશ્યમેવ અવિરતિ આવે તે માટે)

પ્રશ્ન—હે ભગવત, સજતા સજતને કેટલા કાળનુ અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જેમ સજતને કહ્યુ તેમ જઘન્ય અતર્મુહુર્તનુ અને ઉતૃષ્ટપણે અર્ધ પુદ્દગળ પરાવર્ત દેશે ઉણાનુ અતર કહેવુ

પ્રશ્ન—હે ભગવત, નોસજત, નોઅસજત, નોસજતા સજત (સિદ્ધ) તેહને કેટલું અતર પડે

ઉત્તર—હે ગૌતમ, તેહને અતર નથી

પ્રશ્ન—હે ભગવત, સજત ૧ અસજત ૨ સજતા સજત ૩ અને નોસજત, નોઅસજત, નોસજતાસજત ૪ એ ચાર માંહે કવણ કવણ થકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા સજત છે ૧. (ઉતૃષ્ટપણે નવ હજાર ક્રોડ સાધુ પામીએ તે માટે) તે થકી સજતા સજત અસંખ્યાત ગુણા છે ૨ (તિર્યંચ માંહિ દેશ વિરતિ અસખ્યાતા પામીએ તે માટે) તે થકી નોસજત નોઅસજત નોસજતા સજત તે અનત ગુણા છે ૩ (સિદ્ધ અનતા માટે) તે થકી અસજત અનત ગુણા છે ૪ ઇતિ એ શ્રી જીવાભિગમસૂત્રે ચતુર્વિધ ભેદે ચાર પ્રતિપત્તિ સપૂર્ણ થઈ

## ૧૪૨. પાચ પ્રકારે સર્વ જીવના આળાવા બે. તેમાં તેની કાયસ્થિતિ, અતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

સા જે આચાર્ય એમ કહે છે જે પાચ ભેદે સર્વ જીવ કહ્યા છે તે કહે છે નારકી ૧ તિર્યંચ ૨ મનુ'ય ૩ દેવતા ૪ અને સિદ્ધ ૫

એહની કાયસ્થિતિ અને અતર જેમ પૂર્વે કહ્યા છે તેમજ ઇહા પણ જાણવા

**પ્રશ્ન**—હે ભગવત, નારકી ૧ તિર્યંચ ૨ મનુ'ય ૩ દેવતા ૪ અને સિદ્ધ ૫ એ પાચ માહે કયા કયા થકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા મનુષ્ય છે ૧ તે થકી નારકી અસખ્યાત ગુણા છે ૨ તે થકી દેવતા અસખ્યાત ગુણા છે ૩ તે થકી સિદ્ધ અનત ગુણા છે ૪ ને તે થકી તિર્યંચ અનત ગુણા છે ૫ ॥૧॥

અથવા વળી પાચ ભેદે સવ જીવ કહ્યા છે ક્રોધકષાય ૧ માનકષાય ૨ માયાકષાય ૩ લોભકષાય ૪ અને અકષાય ૫ (તે સિદ્ધ અને દશમા ગુણઠાણાથી ઉપરલા જાણવા)

**પ્રશ્ન**—હે ભગવત, ક્રોધકષાય ક્રોધકષાયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત રહે અને ઉત્કૃષ્ટપણે પણ અતર્મુહુર્તજ રહે (પછે કષાયાત્તરે ભજે) એમ માનકષાય અને માયાકષાય પણ કહેવા

**પ્રશ્ન**—હે ભગવત, લોભકષાય લોભકષાયપણે કેટનો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે (દશમે ગુણઠાણે જઘન્યથી એક સમયજ લોભોદય વેદી કાળ કરે તો પડતો અન્ય કષાય ભજે તે માટે) અને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્ત રહે (પછે કષાયાત્તર ભજે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવત, અકષાય અકષાયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે તેમા ક્ષીણ કષાય તે સાદિ અનત છે ૧, અને ઉપસાત કષાય (અગ્યારમે ગુણઠાણે) તે જઘન્યપણે એક સમય રહે અને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્ત રહે

**પ્રશ્ન**—હે ભગવત, ક્રોધકષાયને અતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમયનુ અતર પડે (લોભોદયનો સમય) અને ઉત્કૃષ્ટપણે અતર્મુહુર્તનો અતર પડે એમ માનકષાય અને માયાકષાયને પણ અતર કહેવો

**પ્રશ્ન**—હે ભગવત, લોભકષાયને અતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અતમુહુર્તનો અને ઉત્કૃષ્ટપણે પણ અતર્મુહુર્તનો અતર પડે

**પ્રશ્ન**—હે ભગવત, અકષાયને અતર કેટના કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભે છે ક્ષીણ કષાય ૧ અને ઉપસાંત કષાય ૨

પ્રશ્ન—હે ભગવત, અસજત અસજતપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ કહ્યા છે, અનાદિ અપર્યવસીત ૧, (તે અભવ્ય) અનાદિ સપર્યવસીત ૨, (તે ભવ્ય) અને સાદિ સપર્યવસિત ૩, (તે પડવાય) તેમાં જે સાદિ સપર્યવસીત છે તે જઘન્યથી અતર્મુહુર્ત અને ઉત્કૃષ્ટપણે અર્ધ પુદગલ પરાવર્ત માંહેરા રહે (શેષ બેનું કાળ માન ન કહેવાય)

પ્રશ્ન—હે ભગવત, સજતા સજત સજતા સજતપણે કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્ત રહે અને ઉત્કૃષ્ટપણે નવ વરસે ઉણીક્રોડ પુર્વલગી રહે

પ્રશ્ન—હે ભગવત, નોસજત, નોઅસજત, નોસજતા સજત (સિદ્ધ) કેટલો કાળ રહે?

ઉત્તર—હે ગૌતમ, તે તો સાદિ અપર્યવસીત છે (તેની આદિ છે પણ અત નથી)

પ્રશ્ન—હે ભગવત, સજતને અતર કેટલા કાળનુ પડે?

ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અતર્મુહુર્તનું (માઠા અધ્યવસાએ પડયા રૂપ) અને ઉત્કૃષ્ટપણે અર્ધ પુદગલ પરાવર્ત દેસે ઉણુ એટલુ અતર પડે

પ્રશ્ન—હે ભગવત, અસજતને અતર કેટલા કાળનું પડે?

ઉત્તર—હે ગૌતમ, તેના ત્રણ ભેદ છે તે અનાદિ અપર્યવસીત ૧, અનાદિ સપર્યવસીત ૨, અને સાદિ સપર્યવસીત ૩ તેમા અનાદિ અપર્યવસીત અને અનાદિ સપર્યવસીત એ બેને અતર નથી અને સાદિ સપર્યવસીત તેને જઘન્યથી એક સમયનું અતર પડે અને ઉત્કૃષ્ટપણે નવ વરસે ઉણુ પૂર્વ ક્રોડીનું અતર પડે (એટલુજ ચારીત્રનુ માન છે પછે તે ઉપરાંત અવસ્યમેવ અવિરતિ આવે તે માટે)

પ્રશ્ન—હે ભગવત, સજતા સજતને કેટલા કાળનું અતર પડે?

ઉત્તર—હે ગૌતમ, જેમ સજતને કહ્યુ તેમ જઘન્ય અતર્મુહુર્તનું અને ઉત્કૃષ્ટપણે અર્ધ પુદગળ પરાવર્ત દેશે ઉણુ અતર કહેવુ

પ્રશ્ન—હે ભગવત, નોસજત, નોઅસજત, નોસજતા સજત (સિદ્ધ) તેહને કેટલું અતર પડે

ઉત્તર—હે ગૌતમ, તેહને અતર નથી

પ્રશ્ન—હે ભગવત, સજત ૧ અસજત ૨ સજતા સજત ૩ અને નોસજત, નોઅસજત નોસજતાસજત ૪ એ ચાર માહે કયા કયા થકી થોડા, ઘણા હોય?

ઉત્તર—હે ગૌતમ, સર્વ થકી થોડા સજત છે ૧ (ઉત્કૃષ્ટપણે નવ હજાર ક્રોડ સાધુ પામીએ તે માટે) તે થકી સજતા સજત અસખ્યાત ગુણા છે ૨ (તિર્યંચ માંહે દેશ વિરતિ અસખ્યાતા પામીએ તે માટે) તે થકી નોસજત, નોઅસજત, નોસજતા સજત તે અનત ગુણા છે ૩ (સિદ્ધ અનતા માટે) તે થકી અસજત અનત ગુણા છે ૪ ॥૪॥ એ શ્રી જીવાભિગમસૂત્રે ચતુર્વિધ સર્વ જીવની પ્રતિપત્તિ સપૂર્ણ થઇ

## ૧૪૭. પાંચ પ્રકારે સર્વ જીવના આળાવા એ. તેમાં તેની કાયસ્થિતિ, અંતર ને અલ્પ બહુત્વનો અધિકાર.

ત્યા જે આચાર્ય એમ કહે છે જે પાચ ભેદે સર્વ જીવ કહ્યા છે તે કહે છે નારકી ૧ તિર્યંચ ૨ મનુષ્ય ૩ દેવતા ૪ અને સિદ્ધ ૫

એહની કાયસ્થિતિ અને અંતર જેમ પૂર્વે કહ્યા છે તેમજ ઇહા પણ જાણવા

**પ્રશ્ન**—હે ભગવંત, નારકી ૧ તિર્યંચ ૨ મનુષ્ય ૩ દેવતા ૪ અને સિદ્ધ ૫ એ પાચ માંહિ કયા કયા થકી થોડા, ઘણા હોય?

**ઉત્તર**—હે ગૌતમ, સર્વ થકી થોડા મનુષ્ય છે ૧ તે થકી નારકી અસખ્યાત ગુણા છે ૨ તે થકી દેવતા અસખ્યાત ગુણા છે ૩ તે થકી સિદ્ધ અનંત ગુણા છે ૪ ને તે થકી તિર્યંચ અનંત ગુણા છે ૫ ॥૧॥

અથવા વળી પાચ ભેદે સર્વ જીવ કહ્યા છે ક્રોધકષાય ૧ માનકષાય ૨ માયાકષાય ૩ લોભકષાય ૪ અને અકષાય ૫ (તે સિદ્ધ અને દશમા ગુણઠાણાથી ઉપરલા જાણવા)

**પ્રશ્ન**—હે ભગવંત, ક્રોધકષાય ક્રોધકષાયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્ત રહે અને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તજ રહે (પછે કષાયાંતરે ભજે) એમ માનકષાય અને માયાકષાય પણ કહેવા

**પ્રશ્ન**—હે ભગવંત, લોભકષાય લોભકષાયપણે કેટનો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમય રહે (દશમે ગુણઠાણે જઘન્યથી એક સમયજ લોભોદય વેદી કાળ કરે ત્યા પડતો અન્ય કષાય ભજે તે માટે) અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહુર્ત્ત રહે (પછે કષાયાંતર ભજે તે માટે)

**પ્રશ્ન**—હે ભગવંત, અકષાય અકષાયપણે કેટલો કાળ રહે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે તેમા ક્ષીણ કષાય તે સાદિ અનંત છે ૧, અને ઉપસાંત કષાય (અગ્યારમે ગુણઠાણે) તે જઘન્યપણે એક સમય રહે અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહુર્ત્ત રહે

**પ્રશ્ન**—હે ભગવંત, ક્રોધકષાયને અંતર કેટલા કાળનું પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી એક સમયનું અંતર પડે (લોભોદયનો સમય) અને ઉત્કૃષ્ટપણે અંતર્મુહુર્ત્તનો અંતર પડે એમ માનકષાય અને માયાકષાયને પણ અંતર કહેવો.

**પ્રશ્ન**—હે ભગવંત, લોભકષાયને અંતર કેટલા કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત્તનો અને ઉત્કૃષ્ટપણે પણ અંતર્મુહુર્ત્તનો અંતર પડે

**પ્રશ્ન**—હે ભગવંત, અકષાયને અંતર કેટના કાળનો પડે?

**ઉત્તર**—હે ગૌતમ, તેના બે ભેદ છે ક્ષીણ કષાય ૧ અને ઉપસાંત કષાય ૨

